# આનંદ-લહરી.

## રસમય વાર્તાઓનો સંગ્રહ.

પ્રયોજક,

ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.

મુ. ચંદરવા (રાણપુર)



પ્રકાશક,

ચિમનલાલ ર. દેસાઈ.

મહારાજા બીલ્ડીંગ-

ગીરગામ બેકરોડ,

મુંબાઈ.





આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૧૦૦૦

સને ૧૯૨૧ સંવત ૧૯૭૭

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્ક્સ લી. અમદાવાદ.



કિંમત રૂ. ૨-૦-૦.

# નમુનો મફત. નમુનો મફત.

# G.H. Tea જી. એચ. ટી.

## ગારો હીલની લહેજતદાર ચાહ.

પીઓ. આ સ્વાદીષ્ટ ચાહનો પ્યાલો.

હીમાલયની તલેટીમાં આસામના ચાહના બગીચાઓમાંથી ખાસ હીંદી ટેસ્ટને માફક આવે તેવી લહેજતદાર ચાહ ! દેશી મજુરો, દેશી થાપણ અને દેશી માલ, સ્વદેશી ચાહની, સ્વદેશી ધમાલ. બેહદ સસ્તા ભાવ. વેપારીઓને હરીફાઇમાં માલ મુકવાનો સોનેરી સંજોગ—એક વખત અજમાયસ દાખલ આ ચાહનો એક ડબો ખરીદી ચાહ પી ખાત્રી કરો.

ભાવ રતલ ૧ ના ૦—૧૨—૦, ½ રતલ ૦—૬—૦, રતલ પા ૦—૩—૬

દરેક જગ્યાએ વચવાળા એજન્ટો જોઇએ છે. | ધી ગારો હીલ ટી ટ્રેડીંગ કું. લી૦, નં૦ ૧૭૨, બો બજાર સ્ટ્રીટ, કલકત્તા.

## તમામ પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

મુંબઇ ઇલાકાના સોલ એજન્ટ—

**મેસર્સ કેસરીપ્રસાદ એન્ડ કું૦**

ટેલીફોન નં૦ ૪૪૭૩.

પારસી બજાર, વાડીયા હાઉસ, કોટ, મુંબાઇ.

# પ્રકાશકના બે બોલ !

એક વર્ષ ઉપર "શ્રી કૈલાસ માનસ સરોવર દર્શન" નામનું પુસ્તક મારા તરફથી પ્રકટ થયું ત્યારે ઘણા લેખકો તેમજ મારા સ્નેહીવર્ગ તરફથી એવી ટીકા થતી હતી કે, આવા પુસ્તકો છપાવી નાહક પૈસા બગાડવાનો આ રસ્તો છે. પરંતુ મને જણાવતાં ઘણો હર્ષ થાય છે કે એક વર્ષની ટુંક મુદતમાં સદરહુ પુસ્તકની બે હજાર પ્રતો વેચાઇ ગઇ છે અને તેના વેચાણમાંથી લગભગ રૂા. ૧૫૦૦) ધર્માદા અપાઇ ગયા છે. સદરહુ પુસ્તકમાં મેં જણાવ્યું હતું કે બીજા કોઈ ગ્રહસ્થો પાસે સારાં પુસ્તકો લખેલાં હોય અને તે જો મને મોકલી આપશે તો હું છપાવી બહાર પાડીશ. આ ઉપરથી મને કેટલાક લેખક બન્ધુઓ તરફથી જુદી જુદી સૂચનાઓ, આશા, વચનો અને લેખોની મદદો મળતાં રહ્યા છે. તેમણે મારા ઉત્સાહમાં વધારો કર્યો છે. સદરહુ પુસ્તક એ ઉત્સાહનું પરિણામ છે.

"ગુજરાતી" પ્રેસ તરફથી બહાર પડતા "ભારત લોક કથા"ના ભાગો અને સસ્તા સાહિત્યની ટુંકી વાર્તાઓ વગેરે ઉપરથી વાચકોનો મોટો ભાગ ટુંકી વાર્તાઓના વાચન તરફ પ્રીતિ ધરાવે છે, એવો ખ્યાલ આવતાં મેં બીજાં પુસ્તકો સાથે દર વર્ષે આવાં ટુંકી વાર્તાઓનાં પણ એક-બે પુસ્તકો પ્રકટ કરવાની ઇચ્છા રાખી છે. જો વાંચકો તરફથી આ "લહરી" નો સારો સત્કાર થશે, તો તેનો બીજો ભાગ કે જેમાં ઘણાં સુન્દર, સુરસિક, આકર્ષક સાંસારિક ચિત્રો છે તે સત્વર પ્રકટ કરવાની વ્યવસ્થા હું કરી શકીશ.

આ વાર્તાસંગ્રહ રા. ધીરજના હાથથી હિન્દી, મરાઠી અને બંગાળી ભાષાનાં માસિકો તથા પુસ્તકો ઉપરથી જે રીતે અનુવાદિત થયેલો છે, તેજ રીતે તેનો બીજો ભાગ પણ સાંસારિક વાર્તાઓ વડે એજ ભાઇએ તૈયાર કરી આપ્યો છે. પુસ્તકો છપાવવામાં

તથા પ્રુફ તપાસવાની વ્યવસ્થાનો ભાર પોતાને માથે લેવા બદલ હું 'વાર્ત્તાવારિધિ'ના તંત્રી ઉદયચંદ લાલચંદ પંડિતનો આભારી છું.

મરહુમ બાળ ગંગાધર તિલકના સ્વર્ગવાસ વખતે એક સારી જેવી રકમ તેમના સ્મારક ફંડમાં આપવા વિચાર કરેલો અને તે બાબતમાં કેટલીક યોજના મેં તૈયાર કરેલી, એટલામાં આ આનંદ લહરી" પુસ્તક બહાર પાડવાની હીલચાલ વધી જવાથી એ પુસ્તક છપાવાનું કામ શરૂ કરેલું. પહેલા એવો વિચાર હતો કે દરેક પુસ્તક દીઠ અમુક રકમ તિલક ફંડમાં આપવી. પરંતુ ગયા મે માસની આખરે ભરૂચમાં પાંચમી રાજકીય પરિષદ ભરાયલી અને તે પરિષદને અંગે ભરૂચ જીલ્લામાંથી રૂ. ૫૦ હજારનો ફાળો આપવાનું નક્કી થયેલું અને સદરહુ પુસ્તકની તમામ આવક ખર્ચ બાદ જતાં જે આવે તે તિલક ફંડમાં આપી દેવાની મારી ઇચ્છા થવાથી આ રકમ તેમાં આપી દેવાની છે. એટલે એક પંથને દો કાજ જેવું હોઇ વાંચકોને ગમ્મત અને જ્ઞાન સાથે પરમાર્થ સાધનની એક તક અનાયાસે પ્રાપ્ત થાય છે. સંભવ છે કે સુજ્ઞ ગ્રાહકગણ તેનો સત્વર લાભ ઉઠાવશે.

ગુજરાતી સાહિત્યમાં ધાર્મિક, ઐતિહાસિક, સામાજીક, વૈજ્ઞાનિક વિષયોને લગતી ઉત્તમ, સુબોધક, નીતિમય વાર્તાઓ, જીવનચરિત્રો તથા પ્રવાસ વર્ણનો વગેરેનાં જ્ઞાનદાયક, સુન્દર પુસ્તકો દર વર્ષ ત્રણથી ૭ સુધી પ્રકટ કરવાની જે યોજના મેં યોજી છે, તે યોજનાનુસાર આ વર્ષ માટેનાં ઉત્તમ પુસ્તકો પ્રેસમાં છાપવા આપી દીધાં છે. કાગળોની તથા છાપખાનાને લગતાં બીજાં સાહિત્યોની સખ્ત મોંઘવારીના આવા સમયમાં મેં ઉઠાવેલા આ સાહસની સાહિત્ય રસિક વાંચકો યોગ્ય કદર કરશે, એવી આશા સાથે આ "બે બોલ" અહીં સમાપ્ત કરૂં છું.

તા. ૧૧-૬-૨૧
ભરૂચ જેઠ સુદ ૬ સંવત ૧૯૭૭ } ચિમનલાલ. ર. દેસાઇ



# આનંદ લહરી.

## ભાગ ૧ લો.

## १ चपळा.

### ૧ ) સરસ્વતીના જળમાં



એકાએક પૂર આવી જવાથી સરસ્વતી નદી બહુ વેગથી વહન કરી રહી છે. ઇસુની ચોથી સદીની વાત છે, તે વખતે પણ ગ્રીષ્મ ઋતુમાં સરસ્વતી સુકાઇ જતી હતી; કિન્તુ વર્ષામાં પાછું તેનું પૂર એટલા પ્રબળ વેગથી આવતું હતું કે સારા સારા હોશિયાર ખારવાઓ પણ તેમાં નાવ છોડવાની હિંમત કરી શકતા નહોતા. સ્થાનેશ્વરના વૃદ્ધો તેમજ બાળકો પોતાનાં કામકાજ છોડી દઇને નદીને કિનારે ક્રિડા-કૌતુક કરી રહ્યા છે. સાહસી યુવકો તરવા સારૂ પાણી-

માં પડેલા છે અને વૃદ્ધ માણસો તેમને ડર દેખાડી દેખાડીને રોકી રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે. કિનારા ઉપર બાળકો પાણી ઉછાળી આનંદિત થઇ રહ્યાં છે. સરસ્વતીમાં બારે માસ પાણી રહેતું નથી. તેથી તેમાં કોઇ મોટાં નાવ પણ નથી રહેતાં. માત્ર બે ચાર નાની નાની હોડીઓ કોઈ કોઇ ઠેકાણે કિનારા ઉપરનાં વૃક્ષોની સાથે બાંધેલી નજરે પડે છે.

એકદમ એક બાલિકાએ એક હોડી ઉપર ચઢી પોતાની બ્હેનપણીને કહ્યું:— "આવ બ્હેન, આપણે એક મજાનો ખેલ ખેલીએ," હોડી પાણીમાં સરી રહી હતી. બાલિકા તેને તેની દોરી ખેંચીને કિનારા તરફ લાવતી હતી, તો ઘડીમાં પાછી બીજી તરફ કેટલેક દૂર સુધી પાણીમાં લઇ જતી હતી. તેનો મજાનો ખેલ એજ હતો. બીજી કન્યાએ ડરીને કહ્યું–"ના બ્હેન! મને તો ડર લાગે છે. હું હોડી ઉપર નહિ ચઢું." એ સાંભળી પહેલી બાલિકા પોતાની રમતમાં મસ્ત થઇ ગઇ. કેટલીક વાર પછી બીજી કન્યાએ કહ્યું– "ચપળા! ચાલને. બહુ રમી લીધું. હવે કયાં સુધી રમ્યા કરીશ?" પરંતુ ચપળાએ તે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને અને હાસ્ય કરી પોતાની સુંદર રમત રમતી રહી.

ભાગ્યની વાત છે. અચાનક દોરી છૂટી ગઇ અને હોડી નદીના પ્રબળ પ્રવાહમાં વહેવા લાગી. જે બાલિકા કિનારા ઉપર હતી તે ઘાંટો કહાડી બોલી–" અરે, કોઈ બચાવો! ચપળા તણાઈ જાય છે!" ચપળાની ઉમ્મર ચૌદ વરસથી અધિક નહોતી. તે બિલકુલ ગભરાઇ નહિ. સાવધાનીથી હોડીને પકડી બેસી રહી. કિનારા ઉપર શોર બકોર સાંભળી ઘણાએક લોક દોડી આવ્યા, કિન્તુ કોઇએ

પણ તેને બચાવવાનું સાહસ કર્યું નહિ. હા, કેટલાક ડાહ્યા લોકો બાલિકાની મૂર્ખતાની સમાલોચના તો અવશ્ય કરવા લાગી ગયા. એટલામાં એક અજાણ્યો આદમી કયાંઈકથી દોડતો આવ્યો, અને એકદમ નદીમાં કૂદી પડી જે તરફ હોડી તણાઈ રહી હતી, તે તરફ ચપળતાથી તરતો તરતો જવા લાગ્યો. જોતજોતામાં હોડી અને તરનાર બન્ને દર્શકોની દ્રષ્ટિથી બહુજ દૂર ચાલ્યાં ગયાં,

જ્યારે એમ કોઈ ન બતાવી શકયું કે તરનારો કોણ હતો; ત્યારે લોકો તરેહ તરેહની કલ્પનાઓ ઉઠાવવા લાગ્યા. કોઇ કહેવા લાગ્યા તે અવશ્ય કોઈ દેવ હશે—આવી વિપત્તીઓને સમયે દેવતાઓ પોતે સહાયતા માટે આવ્યા કરે છે! કોઇએ કહ્યું—અરે, નહિ. આ કલિયુગમાં દેવતા કયાંથી હોય! કોઈ સાધુ મહાત્મા હશે! આજકાલ એવાં પરોપકારનાં કાર્યો તેઓજ કરે છે. આવા પ્રકારના વિતંડાવાદમાં પ્રાચીન દુર્ઘટનાઓની જૂઠી-સાચી બીજી પણ અનેક કથાઓ નીકળી. છેવટે દર્શકગણે બાળબચ્ચાંઓને ડર દેખાડતા-ધમકાવતાં પોતપોતાનો ઘરનો રસ્તો લીધો.

સ્થાનેશ્વરમાં ચપળાને માટે કોઇ શોક કરનાર નહોતું. તેનાં માતપિતા બાળપણમાંજ મરી ગયાં હતાં. એક બહુજ દૂરનો સંબંધી હતો: તેણે તેની ઉપર દયા કરી પોતાને ઘેર લાવી ઉછેરી હતી. ચપળાના પ્રતિપાલકને વિમળા નામક એક કન્યા હતી. વિધાતાએ તેને રૂપ દીધું નહતું: પરંતુ ચપળા એક સૌંદર્યવંતી હતી. એ કારણને લીધે વિમળાની માતા ચપળાને દેખી શકતી નહોતી. તેનાથી એ સૌંદર્ય દેખી ખમાતું નહોતું. અને તેથીજ આજ ચપળાને માટે કોઇને ભૂખ કે નિંદ્રામાં કાંઇ અડચણ આવી નહિ.

## (૨) આશ્રીતા

હોડી એકાદ કોસ સુધી બરાબર વહેતી ચાલી ગઇ. તે પછી તે એક એવી જગ્યામાં જઇ પહોંચી કે જ્યાં નદીનો પટ છેક સાંકડો થઇ ગયો હતો. કિનારો તદ્દન પાસે આવી ગયો હતો. તરનારો તરૂણ પાછળ પાછળ આવી રહ્યો હતો, તેણે તેજ સ્થાન ઉપર હોડી પકડી પાડી. ચપળા હજુ પણ સ્થિરતાથી હોડીને પકડી રહી છે. તેણે અત્યાર સુધીમાં વચ્ચે કોઇ તરફ દ્રષ્ટિ પાત પણ નહોતો કર્યો.

બલિષ્ઠ તરનારાએ જે વખતે હોડીને કિનારા તરફ લઈ જઈ ચપળાને ઉતરવાનું કહ્યું, તે વખતે તેના હાથ કંપવા લાગ્યા. તેનાથી ઉતરી શકાયું નહિં. યુવકે એ જોઇને એક હાથથી તે હોડીના તૂટેલી દોરી પકડી લીધી અને બીજા હાથથી બાલિકાને ઉપાડી કિનારા ઉપર ઉતારી દીધી. બન્નેનાં કપડાં ભીજાઇ ગયાં હતાં. ચપળા ચાલી શકતી નથી એ જોઇને યુવકે પોતાની પીઠ પર બેસાડી તેને પાસેના એક ગામમાં લઇ ગયો.

ગામના લોકોએ બન્નેને કપડાં આપ્યાં, ભોજન આપ્યું. અને સ્થાન આપ્યું. સંધ્યા થતા પહેલાં તે બન્ને સ્વસ્થ થઇ ગયાં. વિસામો મળવાથી તેમનો થાક ઉતરી ગયો. યુવકે કહ્યું—"ચાલો હું તમને તમારા ગામમાં પહોંચાડું," ચપળા રોવા લાગી ને બોલી—"હું અનાથ છું. મારૂં કોઇ નથી. જો મને ત્યાં લઇ જશો તો હું જેના ઘરમાં રહું છું તે મને મારશે ને મારો તિરસ્કાર કરશે." એ સાંભળી યુવક કેટલોક વખત ચિંતામાં પડી ગયો. આખરે તે બાલિકાને લઇ ચાલ્યો. અને એક મેદાન પસાર કરી રાત્રે પોતાની છાવણીમાં જઇ પહોંચ્યો.

યુવકને જોતાંજ ત્યાં બેઠેલા સર્વ લોકો ઉઠીને ઉભા થઇ ગયા અને અભિવાદન કરી કહેવા લાગ્યા કે—" આપને ખોળવા માટે સ્થાનેશ્વરના જે લોકો મોકલવામાં આવ્યા હતા તે પાછા આવ્યા. આપનો કાંઇ પણ પત્તો ન લાગી શકયો. તેથી અમે બહુજ ચિંતિત થઇ રહ્યા હતા. હમણાં થોડા વખત પહેલાંજ બીજા કેટલાયે સવારો આપની શોધમાં દોડાવવામાં આવ્યા છે.

યુવકે એકદમ દશ દાસીઓને બોલાવવાની આજ્ઞા કરી. મોઢામાંથી શબ્દ નીકળતાંજ લોકો દોડયા. એક પ્રહર રાત વીતતાં પહેલાંજ દાસીઓ નિયુક્ત થઇ ગઇ. સ્ત્રીઓને માટે સત્વર એક જુદો મુકામ તૈયાર થઇ ગયો અને ચપળાની એક રાજકુમારી સમાન સેવા-સુશ્રુષા થવા લાગી.

યુવરાજ ચંદ્રગુપ્તનું આ અભિનવ કાર્ય જોઇ સેનાના જે સિપાઇઓ તરૂણ હતા, તેઓ સંકેતો-ઇસારાઓથી પરિહાસ કરવા લાગ્યા અને જેઓ વૃદ્ધ હતા તેઓ કાંઇ અપ્રસન્ન થઇ મનમાં ને મનમાં બબડવા લાગ્યા. આ સારી વાત નથી. સર્વને સંદેહ થયો કે આ દરિદ્ર છોકરી રાજરાણી બની બેસશે; કિન્તુ રાજકુમારના એક સેવક ગર્વથી બોલ્યો—" શ્રીમતી ધ્રુવદેવીની પાસે આ વાત પહોંચતાંજ બધું રાણીપણું કોણ જાણે કયાંય ઉડી જશે ! "

! રાજકુમાર મહારાજ સમુદ્રગુપ્તનો પુત્ર ચંદ્રગુપ્ત (દ્વીતીય) છે અને ધ્રુવદેવી તેની પત્નીનું નામ છે. આ વખતે યુવરાજ યુદ્ધયાત્રાને માટે બહાર નીકળ્યો છે અને સ્થાનેશ્વરની પાસે શિબિર નાંખી પડેલો છે.

## (૩) ઈતિહાસ.

આ ચોથી શતાબ્દીની ઘટના છે. અહીં તે વખતના ઇતિહાસની બે-ચાર વાતોનો ઉલ્લેખ કરવો અપ્રાસંગિક નહી ગણાય. વાચકોને પ્રાચીન ઈતિહાસનો પરિચય પ્રાયઃબહુ થોડો હોય છે; તેથી આવી એક ન્હાની આખ્યયિકા લખવામાં પણ ઇતિહાસની વાતનો ઉલ્લેખ કરવો પડે છે.

મૌર્યકુલતિલક દેવપ્રિય મહારાજા અશોકના વખતમાં કંદહારથી પૂર્વ સમુદ્ર સુધી અને નેપાળથી રામેશ્વર સુધી આખો દેશ એક સૂત્રમાં ગ્રથિત થઇ ગયો હતો. આ વાત થઇ ઇસ્વીસન પહેલાની ત્રીજી શતાબ્દીની. તે પછી બીજી સદીમાં મૌર્યવંશની રાજ્ય શ્રી લુપ્ત થઇ ગઇ. તે વખતના ગ્રંથોમાં લખ્યું છે કે સુંગવંશના રાજાઓ એ સમયે ભારતના સમ્રાટ થયા હતા; પરંતુ ખરી રીતે તેઓ કોઇ એક ન્હાના પ્રદેશના રાજાઓ હતા. ભારતનો ઇતિહાસમાં એ સમય પણ વિલક્ષણ હતો. શક, તુરુષ્ક અને ચીન જાતિના લોકો આ દેશમાં પોતપોતાનાં રાજ્યસ્થાપન કરી રહ્યા હતા અને આખો આર્યાવર્ત વિદેશીઓનાં આક્રમણોથી પિડિત થઇ રહ્યો હતો. અનાર્થવંશના આંધ્ર રાજાઓ ખરેખર કાંઇક બલાઢ્ય હતા; પરંતુ તેમનું પ્રભુત્વ કેવળ દક્ષિણ પ્રદેશમાંજ હતું. આર્યાવર્તમાં—ઉત્તર ભારતમાં તો સર્વત્ર વિદેશીઓનોજ પ્રભાવ વિસ્તૃત થઇ રહ્યો હતો. ઇ. સ, પહેલાં બીજી શતાબ્દીમાં જે કાળરાત્રીનો પ્રારંભ થયો હતો, તેનો અંત ઈ. સ. ત્રીજી શતાબ્દીમાં થયો—લગભગ પાંચસો વર્ષ સુધી ભારતમાં એ વિદેશી અંધકાર બરાબર ફેલાઇ રહ્યો.

એ દીર્ઘકાળવ્યાપી અંધકારના અંતમાં ગુપ્ત સામ્રાજ્યનો અભ્યુદય થયો. ભારતના સૌભાગ્ય પ્રભાતની એજ શુભ સૂચના હતી. સંભવતઃ શ્રી ગુપ્ત નામનો રાજાએ ગુપ્ત વંશનો પ્રથમ રાજા હતો. શ્રી ગુપ્તનો પુત્ર ઘટોત્કચ્છ થયો. તેના રાજત્વકાળ પછી ઇ, સ. ૩૧૯ માં ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે નેપાળથી નર્મદા નદી સુધીનો દેશ જીતી નૂતન પુષ્પપુર યાને કુસુમપુરમાં રાજધાની સ્થાપિત કરી અને એ વર્ષથી નવા ગુપ્ત સંવતનું પહેલું વર્ષ ગણાયું.

પ્રાચીન પુષ્પપુર કે પાટલી પુત્રમાં લિચ્છવી વંશના રાજાઓ હીનબલ થઇને રાજ્ય કરતા હતા. તેમનું રાજ્ય મુખ્યત નેપાળમાંજ સારી રીતે પ્રતિષ્ઠિત થવું હતું. એ લિચ્છવી રાજાઓએ ગુપ્ત રાજાઓની આધીનતા સ્વીકારી લીધી હતી અને તેની સાથે વિવાહ સબંધ પણ યોજી દીધો હતો.

ઇ. સ. ૩૫૦ માં ચદ્રગુપ્તના રાજત્વના આરંભ થયો સમુદ્રગુપ્તના પુત્ર દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જે વખતે યુવરાજ હતો, તે સમયની એક ઘટનાનો આશ્રય લઈ આ આખ્યાયિકા લખવામાં આવી છે. અલ્લાહબાદના સ્તંભલેખથી માલમ પડે છે કે સમગ્ર આર્યાવર્ત, બંગ, કામરૂપ, કલિંગ અને કૌશલ દેશને સમુદ્રગુપ્તે જીત્યા હતા. અને કેરલ સુધીના દક્ષિણ ભૂભાગમાં પણ તે રાજાધિરાજ મનાતો હતો. મહારાજ અશોકની પછી ભારતવર્ષના ઇતિહાસમાં એવો ગૌરવનો દિવસ બીજો નથી.

## (૪) રાજમંત્રી.

મહારાજ સમુદ્રગુપ્તનો પ્રિયમંત્રી પ્રિયવર્મા કુસુમપુરના રાજમહેલમાં બેઠો બેઠો કાંઇક કાગળ-પત્ર વાંચી રહયો છે. એ વખતે

ત્યાં સ્વયં મહારાજે આવીને પૂછ્યું—"રાજ્યમાં કુશળતા તો છે ?" પ્રિયવર્મા ઉઠીને ઉભો થઇ ગયો. મહારાજે તેને બેસવાનો ઇસારો કર્યો. બન્ને આસન ઉપર બેઠા પછી મંત્રીએ કહ્યું—"મહારાજ ! આ વખતે શક વગેરે લોકો ક્ષત્રિય તરીકે ગણાવા લાગ્યા છે અને સમાજ તેમના તરફ આદરની દૃષ્ટિએ જુએ છે. સિવાય બ્રાહ્મણ નો વિદ્વેષ લુપ્ત થઈ ગયો છે. હવે આપણે જીતેલા દેશોને સુરક્ષિત રાખવાની તરફજ વિશેષ ધ્યાન આપવાની આવશ્યકતા છે."

"પંજાબ અને ગુજરાત વગેરે પ્રદેશોમાં જ્યાં સુધી ક્ષત્રપ રાજાઓ નથી જીતાયા, ત્યાં સુધી હું મારા રાજ્યને અખંડ નથી સમજી શકતો."

પ્રિય વર્માએ હસીને કહ્યું—"જે કાર્યનો ભાર યુવરાજ [illegible] પ્તે પોતે ગ્રહણ કર્યો છે, તેમાં સિદ્ધિ થવીજ જોઇએ."

"જ્યારે તમારો પુત્ર વિશ્વવર્મા તેનો સહકારી સહચર છે, ત્યારે જીતવાની આશા કરવી ઉચિત છે." રાજાએ કહ્યું.

"મહારાજ ! આપના અનુગ્રહની સીમા નથી. મારા [illegible] પુત્ર નરવર્માને માળવાનો શાસક બનાવી આપે મારા વંશના ગૌરવને આશાથી પણ અધિક વધારી દીધું છે. જો વિશ્વવર્મા યુવરાજ નો સહચર થઇને રહેશે, તો એમાં સંદેહ નથી કે તેથી તેની બાલ્યાર્ધ્ય વૃદ્ધિંગત થશે; પરંતુ રાજ્યના કલ્યાણને માટે હું આ વિષયમાં એક પ્રસ્તાવ કરવા ચાહું છું." પ્રધાને આ પ્રમાણે કહ્યું તેથી રાજા ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા અને પ્રિયવર્મા કહેવા લાગ્યો—"મને ખબર મળ્યા છે કે હૂણ જાતિ બહુજ બલાઢ્ય થઇ રહી છે અને એમ માલુમ પડે છે કે તે બહુજ જલદી કંદહાર પ્રદેશ ઉપર આ-

ધિક્કાર જમાવી લેશે, એ કહેવાની તો આવશ્યકતા નથી કે જ્યાં સુધી ભારતની પશ્ચિમ સીમા સુરક્ષિત નહિ થાય ત્યાં સુધી ભારતનું કલ્યાણ નથી. આ વખતે હુણ લોકોની ગતિવિધિનું નીરીક્ષણ કરવાને માટે કોઇ યોગ્ય પુરૂષને મોકલવાની ખાસ આવશ્યકતા છે. એ તો આપ જાણોછોજ કે વિશ્વવર્મા, રોમન, ગ્રીક વગેરે અને પાશ્ચાત્ય ભાષાઓ જાણે છે; તેથી મારી માન્યતા પ્રમાણે તેને કંદહાર પ્રદેશ તરફ મોકલવો જોઈએ " જો કે રાજા પોતાના મંત્રીની સ્વાર્થ શૂન્યતા—અરે, હીતૈપણાથી સારી રીતે પરિચિત હતો; તોપણ આ પ્રસ્તાવ સાંભળીને તે સ્તબ્ધ થઇ ગયો. પોતાના પ્રાણથી પણ પ્યારા પુત્રને દેશહિત કે રાજહિતને માટે સંકટના સ્થળમાં મોકલવો એ સાધારણ વાત નથી. મહારાજે કાંઇક ચિંતિત થઇને કહ્યું—"સચિવ શ્રેષ્ઠ ! હું આ સંબંધમાં કાંઇક વિચાર કરી લઉં: પછી ઉત્તર આપીશ."

આ વખતે સૂચના મળી કે પંજાબથી યુવરાજનો દૂત જે સર્વ કાગળો લાવ્યો હતો. તેને વાંચતાં રાજા તથા મંત્રીને જ્ઞાત થયું કે યુવરાજની વિજયીની સેના નિર્વિઘ્ને પશ્ચિમ તરફ ઉપડી રહી છે, આ પત્રોની સાથે બીજા પણ બે પત્રો આવ્યાં હતાં. તેને મહારાજે અંતઃપુરમાં પહોંચાડી દીધાં. તેમાં એક તો માતા દત્તદેવીના નામનું હતું અને બીજું યુવરાજ્ઞી ધ્રુવદેવીના નામનું હતું. યુવરાજે ધ્રુવદેવીના પત્રમાં એ પણ લખ્યું હતું કે—"તું નક્કી જાણતી હશે કે હું બહુજ રૂપવતી છું; પરંતુ મને વિશ્વાસ છે કે સ્થાનેશ્વરથી મેં જે ચતુર્દશ વર્ષીયા કુમારીનો નદીથી ઉદ્ધાર કરીને આણી છે, તેને જોઈને તારી આત્મપ્રશંસા અવશ્ય કાંઇક ઓછી થઇ જશે."

## (૫) ચપળાની વાત.

ક્ષત્રપ રાજા રૂદ્રસેને યુદ્ધ કર્યા વિનાજ સંધિ કરવાની ઇચ્છા પ્રકટ કરી; પરંતુ તેને માટે યુવરાજને પોતાના પિતાની અનુમતિની આવશ્યકતા થઇ અને તેથી જ્યાં સુધી પુષ્પપુરથી કોઇ ઉત્તર ન આવ્યું, ત્યાં સુધી તેને પોતાની સેના સહિત ભ્રગુકચ્છ યાને ભરૂચ માં છાવણી નાંખી પડી રહેવું પડ્યું. જે વખતે યુવરાજે ચપળાનો ઉદ્ધાર કર્યો હતો, ત્યારથી આજ સુધીમાં ત્રણ મહિના થઇ ગયા હતા. આટલી મુદતમાં યુવરાજની ચપળાની સાથે કેટલીએ ઘનિષ્ટતા વધી ગઇ હતી. અહીં તેનો થોડો ઉલ્લેખ કરવો આવશ્યક છે.

ચપળાને ચિત્રવિદ્યા શીખવવા માટે એક સ્ત્રી નિયત કરી દીધી હતી. ચપળાને પહેલેથીજ એ વિષયનો શોખ હતો. તે જે કાંઇ ખતી હતી, તેનું ચિત્ર બનાવવાનો પ્રયત્ન કરતી હતી. સિવાય તેણે અગાઉ એ વિષયનું કાંઇક શિક્ષણ પણ મેળવ્યું હતું. તેથી યુવરાજે તેને માટે ચિત્રશિક્ષણની વ્યવસ્થા કરવી ઉચિત ગણી.

એક દિવસ ચપળા કોઈ ચિત્ર બનાવી રહી હતી; એટલામાં યુવરાજ ચંદ્રગુપ્તે જઇને પૂછ્યું—'ચપળે' આજ શું બનાવી રહી છે ?' ચપળાએ એકદમ ચિત્રને પોતાના પાલવમાં છૂપાવી દીધું ને કહ્યું—'હું આપને તે કદી નહિ બતાવું.' તેની શિક્ષિકાએ હસીને કહ્યું—'આજ તે એકલું નાક બનાવી રહી છે. કહે છે કે,

પહેલાં નાક બનાવવાનો ખૂબ અભ્યાસ કરી લઉં, પછી આપની એક તસબીર ખેંચીશ.' ચપળા હસવા લાગી. યુવરાજે હસતાં હસતાં કહ્યું—"ખાસ નાકે તમારૂં શું બગાડ્યું છે કે આવી રીતે તેને બનાવી બનાવીને નાશ કરી નાંખો છો ?" ચપળાએ પોતાની

શિક્ષિકાનો હાથ દબાવી કહ્યું—'પરંતુ તું એ વાત ન કહી દેજે' યુવરાજે પુછ્યું—'એ વાત શું છે ?' ચપળાએ ચાર, છ, બાર વખત ના, ના કહેવા છતાં તેની શિક્ષિકાએ કહી દીધું—'ચપળા કહે છે કે જો આપનું નાક બગડી જશે તો દેવી નારાજ થઇ જશે,' ચપળાના મોઢા ઉપર બહુજ લજ્જા જણાવા લાગી યુવરાજના ગયા પછી તેણે પોતાની શિક્ષિકાને કહ્યું—'મેલિના ! તું બહુ ભુંડી છે !'

વળી એક દિવસની વાત છે કે ચપળા અને મેલિનામાં એ વાત ઉપર તર્ક-વિતર્ક થઇ રહ્યા હતા કે યુવરાજના વિશ્વવર્મા અને નંદિભદ્ર એ બે કૃપાપાત્રોમાં કોણ સારૂં ને કોણ બુરૂં. એટલામાં યુવરાજ કુશળ પ્રશ્ન પુછવા નિમિત્તે ત્યાં આવી પહોંચ્યો. ચપળા એકદમ બોલી—' આપજ બતાવો કે શું નંદિભદ્ર સારો માણસ નથી ?'

' સારો માણસ છે તેથી તને હંમેશ બદામ-પિસ્તાં આપ્યા કરે છે. "

' તે બદામ-પિસ્તાં ન આપે તો પણ હું તેને સારો માણસ ગણું છું. "

તે સારો માણસ નથી એમ તો હું નથી કહેતી; પરંતુ મારૂં કથન એ છે કે વિશ્વવર્મા જેવા સારા માણસ તો કોઇજ હશે ' મેલિનાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

ચપળા યુવરાજને કહેવા લાગી—' જુઓ, વિશ્વવર્મા એ મેલિનાની ભાષા જાણે છે ને ? તેથીજ તે પક્ષપાત કરે છે.

વળી એક દિવસની વાત સાંભળો. રાજધાનીથી સંધિનો પ્રસ્તાવ આવતાં પહેલાં મહારાજ્યનું એક આજ્ઞાપત્ર આવ્યું હતું કે વિશ્વવર્માએ કંદહાર ગુપ્તચર બનીને જવું. આ આજ્ઞા મળવાથી

યુવરાજ બહુજ ચિંતિત થઈ રહ્યો હતો. એક દિવસ તે તરેહ તરેહની ચિંતાઓ કરી રહ્યો હતો, એટલામાં ચપળાએ આવીને કહ્યું—'મને એક સોનાનો ચાંદ જોઇએ છે.' સરલા બાલિકાની પ્રાર્થનાથી સંતુષ્ટ થઇ યુવરાજે પૂછયું—"કેવી જાતનો ચાંદ ?' ચપળાએ એક ચિત્ર બતાવી તેનો આકાર સૂચવ્યો. 'ઠીક, તું જા, પદક સત્વર તૈયાર થશે.' એમ કહી યુવરાજ ફરી ચિંતામગ્ન થઇ ગયો. ચપળાથી એ સહન થઇ શકયું નહિ. તેણે અપ્રસન્ન થઈ મોઢું ભારે કરી દીધું એ જોઇ યુવરાજને હસવું આવ્યું અને તેમ તેની સાથે મનોરંજન વાર્તાલાપ કરવા માટે લાચાર થવું પડયું.

## ( ૬ ) નૂતનચિંતા

પ્રસિદ્ધ વિદ્વાન્ બુદ્ધઘોષે એ વખતે ત્રિપિટકની ટીકા લખી હતી કે નહિ એ તો નિશ્ચય પૂર્વક નથી કહી શકાતું; પરંતુ એમાં તો સંદેહ નથી કે તે પ્રસિદ્ધ ઉપદેશકના નામથી વિખ્યાત થઇ ચૂકયો હતો. એક દિવસ બુદ્ધઘોષ યુવરાજ ચંદ્રગુપ્તને ભગવાન્ બુદ્ધદેવના મહાત્મ્યનો અનુરાગી બનાવવાને માટે તેના શિબિરમાં આવી ઉપસ્થિત થયો. યુવરાજ આખો દિવસ તેની સાથે ધર્મવિષયક વાર્તાલાપ કરી પછી સંધ્યાસમય પહેલાં ચપળાની સલાહ લેવા ગયો; પરંતુ ચપળા તે પહેલાંજ મલિનાની સાથે બુદ્ધ ઘોષમાં દર્શન માટે ચાલી ગઇ હતી. ચંદ્રગુપ્તે જોયું કે ચપળાનો નાનો ઓરડો સુનો પડયો છે અને તેમાં તેનાં બનાવેલાં કેટલાંક ચિત્રો અહીં તહીં પડેલાં છે. રાજકુમારને તે જોતાંજ કુતુહલ ઉત્પન્ન થયું, તે ઓરડાની અંદર ગયો. એક ખુણામાં નવો બનાવેલો સુવર્ણ પદક ...યો હતો. ચંદ્રક ન હોત તો તેને આ સમયનું 'લોકેટ' કહી

શકાત. તેના ઉપર એક સુંદર પક્ષીનું ચિત્ર જડયું હતું. યુવરાજે ધ્યાન પૂર્વક ચિત્ર જોતાં પદકનું ઢાંકણુ ઉઘાડી નાંખ્યું અને જોયું તો અંદર પણુ એક ન્હાનું ચિત્ર છે. તેને જોતાંજ તે આશ્ચર્ય ચકિત થઇ ગયો. ધીરેથી તેને બંધ કરી જેમનુ તેમ રાખી જલદીથી ઓરડાની બહાર નીકળી ગયો.થોડેક છેટે ગયા પછી તેણે જોયું કે મેલિના અને ચપળા આવે છે, યુવરાજે પૂછયું—'તમે કયાં ગયાં હતાં?' ચપળા બોલી—'મેં ધાર્યુ હતું કે કોઇ એક વિચિત્ર પ્રકારનો જંતુ હશે, પરંતુ જોયું તો બે હાથ ને બે પગનો મનુષ્ય નીકળ્યો! અમે બન્ને બુદ્ધિધોષને જોઇ આવ્યાં! ચંદ્રગુપ્તે હસીને કહ્યું—' ચપળા! બુદ્ધ-ઘોષ બહુ મોટો વિદ્વાન અને મહાત્મા છે.' એ સાંભળી ગંભીર બની બુદ્ધઘોષને પરોક્ષ પ્રણામ કરી લીધા.

ચંદ્રગુપ્તે આજ જોયું કે ચપળાની ચંચળતા અંદર સ્થિરતા અને ગંભીરતા પણ છે. તેણે બાલિકા તરફ સ્નેહ દ્રષ્ટિ કરી કહ્યું–'ચપળા! તું અહીં બીજા કેટલા દિવસ રહી શકશે?' ચપળાએ ગંભીર થઇ કહ્યું—'મને હવે અહીં ઠીક નથી લાગતું. હું કુસુમપુર જોવા ચાહું છું અને શ્રીમતી ધ્રુવદેવીને જોવાની તો મને બહુજ ઉત્કંઠા થઈ રહી છે, યુવરાજ બોલ્યો– તં તેને કદી દેખી નથી તો પછી એમ કેમ નિશ્ચય કરી લીધો કે તે તારા ઉપર પ્રેમ કરશે? ચપળાએ પોતાની વિશાળ આંખો યુવરાજની તરફ સ્થિર કરી કહ્યું–'અવશ્ય તે મારા ઉપર બહુજ પ્યાર કરશે.' યદ્યપિ યુવરાજ એ વાતને જાણતો હતો; પરંતુ બાલિકાનો આ પ્રગાઢ વિશ્વાસ જોઇ તેને બહુ પ્રસન્નતા થઈ.

આ પ્રસન્નતાની મધ્યમાં યુવરાજના હ્રદયમાં ચિંતાનો પણ ઉદય થઈ આવ્યો. સંધિનો પ્રસ્તાવ અનુમોદિત થયો કે નહિ અને

વિશ્વવર્માને કંદહારની તરફ કેટલાક સમય પછી મોકલવામાં કંઇ નુકશાનનો નાહ થાય ? એ તેની ચિંતાનો વિષય હતો.

## (૭) જૂણુની હકીકત

વિશ્વવર્માએ યુવરાજને કહ્યું— મહારાજના આ દેશની ઉપેક્ષા કરીને અહીં બેસી રહેવું મને પસંદ નથી. જ્યારે સંધિનો પ્રસ્તાવ અનુમોદિત થઇ ગયો છે, ત્યારે આપ સંધિ સ્થાપિત કરીને રાજધાની તરફ ચાલ્યા જાઓ. હું કેવળ એક નોકરને લઇ ગુપ્ત વેશથી કંદહારની તરફ રવાના થાઉં છું.' જો કે વિશ્વવર્માની વાતને અવગણવી અસંભવિત હતી; તો પણ યુવરાજે કહ્યું—' આ સંબંધમાં મેં એક બીજી યોજના કરી છે; તેને માટે બીજા કેટલાક દિવસ અહીં રહેવામાં શું કાંઇ હાનિ છે ?' વિશ્વવર્માએ કહ્યું–'યુવરાજ ! મહારાજે બહુજ વિચાર કરીને આ આજ્ઞા આપી છે. તેનું પાલન ન કરતાં બીજા પ્રકારનો પ્રસ્તાવ કરવાથી કર્મભિરૂતા પ્રકટ થશે. એ સિવાય જે કામને માટે એ આજ્ઞા થઇ છે, તેના ગુરૂત્વને મહત્વનો આપણને કેટલોક અનુભવ થયો છે. તે દિવસ શ્રમણકુમારે જે કાંઇ કહ્યું હતું, તે ઉપરથીપણ માલમ પડે છે કે હૂણોનો પ્રભાવ અવશ્ય વધી રહ્યો છે; તેથી આ વખતે વ્યર્થ સમય ખોવો-કાળક્ષેપ કરવો એ એક પ્રકારનો રાજદ્રોહ કરવા જેવું છે!' યુવરાજે વિષણ્ણ ચિત્તથી કહ્યું—'ઠીક, જેવી તમારી ઇચ્છા !' એ શબ્દો બોલવામાં યુવરાજને બહુજ કષ્ટ થયું.

વિશ્વવર્મા યુવરાજની પાસેથી વિદાયગીરી લઇ એક વૃક્ષની છાયામાં જઇને બેઠા અને આકાશમાંના તારકગણોની તરફ જોતો વિચાર કરવા લાગ્યો. વિશ્વવર્માએ ટાલિમીના ગ્રંથોનું અધ્યયન કર્યું

હતું. અને નક્ષત્રોને તે સારી રીતે ઓળખતો હતો તેથી જ્યારે આકાશની તરફ જોતો બેસતો હતો; ત્યારે તેના એ કામ માંહ્યાં અડચણ કરતું નહતું. કેટલાક સમય પછી વિશ્વવર્માએ એ મહિમામયને સજળ નયને નમસ્કાર કર્યો કે જે બધાં નક્ષત્રોનો પતિ અને બધાં મનુષ્યોના ભાગ્યનો નેતા છે. જો કે મેલિના સિવાય બીજા કોઈને પણ આ વાતની માહીતી નહોતી; તોપણ એ સ્પષ્ટ કહી દેવામાં કાંઇ પણ હાનિ નથી કે વિશ્વવર્માનો ચપલાની આનંદમયી પ્રતિમા ઉપર અતિશય અનુરાગ થઇ ગયો હતો. કર્તવ્યના અનુરોધથી તે કંદહાર તરફ જતો હતો ખરો; પરંતુ ચપલાને માટે તેનું મન ઉદ્વિગ્ન થઇ રહ્યું છે. એ વિચાર કરીને તેના હૃદયમાં ઘણીજ પીડા થાય છે કે ચપલા મારા પ્રાપ્તિના ક્ષેત્રથી તદ્દન બહાર, બહુજ દુર છે. તેને મેળવવી એ એક પ્રકારે બહુ અસંભવિત છે. અને જો હું ચપલાનો પ્રણયપાર્થી બનીશ તો મારે યુવરાજની મિત્રતાથી હાથ ધોવા પડશે. ઘણો વિચાર કરી આખરે તેણે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે રાજ્યની સેવા માટે, ભારતવર્ષના ઉદ્ધાર માટે અને કર્તવ્યપાલવને માટે હું મારા મનની વ્યથા મનમાંજ છુપાવી રાખીશ.

## (૮) મહારાજની યુદ્ધયાત્રા.

યુવરાજ-જે વખતે રાજધાનીમાં પહોંચ્યો તે વખતે દક્ષિણ પ્રદેશથી સમાચાર આવ્યા કે માલવાની સીમા ઉપર ચેર રાજાની વિરૂદ્ધ વિદ્રોહ ઉભો થયો છે. આ વિદ્રોહ કરનારા નમ્બુરી અને નાયાવ લોકો છે. ઇતિહાસમાં આ વિદ્રોહનો સમય ઇ૦સ૦ ૩૮૯ છે. યુવરાજ કેટલાક દિવસોના પ્રવાસથી પાછો આવ્યો હતો; તેથી આ વખતે મહારાજ સમુદ્રગુપ્તે પોતેજ દક્ષિણ તરફ ગમન કર્યું. આ

વિદ્રોહના સમાચાર મેળવી મહારાજે એ પણ નિશ્ચય કર્યો કે ચેર રાજ્યને જીતી સિંહલદ્વિપ સુધી યુદ્ધયાત્રા કરવી અને તેને માટે ઘણી મોટી સેના સાથે તેણે રાજધાનીમાંથી પ્રયાણ કર્યું.

આ યાત્રામાં મહારાજને બે વર્ષ લાગ્યાં. તેટલી મુદતમાં રાજ્યનાં તમામ કામકાજ યુવરાજ ચંદ્રગુપ્તે ચલાવ્યાં હતાં યુવરાજને વિશ્વાસ હતો કે જ્યાં પ્રિયવર્મા જેવો મંત્રી છે, ત્યાં રાજ્ય શાસન કરવું બહુજ સહજ વાત છે. જે વખતે વિશ્વવર્મા હુણોની ગતિવિધિનો સારી રીતે પરિચય મેળવી રાજધાનીમાં પાછો આવ્યો તે વખતે રાજા સિંહલવિજય કરીને પાછો આવ્યો હતો. પણ એ યાત્રામાં તેનું સ્વાસ્થ્ય બગડી ગયું હતું. એ કારણથી હજુ પણ રાજ્યનું બધું કામકાજ યુવરાજ જ ચલાવતો હતો.

સિંહલવિજય થયા પછી લગભગ ત્રણ વર્ષ પછી માલવાનો રાજ્ય કર્તા નરવર્માનો દેહાંત થઇ ગયો. પ્રિયવર્માનું એક તો વૃદ્ધત્વ હતું અને તે ઉપર આ પુત્રશોક! હવે તે કદી કોઇ જરૂરી કામને માટેજ દરબારમાં આવે છે નહિ તો પોતાને ઘેર રહ્યાં કરે છે. માલવાનો શાસનકર્તા કોને બનાવવો એ વિષયમાં યુવરાજ ચંદ્રગુપ્તે જે યોજના કરી તેને મહારાજ સમુદ્રગુપ્તે બહુ પ્રસન્નતાથી અનુમોદન આપ્યું. આ યોજનાની વાત આગળના પરિચ્છેદમાં કહેવામાં આવશે.

## (૯) નુતન-પુરાતન.

મધ્યાહન ભોજન કર્યા પછી મંત્રી પ્રિયવર્મા એક ઓરડામાં શયન કરી રહ્યો છે અને એક ન્હાનું બાળક તેની નિદ્રામાં વિઘ્ન નાંખી આનંદ આપી રહ્યું છે. એ ત્રણ વર્ષનો બાળક વૃદ્ધની છાતીના વાળને ખેંચે છે, પોંચ, ત્રણ કહી ગણ્યા કરે છે. ઓઢામાં

આંગળી નાંખી જુએ છે કે બાપાને દાંત કેમ નથી ? વળી પોતાના ન્હાનકડા પગની ધુળથી તે વૃદ્ધનું આખું શરીર મેલું કરે છે. તે બાળકના કરસ્પર્શથી આનંદ વશ થઈ નેત્ર બંધ કરી દે છે. અને જાગૃત દશામાં આનંદ સ્વપ્ન અનુભવે છે. બાળક " બાબા બાબા " બોલે છે અને તે કેટલાક સમયને માટે વૃદ્ધત્વ ભૂલી અતીત યૌવનના અતીત વિલાસનું સ્મરણ કરવા લાગે છે. તેને એમ માલમ પડે છે કે હું ફરીને જન્મ ગ્રહણ કરી બાળક થયો છું અને બાળકની સાથે ખેલી રહ્યો છું. દિવસે જબરી ઊંઘ લીધા પછી જેવી રીતે દિવસ નમતાં પ્રલયકાળનો ભ્રમ થાય છે, તેવીજ રીતે આ વૃદ્ધને પણ પૂર્ણ થતાં વૃદ્ધત્વનો ભ્રમ થઈ રહ્યો છે.

વૃદ્ધમંત્રી જે વખતે પુનર્જન્મ ગ્રહણ કરવાના સ્વપ્નમાં મગ્ન થઈ રહ્યો છે, તે વખતે બાળકની માતાએ જોયું કે બાળક બહુ ઉત્પાત મચાવી રહ્યો છે. તે તેને ત્યાંથી ઉઠાવી લેવા માટે આવી; પરંતુ તે બાળક તેની પાસે ગયોજ નહિ. યુવતીએ સમજાવ્યો–પટાવ્યો; પરંતુ તેણે કાંઈપણ લક્ષમાં લીધું નહિ. યુવતી એ નહોતી જાણતી કે સંસારમાં બુઢ્ઢા બાબા જેવો કોઈ મિષ્ટ પદાર્થ બીજો નથી ! થોડીવાર ઉભા રહ્યા પછી યુવતી બાળકને બળાત્કારે ખેંચી તેડી લેવા માટે આગળ વધી. આ વખતે બાળકે ચીડાઈને તેના ગળાનો હાર તોડી નાંખ્યો. વિજયી બાળકે હાર તોડી નાંખી જે વખતે માતાના વાળ પકડ્યા; તે વખતે વૃદ્ધમંત્રી સ્વપ્નમાંથી જાગી ગયો. તે બોલ્યો-"રહેવા દો વહુ, જબરદસ્તી શા માટે કરો છો ? મને એ કાંઇ થોડોજ બાંધે છે !"

વૃદ્ધના મોઢાની વાત મોઢામાંજ હતી, એટલામાં યુવરાજ ચંદ્રગુપ્ત ત્યાં આવી પહોંચ્યો. વૃદ્ધ મંત્રી આદરપૂર્વક ઉઠી બેઠો થઇ

ગયો અને યુવતી હરકોઇ પ્રકારે પોતાના વાળ છોડાવી અંદર ઘરમાં ચાલી ગઇ. યુવરાજે હસીને કહ્યું-' ચપળા ! તમારો બાળક તો બહુ શયતાની કરે છે. આવો ભાઈ, મારા ખોળામાં આવી જાઓ." યુવરાજે બાળકનું નામ બન્ધુ રાખ્યું હતું. પાછળથી મોટો થવા છતાં પણ તે બન્ધુવર્માના નામથીજ પ્રસિદ્ધ થયો. આ વાત ઇતિહાસવેત્તાઓથી અજાણી નથી.

બાળક બન્ધુને માતાના તુટેલા હારની સાથે એક ચાંદ મળી ગયો હતો. આ વખતે યુવરાજ તેને મનોયોગ પૂર્વક જોઇ રહ્યો હતો. દૈવયોગથી પદકનું ઉપલું ઢાંકણ ઉઘડી ગયું અને તેમાંથી એક કાગળ બહાર નીકળી પડયો. યુવરાજે તેને જલદીથી ઉપાડી લીધો. એ વાત યુવરાજ બહુ સમયથી જાણતો હતો કે ચપળાએ વિશ્વવર્માની ન્હાનીશી છબી ખેંચીને પદકમાં રાખી છે. યુવરાજે હસતાં હસતાં તે તસબીરને પાછી પદકમાં મૂકી દઈ બાળકને ગોદમાં ઉઠાવી લીધો. ચપળા શરમથી પાછી હઠી ગઇ. એ નહોતી જાણતી કે યુવરાજ પોતાના પદકની સર્વ વાત જાણે છે!

ચપળાએ બહાર આવીને બાળકને કેડમાં તેડી લીધો અને પ્રિયવર્માએ યુવરાજને બેસવાનું કહ્યું. એ વખતે યુવરાજે પ્રિયવર્માને વધામણી આપી કે વિશ્વવર્માને માલવાનો શાસક નિયત કરવામાં આવ્યો છે. ચપળા બોલી-'નહિ, મારા પૂજ્ય સસરાને આટલી વૃદ્ધ ઉમ્મરે અહીં એકલા મૂકી અમે એટલે બધે દૂર શી રીતે જઇએ?' યુવરાજે કહ્યું-'તેની વ્યવસ્થા કરવાનો ભાર મારી ઉપર રહ્યો, હું બધું બરાબર કરી દઇશ.' ત્યારે ચપળાએ પુનઃ કહ્યું-'ઠીક તો એની બીજી વાતનો પણ સ્વીકાર કરો કે આપ વચ્ચે વચ્ચે દેવીને લઇને માળવા આવ્યા કરશો.' યુવરાજે તેને અનુમોદન આપ્યું.

# ૨ कंठुका.

## (૧) રાજનીતિ.



ભારતવર્ષમાં દશમી શતાબ્દીના પ્રારંભમાં એટલાં ન્હાનાં ન્હાનાં સ્વાધીન રાજ્યો સ્થાપિત થયાં હતાં કે તેમની ગણતરી કરવાનું કઠીન હતું. સ્વાર્થી, બલહીન અને વિલાસપ્રીય રાજાઓ પોત પોતાના રાજ્યમાં સર્વ ચિંતાઓથી મુક્ત થઇને સમય વ્યતિત કરતા હતા અને મુસલમાનો લાગ મળતાં ધીરેધીરે પંજાબની સીમામાં પ્રબળ થતા જતા હતા. અમે જે સમયનો ઉલ્લેખ કરીએ છીએ તે સમયે ચંદેલવંશીય રાહલ રાજાનો પુત્ર હર્ષદેવ બુંદેલખંડનો રાજા હતો. તે ઘણો સ્વદેશાભિમાની હતો અને સદૈવ એ ચિંતામાં મગ્ન રહેતો હતો કે ભારતવર્ષ વિદેશી આક્રમણોથી કેવી રીતે બચી શકે ? સીમાન્ત પ્રદેશોને સુરક્ષિત રાખવાને માટે સમસ્ત દેશનું રાજ્યબળને એકત્ર કરવું આવશ્યક અને ઉચિત સમજી તેણે એકવાર ભિન્નભિન્ન પ્રદેશોની રાજસભાઓમાં દૂતો મોકલ્યા; પરંતુ કોઇએ પણ તેની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ.

એ વખતે ભારતવર્ષ પુણ્યહીન હતો. મનુષ્ય પ્રયત્નથી તેનો ઉદ્ધાર થવો અસંભવિત થઇ ગયો હતો. એક દિવસ સંધ્યા સમયે હર્ષદેવ યોદ્ધાઓ તથા પંડિતોની સાથે રાજસભામાં બેઠા હતા; એટલામાં ભાટે આવી તેનાં યશોગાન કરવાનો પ્રારંભ કર્યો. રાજાએ તેને અટકાવીને કહ્યું કે—"હું કેવળ આ ન્હાના બુંદેલખંડનો શાસનકર્તા છું, તમે મને સમસ્ત સાગરો સહિત પૃથ્વીનો અધીશ્વર કહી મારૂં અપમાન ન કરો !"

ભિન્ન ભિન્ન દેશોની રાજસભાઓમાંથી પાછા આવેલા દૂતો એક એક રાજાઓના વિચાર પ્રકટ કરવા લાગ્યા. કનોજથી પાછા આવેલા દૂતે કહ્યું—"મહારાજ કનોજપતિ મહેન્દ્રપાલ દેવ અને તેમના સભા—પંડિતોએ કવિ રાજશેખર પ્રણિત 'વિદ્ધશાલભંજિકા' મોકલી છે અને તેના શિરોભાગ ઉપર પોતાના હાથથી આપના પ્રસ્તાવનો ઉત્તર લખી દીધો છે." રાજાએ ગ્રંથ લઈને જોયું, તેના ઉપર લખ્યું હતું-'**काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्**' રાજાએ વિરક્તિ પ્રકટ કરી શિર ઝુકાવ્યું. બીજા દૂતે આવીને રાજાની આગળ એક પત્ર મૂકયો. રાજાએ પોતે તેને ઉપાડીને વાંચ્યો. ચેદીકુળના કલચુરી વંશીય મુખ્યતુ પ્રસિદ્ધ ધવલરાજાએ લખ્યું હતું કે હું પોતે પરાક્રમી અને બાહુબળ સંપન્ન છે. યવનલોકોને સહજમાં હરાવી દેવાની શક્તિ રાખે છે. અન્ય રાજાઓ સાથે મળીને હું મારૂં આત્મગૌરવ ઘટાડવા નથી ચાહતો." હર્ષદેવે મંત્રીને કહ્યું—"આનેજ વિનાશકાળની વિપરીત બુદ્ધિ કહે છે. ન્હાનકડા કૌશલરાજને હરાવીને તથા સમુદ્ર તટના દુર્બળ રાજાઓને જીતીને કલચુરી રાજા બહુજ અભિમાની થઇ ગયો છે."

આ વખતે ચૌલ રાજ્યમ વીરનારાયણ યાને પરાંતકદેવ રાજ્ય કરતો હતો. તેણે કેરલ રાજકુમારી સાથે વિવાહ કરી કેરલપતિની સહાયતાથી પાંડયરાજને પરાજિત કર્યો હતો; તેમજ એકવાર લંકા સુધી વિજયયાત્રા કરી ત્યાંના રાજા પંચમ કસ્યપને હરાવ્યો હતો. હર્ષદેવની ખાત્રી હતી કે વીરનારાયણ સમસ્ત દક્ષિણ પ્રદેશનો સાર્વભૌમ રાજા થઈ શકે તેમ છે; તેથી તેણે તેની વિજયયાત્રાનો આનંદ પ્રકાશિત કરી પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી હતી. વીરનારા·

યશુના પત્રમાં કેવળ એટલુંજ લખ્યું હતું કે—"ઉત્તર ભારત બહુજ દૂર છે." એટલે હર્ષદેવે વિચાર્યું કે હું એકવાર સમીપવર્તિ રાજાઓની સાથે સ્વયં મળું અને એમની ઇચ્છા જોઉં; પછી જે ઠીક લાગશે તે કરીશ.

## (૨) પ્રગલ્ભા.

લુણી નદીનું જળ બહુ નિર્મળ અને શીતળ છે. અજમેર પ્રાંતમાં અત્યારે જ્યાં તારાગઢ છે, તેની દક્ષિણ તરફ થઇને એક વખતે લુણી નદીનો પ્રવાહ વહેતો હતો. પ્રાતઃકાળમાં કુમારી કંચુકાએ નદીના શીતળ જળમાં સ્નાન કરી દેવમંદિરમાં પ્રવેશ કર્યો. વાચકોને કંચુકા નામ કદાચ સારૂં નહિ લાગે; પરંતુ શું કરવું? કવિત્વપ્રિય વાચકોને માટે કાંઇ ઐતિહાસિક નામમાં ફેરફાર થઇ શકતો નથી. નામ ગમે તેવું હતું; પણ કુમારી કંચુકા બહુજ સુંદર હતી. દેવમંદિરમાં પ્રવેશ કરતાંજ એક સૌમ્યમૂર્તિ સંન્યાસી યુવક તેને જોઇ દેવપૂજાનો મંત્ર ભૂલી મનમાં ને મનમાં કહેવા લાગ્યો હતો કેઃ—

कनककमलकान्तैः सद्य एवाम्बुधौतैः
श्रवणतटनिषक्तैः पाटलोपान्तनेत्रैः ।
उषसि वदनबिम्बैरंस संसक्तकेशैः
श्रिय इव गृहमध्ये संस्थिता योषितोऽद्य ॥

આ વખતે અજમેરમાં નવું ચોહાણ વંશનું રાજ્ય હતું. રાજા ગોપકનો પુત્ર ચંદન એ વખતે સિંહાસનારૂઢ હતો. કુમારી કંચુકા રાજા ચંદનની બ્હેન હતી.

સુન્દરીએ ઇશ્વરનાં ચરણોમાં અંજલિ પ્રદાન કરી સંન્યાસીનાં ચરણો ઉપર પોતાનું મસ્તક નમાવ્યું. સંન્યાસી આશ્ચર્યચકિત થઇ ઉઠીને કહેવા લાગ્યો—" હું આપના પ્રણામ ગ્રહણ કરવાને માટે અયોગ્ય છું. વિશેષે કરીને આ દેવમંદીરમાં ઇશ્વિર સિવાય બીજો કોઇ વંદનીય થઇ શકતો નથી.', કુમારીએ મંદહાસ્યથી કહ્યું—" જ્યારે સ્વયં ચોહાણ નરેશ આપના ભક્ત છે; ત્યારે તેની ન્હાની બ્હેને આપણને પ્રણામ કર્યા એમાં હાની શું થઇ ? સંન્યાસી તે કન્યાની ઓળખાણ થતાં મનમાં ને મનમાં બહુજ પ્રસન્ન થયો.

રાજકુમારી જો કે પ્રગલ્ભા માલુમ પડે છે; પરંતુ તેનાં બન્ને નેત્રો મુગ્ધાનાં નેત્રો સમાન છે. સંન્યાસીની તરફ જોઇને વાતચીત કરતી વખતે તેની બન્ને આંખની પાંપણો કાંઇક ઉંચી થઇને જ્યાં સુકોમળ દૃષ્ટિને ઢાંકી અવનત થઇ ત્યારે સંન્યાસીનું મસ્તક ઘુમી ગયું. સંન્યાસીએ જોયું તે તેના પ્રાણોએ પ્રાચીન વક્ષોગૃહ છોડી યુવતીને કાંઇક ઉઘડેલી દૃષ્ટિના માર્ગથી સૌન્દર્યતાના નવમંદિરમાં પ્રવેશ કર્યો છે. તે ચિંતા કરવા લાગ્યો કે હવે જો તે મનોમોહિની નેત્રોનાં પોપચાં ઉઘાડી પુનઃ જુએ તો પણ એમાં સંદેહ છે કે ગએલા પ્રાણ ફરી પાછા આવશે નહિ !

તે પછી કુમારીની દેવભક્તિ વધી પડી. તે બન્ને વખત મંદિરમાં આવવા લાગી અને કદી કદી તો તે પોતાની દાસીઓને પણ સાથે લાવવાનું ભૂલી જવા લાગી.

એક દિવસ સંન્યાસી મંદિરના પગથીઆ ઉપર બેસી બન્ને હાથથી નેત્રોને બંધ કરી માનસપુજામાં મગ્ન થઇ રહ્યો હતો. એ

વખતે કુમારી ધીરે ધીરે તેની પાસે આવી. હજુ સાયંકાળની આરતી માટે મંદિરનાં દ્વાર ઉઘડયાં ન હોતાં. સંન્યાસીના ધ્યાનમાં ભંગાણ પડયું. તેણે નમ્ર સ્વરથી કુમારીને કુશળ પ્રશ્ન પૂછયા. કુમારીએ કહ્યું—' હું સંન્યાસધર્મ ગ્રહણ કરીશ અને આપની શિષ્યા થઈશ, કુમારી ખરેખર મોટી પ્રગલ્ભા છે. તે પછી એ બન્ને વચ્ચે શું વાતચીત થઈ તે તો અમે નથી કહી શકતા; પણ એટલું તો કહીશું કે દેવમંદિરનાં દ્વાર ઉઘડતાં પહેલાંજ એ બન્નેનાં હૃદય દ્વાર ઉઘડી ચૂકયાં હતાં.

તે પછી બીજે દિવસ સંન્યાસી યુવક રાજસભામાં પ્રવેશ કરી નિવેદન કર્યું કે ' હું પુરોહિત થઇ કુમારી કંચુકાના વિવાહ બુંદેલખંડના રાજા હર્ષદેવની સાથે કરવા ચાહું છું.' રાજાએ તેનો સ્વીકાર કરી લીધો, સંન્યાસી લુણીના જળમાં સ્નાનાદિ નિત્યકર્મ સમાપ્ત કરી અજમેરથી જો કે પ્રસ્થાનિત થઇ ગયો; પરંતુ એ વાત તો તેના મનમાં ઘુમતીજ રહી કે લૂણીનું જળ બહુજ નિર્મળ અને બહુજ શીતળ છે.

## ( ૩ ) યુદ્ધક્ષેત્રમાં

એ ચિરકળની રીતિ છે કે સલાહ નહિ થવાને લીધે યુદ્ધ કરવું પડે છે. ચંદેલપતિ હર્ષદેવે બુંદેલખંડને ભારતવર્ષનું કેન્દ્ર બનાવવાનો નિશ્ચય કરી ન્હાના રાજાઓની સાથે અનેક યુદ્ધ કર્યા. કેટલાક વિજયો મેળવ્યો પછી ચેદીવંશીય—કલચૂરી રાજાઓની સાથે યુદ્ધનો પ્રારંભ કર્યો. એ વખતે ગર્વોન્મત્ત મુગ્ધતુંગ પ્રસિદ્ધ ધવલનો સ્વર્ગવાસ થઇ ચૂકયો હતો. તેનો પુત્ર બાલહર્ષ રાજા હતો.

મધ્યપ્રદેશનો વર્તમાન સાગર જીલ્લો ચેદી રાજ્યનું પ્રધાન સ્થાન હતો, બુંદેલખંડની દક્ષિણ સીમા ઉપર સાગર જીલ્લાના ઉત્તરીય ભાગમાં શાહગઢ નામક નગરમાં ઉભય પક્ષનો સંગ્રામ થતાં એક દિવસ યુદ્ધ યાત્રા થતાં પહેલાં રાણી કંછુકાએ સ્વપ્નમાં જોયું કે એક પ્રકાશમય મેઘનાં ટુકડા ઉપર રાજા વિરાજમાન છે અને રાણી જેટલી વાર રાજાના ચરણોને સ્પર્શ કરવાને માટે હાથ લંબાવે છે તેટલીવાર સિંહાસન તેનાથી દૂર હટી જાય છે. જાગૃત થઇ રાણીએ પ્રતિજ્ઞા કરી કે હું યુદ્ધક્ષેત્રમાં પણ સ્વામીની પાસે સદૈવ ઉપસ્થિત રહીશ. રાજાએ બહુ નિષેધ કર્યો; પરંતુ રાણીએ તેનો એક બોલ પણ સાંભળ્યો નહિ અને હસીને કહ્યું—' સન્યાસી મહારાજ, ચૌહાણ વંશની કન્યાઓ યુદ્ધને જોઇને ભયભીત થતી નથી.' રાણી રાજાને ' સંન્યાસી મહારાજ ' કહ્યા કરતી હતી.

શાહગઢમાં સેનાનો કોલાહલ સંભળાવવા લાગ્યો. ફાલ્ગુન શુક્લા ત્રયોદશીના મધ્યાહ્ન સમયથી યુદ્ધનો પ્રારંભ થયો. સંધ્યા થઈ ગઈ, તો પણ બન્ને સેનાઓમાંથી કોઇ પણ પાછી હટી નહિ. સહસા રાણીના મનમાં એક ઉત્સાહની ઉર્મિ ઉઠી. કોઇ પણ રીતે તે શિબિરમાં રહી શકી નહિ. વ્યગ્રચિત્ત થઇ યુદ્ધવેશ ધારણ કરી તે ઘોડા ઉપર સ્વાર થઈ ગઇ અને શિબિર ઉપર જે પચાસ સંરક્ષકો હતા તેમને સાથે લઈ જઈ ' ચંદેલપતિનો જય ' કહી એક તરફથી શત્રુ સેના પર તૂટી પડી. રાત્રીના સમયે નવી સેનાના આવવાથી થાકેલી સેનાએ નિરૂત્સાહી થઈ યુદ્ધસ્થળમાંથી નાસવાનું શરૂ કરી દીધું, ' મારો, મારો, ' શબ્દ કહેતી બુંદેલખંડની સેના તેની પાછળ પડી. બુંદેલપતિનો જય થયો.

વિજય પ્રાપ્ત કર્યા પછી રાજા ને રાણી બન્ને એક સાથે પોતાના શિબિરમાં પાછાં આવ્યાં. રાણીની આજ્ઞાથી તત્કાળ ખુલ્લી ચાંદનીમાં શય્યા બિછાવવામાં આવી, યુદ્ધવેશનો પરિત્યાગ કર્યા વિનાજ રાજા તેના ઉપર સુઇ ગયો. રાણી તેની પાસે બેઠી. વૈદ્યને બોલાવવામાં આવ્યો; પરંતુ મહારાજે શૂન્ય ભાવથી કહ્યું—"ચિકિત્સાનું કાંઇ પણ ફળ થશે નહિ. હવે ઉપાય કરવા વ્યર્થ છે." છતાં રાણીના અનુરોધથી વૈદે મહારાજના વક્ષસ્થળના ઘા ઉપર ઔષધનો લેપ કર્યો અને રાણીએ પોતાના હાથથી ઔષધ પાઇ પતિના મુખને વ્હાલથી ચુંબન કર્યું.

હર્ષદેવે રાણીનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું—'મારૂં એક વચન માનવું પડશે. તમે પ્રતિજ્ઞા કરો કે મારી ચિતા ઉપર તમારે પ્રાણ વિસર્જન કરવા નહિ.' મહારાણીનો કંઠ શોકના આવેગથી રૂદ્ધ થઇ ગયો. તેણે ઘણી કઠિનતાથી કહ્યું—"દેવ! રમણીજન્મનું એ યથાર્થ સુખ છે, તેનાથી આપ મને કયા અપરાધને લીધે વંચિત કરો છો?" મહારાજે રાણીને પોતાની ભુજાઓથી વેષ્ટિત કરી કહ્યું–"દેવી ઇશ્વરદત્ત જીવનનો આત્મહત્યા કરી નાશ કરવાનો કોઇને અધિકાર નથી. સુખની આશા છોડી દઈ દુઃખ સહન કરવું એજ જીવનનું યથાર્થ ગૌરવ છે. જે મંત્રથી આપણે બન્ને લુણીના તીર ઉપર દીક્ષિત થયાં હતાં, એજ મંત્રથી બાળક યશોવર્માને દીક્ષિત કરો. પુત્રની જનની બની મારી ઇચ્છા પૂર્ણ કરવાને માટે તમારા જીવનની રક્ષા કરો," રાણીની આજ્ઞાથી તત્કાળ ત્યાં પુત્ર યશોવર્માને લાવવા સારૂ સવારો દોડાવવામાં આવ્યા.

## પરિશિષ્ટ

એપિગ્રાફિકા ઇન્ડિયામાં સંગ્રહિત કરેલા શિલાલેખોથી વાચકો જાણી શકશે કે મહારાજ હર્ષદેવની ઇચ્છા અને તેની રાણીની સાધના ઘણે અંશે પૂર્ણ અને સફલ થઇ. યશોવર્માએ પોતાની માતા પાસેથી યુદ્ધદીક્ષા લઈ ગૌડ, કોશલ, કાશ્મિર, મિથિલ, માલવ, ચેદી, કુરુ, પાંચાલ, કલિંગ અને ગુર્જર દેશનો વિજય કર્યો.

તિબેટના રાજા પાસેથી કનોજ પતિને એક મૂર્તિ મળી હતી. દંતકથા એવી છે કે તે કૈલાસથી લાવવામાં આવી હતી. ઇ. સ. ૯૪૮ માં યશોવર્માએ તે દેવમૂર્તિ પોતાના રાજ્યમાં આણી એક વૈકુંઠ નામક મંદિર બંધાવી તેમાં તેની સ્થાપના કરી. માતપિતાનો વૈકુંઠ વાસ થાય એવી કામનાથી યશોવર્માએ તે મંદિર બંધાવ્યું હતું, એમ કહેવાય છે.



# ( ૨ ) अंतिम मिलन.



અલ્લાહો અકબર' ના શબ્દથી રણભૂમિ ગાજી ઉઠી છે. એક તરફ ત્રણ લાખ મુસલમાની સેના અને બીજી તરફ ત્રણ હજાર હિન્દુ સેના. નદીના પૂરની મધ્યમાં સ્થિર રહેલા એકલા પિંપળાના વૃક્ષની પેઠે હિન્દુ વીરગણ આખી રાત અને આખો દિવસ લડવા છતાં હઠયા નહિ; પરંતુ હવે હઠવાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. તેમના પગ પાછા પડતાંજ ભારતની વિજયપતાકા પણ ભૂમિ ઉપર પડી જશે અને આજના એ અસ્તાચલગામી સૂર્યનારાયણની સાથે ભારતવર્ષનો ગૌરવ સૂર્ય પણ સદાને માટે અસ્ત થઇ જશે.

'હરહર મહાદેવ !'

વાચક ! આપ કહેશો કે તે વીરયુવક કોણ છે ? માત્ર પાંત્રીસ સૈનિકોને સાથે લઇ, ખુલ્લી તરવાર હાથમાં ધારણ કરી, ઘોડા ઉપર સવાર થઇ ભારતની અધિષ્ઠાત્રી દેવીના કર નિક્ષિપ્ત ચમકતા વજ્ર સમાન શત્રુ સૈન્ય ઉપર તૂટી પડેલો એ કોણ છે ? આપ કહી શકશો કે કોના પ્રતાપથી એ અગણિત મુસલમાન સૈન્ય પ્રચંડ ઝંઝાવાતના આઘાતથી ડોલી રહેલા ભારી જંગલ સમાન ખળભળી ઉઠયું ? કોના વજ્ર જેવા ગંભીર 'હરહર મહાદેવ' શબ્દમાં ત્રણ લાખ મુસલમાનોના કંઠનો 'અલ્લાહો અકબર'નો ધ્વનિ ડૂબી ગયો ? કોની ખુલ્લી તરવારની સામે સિંહે છાપો મારેલ બકરાંના ટોળાંની માફક શત્રુ સૈન્યને ભાગતાં જોય ભારે થઇ પડી ? આપ કહી શકો છો કે તે દિવસ આર્યાવર્ત્તનો સૂર્યદેવ હજારો રાતાં કિર-

ણોના સ્પર્શથી કોની શોણિત શક્તિ તરવારને આશીર્વાદ આપી અસ્તાચળમાં વિશ્રામ કરવા ગયો ? પાઠક, આપે હવે એને ઓળખ્યો કે ? તે લલિતસિંહ છે. કાંચીનો સેનાપતિ અને ભારતવર્ષના ઇતિહાસનો અવિચળ ધ્રુવ ! !

(૨)

આજે કાંચી નગરમાં આટલો બધો ઉત્સવ શામાટે થઇ રહ્યો છે ? નગરમાંના ઊંચા ઉંચા મહેલો ઉપર વિજય પતાકાઓ ચંચળ થઈ શા માટે આટલી બધી ફરકી-ઉડી રહી છે ? પવનના સપાટાથી કે આનંદના આવેગથી ? પ્રત્યેક ઘરના દરવાજાઓ ઉપર કદળી સ્તંભો અને આસોપાલવનાં તોરણો દેખાય છે. ઘેરઘેર મંગળ કળશ અને સુવાદ્ય—શંખધ્વનિ નજરે પડે છે. રસ્તાઓ અને ગલ્લીઓમાં દીપમાલા પ્રકટી રહી છે. સર્વત્ર જયનાદ સંભળાય છે. શહેરના કિલ્લાની દિવાલો ઉપર અગણિત જનસમૂહ એકત્ર થએલ છે. નગરવાસી મોટી ઉત્કંઠાથી આ કોના આગમનની રાહ જોઈ રહ્યાં છે ?

એકાએક પુરૂષોના કંઠનો જયધ્વનિ અને સ્ત્રીઓના કંઠનો મંગળ ગીત ધ્વનિ એકત્ર થઇ અભ્ર સમૂહને ભેદી નક્ષત્ર લોક તરફ આગળ વધ્યો. તારકગણ પવન કંપિત દીપમાલાની પેઠે કંપવા લાગ્યા.

વાચક ! એક વેગગામી ઘોડા ઉપર સવાર થઇ જે નરવીર નગરીના સિંહદ્વારથી શહેરમાં પ્રવેશ કરે છે, તેને આપે ઓળખ્યો કે ? તેજ આપણો પૂર્વ પરિચિત લલિતસિંહ—કાંચીનો સેનાપતિ છે ! શત્રુને મારી પોતાના સ્વામી કાંચીરાજનાં ચરણો ઉપર શત્રુના

લોહીથી રંગાએલી તરવાર ભેટ ધરવા માટે આવેલો છે અને એ કારણથી આટલો ઉત્સવ થઇ રહ્યો છે.

પરંતુ જે એટલો જયધ્વનિ થઈ રહ્યો છે, તે તરફ સેનાપતિનું બિલકુલ ધ્યાન નથી. નગરવાસિની સ્ત્રીઓ પોતાના ઘરના દ્વારમાંથી અને ગવાક્ષમાંથી જે પુષ્પ વર્ષા કરી રહી છે તે તરફ તેની દૃષ્ટિ પણ ખેંચાતી નથી. જે વખતે કોઇ તૃષાતુર મુસાફર જંગલના માર્ગથી સરોવરની તરફ દોડતો જતો હોય છે, તે વખતે તેના શિર ઉપર વૃક્ષોનાં સુકાં પાદડાંઓ જો પડયા કરે તો તે તરફ શું એ ધ્યાન આપે છે ? અધીરચિત્ત લલિતસિંહની દૃષ્ટિમાં એ સ્વાગત સૂચક પુષ્પ વૃષ્ટિ સુકાં પાંદડાંઓ સમાન નીરસ, ક્ષુદ્ર અને તુચ્છ લાગે છે. છેવટે તેનો ઘોડો જ્યારે અંતઃપુર પ્રાસાદની સામે જઇ ઉપસ્થિત થયો; ત્યારે ક્ષણભરને માટે સેનાપતિએ તેની લગામ ખેંચી. અશ્વ સ્થિર થયો. માત્ર એક ક્ષણને માટે લલિતસિંહે તે મહેલની બારી તરફ એક વાર પોતાની તૃષિત નજર દોડાવી. કેવળ એક મુહૂર્ત માત્રને માટે તેણે જોયું કે એ લજ્જાશીલ નેત્રો પોતાની તરફ ખેંચાયાં અને સુન્દર સુકોમળ હાથથી છૂટેલી એક ફુલની માળા આવીને તેની સામે ભૂમિ ઉપર પડી. તત્કાળ તેણે ઘોડા ઉપરથી ઉતરી તે પુષ્પમાળા ઉપાડી લઇ પોતાના મસ્તક ઉપર ધારણ કરી લીધી અને એકવાર કૃતાર્થ દૃષ્ટિથી ઉપર જોયું. આ વખતે બારીનાં દ્વાર બંધ થઇ ગયાં હતાં—દીપજ્યોતિ બુઝાઈ ગઈ હતી.

(૩)

હજારો શત્રુઓની સામે જે કદી પરાસ્ત નહોતો થતો, તે બે ચંચળ મૃગનયનોથી હારી ગયો ! સેનાપતિ બહુ કાળ સુધી

મજબુત કિલ્લા સમાન પોતાના અભેદ્ય હૃદય દુર્ગમાં ધૈર્યને રાખી રહ્યો હતો; પરંતુ કાલ સાયંકાળે બે નયનોની લજ્જાયુક્ત અને વેગથી હલાવવા વાળી દૃષ્ટિએ તે કિલ્લાની દિવાલ ઉપર આઘાત કર્યો અને આટલા દિવસો સુધીનું ધૈર્ય પળવારમાં નાશ પામી ધૂળમાં મળી ગયું! વીરસેનાપતિ! કસુર કર. તારે લજ્જિત થવું જોઈએ! શું તને આ ઉચિત છે કે તું સંધ્યા સમયે અંધારામાં ચોરની પેઠે અંતઃપુરના નજરબાગની દિવાલ કૂદે છે? તું તો ભુવનવિજયી વીર પુરૂષ છે!!

વાચક! ચાલો, આપણે પણ સેનાપતિની પાછળ અંતઃપુરમાં પ્રવેશ કરીએ. જેઓ ઉપન્યાસ લખે છે, તેઓને કોઈ કયાંઈ અટકાવી શકતું નથી. દ્વારપાળ દરવાજા ઉપર તેને રોકી શકતા નથી. સૂર્યનારાયણ પણ જેનો સ્પર્શ કરી શકતા નથી એવી સ્ત્રીઓ પણ તેનાથી પડદો રાખતી નથી. આથી આવો આપણે એ રમણીય અંતઃપુરની નિર્જન વાટિકામાં એકવાર પ્રવેશ કરીએ કે જ્યાં દક્ષિણ વાયુ પંખો ચલાવવા માટે નિયુક્ત છે.

એકવાર નેત્ર ઉઘાડી જુઓ. બકુલ વૃક્ષની નીચે તૃણ શય્યા ઉપર સંધ્યાતારાની પ્રતિમા સમાન આ કોણ બેઠેલું છે? શું આપ તેને ઓળખો છો? આવી સુંદરતા આપે કદી જોઈ છે? શું એ સૌન્દર્યનું વર્ણન કદી યથાર્થ થઈ શકે છે? શું ભાષા કદી કોઈ મંત્રના બળથી આવા પ્રકારના જીવન, યૌવન અને લાવણ્યને નીર્મી શકે છે? વાચક બન્ધુ! જો આપને વિવાહિતા પ્રિય પત્ની હોયતો તેના મુખનું સ્મરણ કરો અને રૂપવતી વાચક બ્હેનો! જે યુવતીને જોઈને તમે તમારી સખીને કહ્યું હોય કે—'બ્હેન! આ કેવી સુન્દર દેખાય છે? તેનું રૂપ સારૂં છે; પણ સૌન્દર્ય બરાબર નથી!'

એવી તરૂણીના મુખ મંડળને યાદ કરો. એમ કરવાથી એ વૃક્ષની નીચે બેઠેલી રાજકુમારીના સૌન્દર્ય સાથે કાંઇક સાદ્રશ્ય થઇ શકશે!

હવે તો આપે એ તરૂણીને ઓળખી હશે! એજ તે રાજકુમારી ચંદ્રકલા છે!!

પોતાના ખોળામાં ફુલડાં રાખી નીચી નજરે રાજકુમારી પુષ્પમાળા ગુંથી રહી છે. ગુંથતાં ગુંથતાં તેની સુકુમાર આંગળીઓ પોતાના કાર્યમાં શિથિલ બની જાય છે, તેની ઉદાસ દ્દષ્ટિ કોઇ દૂર દૂરની ચિંતાના સામ્રાજ્યમાં ભ્રમણ કરી રહી છે. રાજનંદિની આટલો બધો શો વિચાર કરતી હશે?

પણ વાચક! આ પ્રશ્નનો ઉત્તર અમે નહિ આપીએ. કુમારીના એકાંત હ્રદય મંદિરમાં આજ આ શાંત સંધ્યા સમયે એક મર્ત્ય દેવતાની આરતી થઈ રહી છે. તેથી અમે અમારૂં અપવિત્ર કુતુહલ લઇ ત્યાં પ્રવેશ કરી શકતા નથી. આ જુઓ, એક દીર્ઘ શ્વાસ પૂજાના સુગંધિત ધુપ–ધુમ્રની પેઠે સંધ્યાની વાયુ લહરીમાં મળી ગયો. અને આંસુઓનાં બે બિન્દુઓ સુકુમાર પુષ્પકલિકાઓ પેઠે તે અજ્ઞાત દેવતાના ચરણ કમળ ઉપર વિરાજિત થવાના નિમિત્તે સરી પડયાં.

આ વખતે અચાનક પાછળથી કોઇ પુરૂષે ગંભીર, પ્રેમાવેશથી કંપિત સ્વરે હળવેથી હાક મારી ‘રાજકુમારી!”

શબ્દ કાને પડતાંજ એકાએક ભયથી રાજકુમારીએ ચીસ પાડી. ચારે તરફથી પહેરાવાળાઓ તત્કાળ દોડી આવ્યા અને તેમણે અપરાધીને બંદીવાન કર્યો. રાજકન્યાએ શુદ્ધિમાં આવી જોયું તો સેનાપતિ લલિતસિંહ બંદીવાન થએલો છે!

(૪)

આવા અપરાધમાં સાધારણ રીતે પ્રાણદંડનો નિયમ હતો; પરંતુ લલિતસિંહે કાંચી નગરી ઉપર કરેલા અનેક ઉપકારોનું સ્મરણ કરી રાજાએ તેને પદચ્યુત કરી હદપાર કર્યો. સેનાપતિએ એ વખતે મનમાં ને મનમાં કહ્યું–"દેવી ! જ્યારે તમારાં નેત્રો પણ ભુલાવામાં નાંખી શકે છે; ત્યારે જગત્‌માં સત્ય કયાંઇ છેજ નહિ. આજથી હું માનવજાતિનો શત્રુ બન્યો છું !"

તે દિવસથી લલિતસિંહ એક મોટી લુંટારાની ટોળીનો સરદાર બનીને જંગલમાં નિવાસ કરવા લાગ્યો.

વાચક ! આવી ઘટના ઉપસ્થિત થઈ હોય એવી સ્થિતિમાં આપણા સરખા સામાન્ય પુરૂષે શું કર્યું હોય ! હદપાર થઈ જ્યાં રહેવા જાત ત્યાં બીજી ન્હાની–મોટી નોકરી ખોળવાને પ્રયાસ કર્યો હોત, અથવા તો કોઈ નવું વર્તમાન પત્ર કાઢવું શરૂ કર્યું હોત ! એમાં તો કાંઇ સંદેહ નથી કે થોડું કષ્ટ થાત તે કેવળ સત્યના અભાવથી થાત, પરંતુ નવલકથામાં સુલભ પણ અખિલ ભૂમંડળમાં દુર્લભ થઈ પડે એવા સેનાપતિ લલિતસિંહ જેવા પ્રતાપી પુરૂષો એવી સ્થિતિમાં નોકરી કરતા નથી કે વર્તમાન પત્ર ચલાવતાં નથી. એવા પુરૂષો જ્યારે સારી સ્થિતિમાં હોય છે ત્યારે એક વિશ્વાસમાં સમગ્ર જગત્ ઉપર ઉપકાર કરી દે છે અને તેમની મહેચ્છાઓ નિષ્ફળ થતાં ક્રોધાન્મત્ત થઇ આવેશથી બોલી ઉઠે છે કે—"રાક્ષસી પૃથ્વી ! પિશાચ સમાજ ! તમારી છાતી ઉપર ચઢી તેનો બદલો લઇશ !" આમ બોલી તે ક્ષણથીજ લુંટારાનો વ્યવસાય આરંભી

દે છે. આવા બનાવો અંગ્રેજી કાવ્યોમાં ઘણે સ્થળે જણાઇ આવે છે, અને એજ પ્રથા આપણા રાજપૂતોમાં પણ પ્રચલિત હતી.

આ બહારવટીઆઓના ઉપદ્રવથી એ દેશના માણસો કાયર થઈ ગયા; પરંતુ એ અસામાન્ય વીરનરો અનાથના મિત્ર, દરિદ્રના બન્ધુ અને નિરાશ્રિતોના આશ્રયદાતા હતા. કેવળ અભિમાની શ્રીમંતોને માટે અને જૂલ્મી અધિકારીઓને માટે કાલાંતક-યમરાજ જેવા હતા !

ઘોર જંગલ છે. સૂર્યનારાયણ હજુ સંપૂર્ણ અસ્ત થયા નથી કિન્તુ વનચ્છાયામાં અકાલ રાત્રીનો પ્રાદુર્ભાવ થઇ ચૂકયો છે. એક અલ્પ વયસ્ક યુવક અપરિચિત માર્ગ ઉપર એકલો ચાલ્યો જાય છે. તેની કમરમાં જે તરવાર લટકી રહી છે તેનો ભાર તેને અસહ્ય જણાય છે. જંગલમાં કયાંઇ જરા પણ શબ્દ થતાં તે ભયભીત મૃગની પેઠે ચકિત દૃષ્ટિથી ચારે તરફ જોવા લાગી જાય છે; છતાં વધતા જતા રાત્રીના ગાઢ અંધકારમાં એ અપરિચિત અરણ્યમાર્ગ ઉપર દૃઢ સંકલ્પથી તે આગળ ચાલ્યો જાય છે !

એ પ્રવાસીને જોઇ લુંટારાઓએ આવી પોતાના સરદારને સમાચાર આપ્યા—'મહારાજ, એક મોટો શિકાર હાથ આવ્યો છે, તેના માથા ઉપર કિંમતી સાફો, રાજાના જેવો વેશ અને કમરમાં તરવાર છે !'

'ત્યારે તો એ શિકાર મારો. તમે સહુ અહીં રહો." સરદારે કહ્યું.

પ્રવાસી પોતાને રસ્તે ચાલ્યો જતો હતો. અકસ્માત બાજુ પરના એક સુકા વૃક્ષનાં પાંદડાંઓથી 'ખરર' ધ્વની સંભળાયો.

ઉત્કંઠિત થઈ તે ચારે તરફ ભયથી જોવા લાગ્યો. સહસા તેની છાતીના મધ્ય ભાગમાં સણસણાટ કરતું એક તીર આવીને પેસી ગયું. પ્રવાસી એકાએક જમીન ઉપર પટકાઇ પડયો.

સરદાર સમીપે જઈ ઘુંટણભર બેસી ગયો અને નીચે નમીને તે પૃથ્વીપર પડેલા પ્રવાસીના મોઢા તરફ જોવા લાગ્યો. પ્રવાસીએ સરદારનો હાથ પકડી કેવળ એકવાર ધીમા સ્વરથી કહ્યું–"લલિત!"

શબ્દ સાંભળતાંજ તે સરદારનું હૃદય શતધા વીદીર્ણ થઈ ગયું. તેના મોઢામાંથી એકદમ શબ્દ નીકળ્યો—"રાજકુમારી !"

બીજા બહારવટીઆઓએ આવીને જોયું તો શિકાર અને શિકારી બન્ને છેવટનું મિલનસુખ મેળવી અંતિમ આલિંગનમાં બદ્ધ થઇ નિશ્ચેષ્ટ—મૃતદશામાં પડયાં છે ! !

રાજકુમારીએ એક દિવસ સંધ્યા સમયે પોતાના અંતઃપુર-વાળા નજરબાગમાં અજ્ઞાનવશ થઇ લલિતસિંહ ઉપર રાજદંડ ચ-લાવ્યો હતો. લલિતસિંહે તેવાજ એક બીજા દિવસે આજે સાયંકાળ વખતે જંગલમાં અજ્ઞાનથી રાજકુમારી ઉપર તીર ચલાવ્યું ! તેમનું એ મિલન અંતિમ મિલન હતું. જો આ સંસારની બહાર તેમનો ક્યાંઇ મેળાપ થયો હશે તો ત્યાં બન્નેના અપરાધ બન્નેએ પરસ્પર ક્ષમા કર્યા હશે ?

# (૪) તીક્ષ્ણછુરી.



રા જસ્થાનના રણદુર્દમ રાઠોડરાજવંશની કીર્તિ હવે નિઃશેષ થઇ ગઇ છે; પરંતુ ઈ. સ. ૧૬૩૪ માં તે ખૂબ દેદીપ્યમાન હતી. પ્રત્યક્ષ દિલ્લીશ્વરની સામે રાઠોડવીરોના અતુલ બાહુબળનો એ વખતે સારો પરિચય મળતો હતો.

વૈશાખ મહિનો છે. વસંત ઋતુના શીતળ, મંદ, સુગંધિત મલયાનિલ હજુ સુધી કોઇ કોઇ વખત સ્પર્શસુખ ઉપજાવી જાય છે. આ માસમાં એક દિવસ સંપૂર્ણ મારવાડ દેશ એકાએક શોકસાગરમાં મગ્ન થઈ ગયો. જે મારવાડ દેશ આજસુધી આનંદસાગરમાં તલ્લીન થઇ રહ્યો હતો, રણધુરંધર યોદ્ધાઓના હુંકાર—ધ્વનિથી જે દિગ્દિગંત પ્રકંપિત કરી રહ્યો હતો; તે આજ તદ્દન સ્તબ્ધ તથા નિરાનંદમય—ઉદાસ થઇ રહ્યો છે. પ્રલયકાળ પહેલાં જેવી રીતે પ્રકૃતિ—કુદરત નિર્વાત, નિષ્કંપ થઈ જાય છે, તેવી રીતે મારવાડની દશા પણ આજ નિસ્તેજ બની રહી છે ! ! આજ કોઇ ને કોઇ હૃદય વિદારક દૃશ્ય જોવાનું છે; એ ભયથી સર્વનાં અંતઃકરણ વ્યગ્ર થઇ રહ્યાં છે. જ્યાં ત્યાં હાહાકાર મચી રહ્યો છે. થોડીવારમાંજ એ દુઃખદાયક સમાચારની ચર્ચા ચારે તરફ ફેલાઇ ગઈ કે કુમાર ઉમરાવસિંહને તેના પિતાએ ત્યાજ્યપુત્ર ઠરાવી મારવાડની ગાદીને માટે અયોગ્ય બનાવી દીધો છે ! !

એ વખતે મારવાડની ગાદી ઉપર રાજા ગજસિંહ વિરાજમાન હતો. તેનો જ્યેષ્ઠ કુમાર ઉમરાવસિંહ પોતાના અતુલ શૌર્ય—વીર્યથી સર્વને પ્રિય થઈ પડ્યો હતો; એટલુંજ નહિ કિન્તુ જે વખતે રાજા ગજસિંહે બાદશાહની સાથે વિલક્ષણ અસીમ પરાક્રમથી યુદ્ધ કર્યું હતું તે વખતે પિતૃ–સેવક ઉમરાવસિંહના અસાધારણ વીરત્વને જોઇ બાદશાહ પણ કુમાર ઉમરાવસિંહની શૂરતા ઉપર મોહિત થઇ ગયો હતો. સંપૂર્ણ મારવાડમાં એ વખતે તેની બરાબરી કરનાર કોઈ વીરનર નહોતો; પરંતુ ક્ષાત્રતેજના ગર્વથી ઉન્મત્ત થએલા એ અસામાન્ય વીરના અંગમાં એક મોટો દોષ હતો. એનો સ્વભાવ બહુ તીવ્ર અને ગર્વપૂર્ણ હતો. વિનય શું ચીજ છે, તેનો તેને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો આવતો ! નમ્રતાની સાથે એ સાહસપ્રિય, અલૌકિક શૂરવીરને જરાપણ સંબંધ નહોતો ! છેવટમાં એનો એજ દુર્ગુણ તેના દુર્દૈવનો કારણભૂત થયો. કુમાર ઉમરાવસિંહનો એ તીક્ષ્ણ સ્વભાવ તેના પિતાને પસંદ નહોતો. રાજા ગજસિંહ સદૈવ એજ ચિંતામાં રહ્યા કરતો હતો કે કુમારના હાથમાં રાજ્યસૂત્ર ગયા પછી રાજ્યની શું ગતિ થશે ? પોતાના પુત્રના એવા સ્વભાવને લીધે આજ રાજાએ તેની મોટી નિર્ભર્ત્સના—માન હાનિ કરી હતી. ઉમરાવસિંહથી પોતાના પિતાનાં પણ કટુ વાક્યો સહન થઇ શકતાં નહોતાં. ક્રોધના આવેશમાં તેણે પિતાને કંઈક અનુચિત શબ્દો કહી નાંખ્યાં. પુત્રનું એ વર્ત્તન જોઇ ગજસિંહ બહુજ નારાજ થયો. તેણે એ વખતે ઉમરાવસિંહને યુવરાજ પદથી દૂર કરી દીધો.

ઉમરાવસિંહ તેથી વધારે ક્રોધાતુર બની ગયો. તેણે પ્રતિજ્ઞા કરી કે હવે મારવાડની હદમાં રહી જળપાન કરવું નહિ ! માલ

પિતાનાં છેવટનાં દર્શન કરી, રાજ્ય-લાભની આશા ઉપર પાણી ફેરવી મારવાડનો જ્યેષ્ઠ રાજકુમાર પોતાની જન્મભૂમિને અંતિમ પ્રણામ કરવાને માટે ઉદ્યત થયો.

કાળાં વસ્ત્ર પહેરી, કાળા રંગના અશ્વ ઉપર આરૂઢ થઇ કુમાર નગર—દ્વાર પાસે આવી ઉપસ્થિત થયો. ચારે તરફ મનુષ્યોની ભીડ થઇ રહી હતી. સર્વનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલી રહ્યો હતો, સર્વનાં મુખ ઉપર શોકની છાયા છાઇ રહી હતી. મસ્તક ઉપર તરવારના ઘા પડતાં, કિંવા પ્રત્યક્ષ મૃત્યુ સામે આવી ઉભું રહેવા છતાં જે રાઠોડવીરોના મનમાં જરા પણ મ્લાનતા આવતી નહોતી, તે વીરો આજ અજ્ઞાન બાળકની પેઠે ડુસકાં ભરીને રડી રહ્યા છે ? એકાએક એટલામાં રાજા ગજસિંહની નવી આજ્ઞા નિર્ઘોષિત થઇ કે ઉમરાવને મારવાડમાં પાછા આવવાની આવશ્યકતા નથી. તેને હંમેશને માટે હદબહાર કરવામાં આવ્યો છે. રાજાની આ ભયંકર આજ્ઞાએ પ્રજાનાં હૃદયો ઉપર વજ્રઘાતનું કામ કર્યું; પરંતુ પિતાની એ કઠોર આજ્ઞાથી ઉમરાવસિંહનું મન તલમાત્ર પણ વિચલિત થયું નહિ ! ઘોડાને એડી મારી તે એક ક્ષણમાં ત્યાંથી અદૃશ્ય થઇ ગયો ! !

આ રીતે પોતાના જ્યેષ્ઠ પુત્રને ગજસિંહે હદપાર કર્યો.

(૨)

ઉમરાવસિંહ મારવાડથી નીકળી રસ્તાના સુખ-દુઃખ ભોગવતો આગ્રા પહોંચ્યો. એના દેશનિકાલની હકીકત બાદશાહ શાહજહાં સાંભળી ચૂક્યો હતો; એમ કહેવા કરતાં એમ કહેવું જોઇએ કે બાદશાહનો પણ તેમાં કાંઇક હાથ હતો ! શાહજહાંની એવીજ ઇ-

ચ્છા હતી. તેણે ઉમરાવસિંહને ઘણું માન આપ્યું અને પોતાના દરબારમાં રાખી લીધો. ઉમરાવસિંહની યોગ્યતા બાદશાહ સારી રીતે જાણતો હતો. ઉમરાવસિંહ પોતાના વિલક્ષણ સાહસ અને અલૌકીક શૌર્યને લીધે તત્કાળ બાદશાહનો પૂર્ણ કૃપાપાત્ર બની ગયો. બાદશાહે તેને ત્રણ હજાર સૈન્યનું આધિપત્ય આપ્યું. ધીમે ધીમે પાછળથી તેને નાગોરનું રાજ્ય પણ મળી ગયું.

જો કે તે બાદશાહનો એટલો કૃપાપાત્ર થયો હતો; તથાપિ ખુશામદ કરી બાદશાહની સામે સદૈવ હાથ જોડી ઉભા રહેવાનું તેને પસંદ નહોતું. નિરંતર બાદશાહને આધીન રહીને ચાલવાનું પણ તે વીરાગ્રગણ્ય ઉમરાવસિંહને ઠીક લાગતું નહોતું. તેણે પોતાના સ્વાતંત્ર્ય વ્યવહારમાં કદી ન્યુનતા કરી નહિ. સમય મળતાં તે મૃગયા આદિ આમોદ—પ્રમોદનાં કાર્યોમાં પોતાનો વખત નિગમન કરતો હતો. એક દિવસ બાદશાહને પૃછયા વિના તે શિકારને માટે કોઈ જંગલમાં નીકળી ગયો, જ્યારે તે પાછો આવ્યો ત્યારે શાહજહાંએ પોતાની આજ્ઞા વિના દરબારમાંથી ચાલ્યા જવાના અપરાધમાં તેને કેટલાંક કડવાં વચનો કહ્યાં. શિક્ષા કરવાની સખ્ત ધમકી પણ બાદશાહે આપી. એ તેજસ્વી રાઠોડવીરથી તે અપમાન સહન થઇ શકયું નહિ. તેના શરીરમાં એક છેડા સુધી અજબ વિદ્યુત્ શકિત દોડી રહી. વદન લાલ થઇ આવ્યું. નેત્રોમાંથી અગ્નિની જ્વાળા પેઠે ક્રોધની જ્વાળા નીકળવા લાગી. તરવારની મૂઠ ઉપર હાથ રાખી તે ક્રોધમાં આવી બોલી ઉઠયો—'રાજપૂત વીરને બીજી કોઇ શિક્ષા જ્ઞાત નથી ! તેની શિક્ષા તેની તરવાર છે ! ! જ્યારે જ્યારે તેને શિક્ષા કરવાનો સમય આવે ત્યારે ત્યારે એજ તેને શિક્ષા આપનારી છે ! ! !

શાહજહાં જેવો સાર્વભૌમ બાદશાહ કે જેની ઇચ્છા માત્રમાં એ વખતે સંપૂર્ણ ભરતખંડનું સૂત્ર ચાલતું હતું; તે પોતાના આશ્રિત એક રાઠોડની આ દર્પોક્તિ ભલા શી રીતે સહન કરી શકે? શાહજહાં ક્રોધથી સંતપ્ત થઇ ઉઠયો. તેણે મનમાં ને મનમાં કહ્યું:—"મારો તાબેદાર સેવક—પછી તે રાઠોડ હોય કે કોઇ બીજો હોય, પણ—મારી સાથે તે આટલી ઉદ્ધતાઇથી વર્તે એ કદી બની શકશે નહિ. બાદશાહ મનમાં ને મનમાં ક્રોધની આગથી તપવા લાગ્યો; પરંતુ એ રાઠોડ વીરની સામે એ વખતે એના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ! તેણે તે ક્ષણે હૃદયમાં દઢ પ્રતિજ્ઞા કરી કે આ રાઠોડનો ગર્વ ઉતારી દેવો જોઇએ.

બીજે દિવસે સલાબત જંગ નામના પોતાના સરદારને બોલાવી બાદશાહે કહ્યું—'ઉમરાવસિંહને માટે શું ઉપાય કરવો જોઇએ? તેને શિક્ષા તો અવશ્ય થવી જોઇએ! દંડના રૂપમાં એની પાસેથી કાંઇક વસુલ પણ કરવાની જરૂર છે.' સલાબતજંગ બહુ ચાલાક આદમી હતો. તેણે વિચાર્યું કે બાદશાહની અધિક મહેરબાની મેળવવાનો આ યોગ્ય અવસર છે. તત્કાળ તે બોલી ઉઠયો—"હજૂરનો હુકમ જરૂર ઉઠાવવામાં આવશે, પછી ભલે તેમાં આ ગુલામનો જાન ચાલ્યો જાય!" બાદશાહ એ સાંભળી બહુ ખુશી થયો.

( ૩ )

દરબાર ભરાયો છે. ઇતિહાસ પ્રસિદ્ધ રત્ન ખચિત મયુર—સિંહાસન ઉપર બાદશાહ શાહજહાં બેઠેલો છે. મોટા મોટા અમીર, ઉમરાવ, સરદાર, સિપાહ—સાલાર વગેરે પોતપોતાનાં સ્થાન ઉપર બેઠેલા છે. દરબારમાં આજે ઉમરાવસિંહનો મામલો નીકળવાનો છે.

સલાબતજંગ ઉમરાવસિંહ પાસે દંડ વસુલ કરવા ગયો હતો; તે વખતે એ વીર રાઠોડને તેણે કેટલાંક કડવાં વચનો કહ્યાં હતાં, આથી તેણે સલાબતજંગને ખાલી હાથે પાછો કહાડયો હતો. આ વખતે સલાબતજંગે દરબારમાં ખૂબ મીઠું-મરચું મીલાવી બાદશાહને ભંભેરણી કરી. તે બોલ્યો—"જહાંપનાહ! એ અભિમાની રજપૂતે મ્હારૂં મ્હોટું અપમાન કર્યું છે, તેનો તો મને કાંઈ પણ અફસોસ નથી પરંતુ બંદાનું અપમાન કરવાથી હજૂરનું પણ અપમાન થાય છે; કેમકે બંદો હજૂરનો ગુલામ છે."

આ પ્રમાણે વાત કરે છે, એટલામાં ઉમરાવસિંહ પણ દરબારમાં આવી ઉપસ્થિત થયો. ક્રોધાવિષ્ટ બાદશાહ તેના તરફ ઘુરકવા લાગ્યો. સલાબતજંગે એ અવસર સારો સમજી કેટલીક વિશેષ જુઠી—સાચી વાતો કહી અને બાદશાહના ક્રોધાનલમાં ઘીની એ આહુતિ પડતાં તે અધિક પ્રજ્વલિત થયો.

સલાબતજંગ એક પ્રધાન સરદાર હતો. તે બાદશાહનો પૂર્ણ અનુગ્રહ—પાત્ર હતો. એના જેવા મોટા પ્રતિષ્ઠિત સરદારનું ઉમરાવસિંહ જેવા એક રજપૂતે—એક હિન્દુએ—અપમાન કર્યું! બાદશાહથી એ વાત શી રીતે સહન થઈ શકે? અને સલાબતજંગને પણ તે રજપૂતને દંડ અપાવ્યા વિના ભલા શી રીતે ચેન પડે? આથી અનેક મિથ્યા આરોપો મૂકી ઉમરાવસિંહને તીવ્ર દંડ અપાવવા માટે સલાબતજંગે પોતાના તરફથી કાંઇ બાકી રાખી નહિ.

ઉમરાવસિંહ દૂર ઉભો હતો. પોતપોતાના હોદ્દા પ્રમાણે સર્વ અમીર-ઉમરાવો અને અધિકારીઓ બેઠા હતા. દરબારના નિયમ પ્રમાણે અનેક સરદારોને ઉમરાવસિંહના બદલામાં બાદશાહની સમીપે

બેસવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. જ્યારે સલાબતજંગ ભર્યા દરબારમાં અનેક મિથ્યા દોષારોપ કરવા લાગ્યો; ત્યારે ઉમરાવસિંહનો ક્રોધાગ્નિ એકાએક સળગી ઉઠયો. તે પોતાના હૃદયને કાબુમાં રાખી શકયો નહિ, તત્કાળ તરવારને મ્યાનમાંથી બહાર કાઢી વચ્ચે બેઠેલા અનેક મોટા સરદારોને વટાવી તે ક્ષણાર્દ્ધમાં સલાબતજંગની પાસે પહોંચી ગયો. ક્રોધાતિરેકથી એ તદ્દન જ્ઞાનશૂન્ય બની ગયો હતો. સલાબતજંગ એને જોતાંજ બાદશાહની નજીક ખસવા લાગ્યો; પરંતુ એક પળમાંજ ઉમરાવસિંહની કરાલ કૃપાણ એ અસત્યવાદી દુષ્ટના હૃદયમાં પેસી ગઇ ! મિથ્યા દોષારોપ કરવાના પાતકથી સલાબત જંગ હંમેશને માટે મુક્ત થઈ ગયો !!

આટલું થવા છતાં ઉમરાવસિંહનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ! સાચી–જૂઠી વાતો ઉપર વિશ્વાસ લાવી, અન્યાયને વશ થઈ જે એને દંડ દેવા માટે પ્રવૃત્ત થયો હતો, તેને–એ શાહજહાં બાદશાહને તેના અન્યાયી વર્તન માટે—રજપૂતનું અપમાન કરવાના ઘોર પાતકથી મુક્ત કરવાને માટે–પ્રાયશ્ચિત્ત આપ્યા વિના તેનો તે પ્રચંડ ક્રોધાગ્નિ શી રીતે શાંત થાય ? સલાબતજંગના લોહીથી રંગાએલી તે તરવાર લઈ ઉમરાવસિંહ બાદશાહની તરફ ધસ્યો ! તેનાં બન્ને નેત્રો પ્રખર સૂર્ય સમાન પ્રજ્વલિત થઇ રહ્યાં હતાં. તે સાક્ષાત કાળસ્વરૂપી યમરાજ બની ગયો હતો. બાદશાહ એને જોઇ ગભરાઇ ગયો. રાજસિંહાસનથી તત્કાલ નીચે ઉતરી, પાછલા દરવાજાથી તે મહેલમાં ન્હાસી ગયો. આ રીતે પલાયન કરીને તેણે પોતાના પ્રાણ બચાવ્યા.

(૪)

ઉમરાવસિંહની નૃસિંહલીલા જોઇને અનેક સરદારોને ક્રોધ ચઢી આવ્યો. જોત જોતામાં સર્વના હાથોમાં ખુલ્લી તલ્વારો ચમકવા લાગી, ભીષણ યુદ્ધ શરૂ થઇ ગયું. થોડાજ સમય પહેલાં જે દરબાર પોતાના અપૂર્વ ઠાઠથી–અનુપમ સૌન્દર્યથી સાક્ષાત્ ઈંદ્ર સભાની સ્પર્ધા કરતો હતો, તે અત્યારે શોણિત પ્રવાહથી, છિન્ન–ભિન્ન મૃત કલેવરોથી ભયાનક જણાવા લાગ્યો.

યુદ્ધમાં એક તરફ ઉમરાવસિંહ અને તેના કેટલાક અનુયાયીઓ તથા સામાપક્ષમાં અનેક સરદારો અને અંગરક્ષકો હતા. હાં, હાં, કહેતામાં ઉમરાવસિંહે પોતાની તલવારથી પાંચ અમીરોને ગત પ્રાણ બનાવ્યા. ચારે તરફ મોટો હાહાકાર મચી ગયો. મુસલમાનો એક બાજાની પાછળ છુપાવા લાગ્યા. એ વીર શિરોમણી રાઠોડ સિંહની સામે જવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી. સર્વનાં મોઢાં મ્લાન થઇ ગયાં હતાં.

પરાક્રમથી જે કાર્ય નથી થઈ શકતું તે વિશ્વાસઘાતથી કરવામાં આવે છે. ઉમરાવસિંહનો સાળો અર્જુનદેવ મિત્રભાવથી સાંત્વના આપવા માટે તેની પાસે ગયો. એ અધમાધમ ઉપર વિશ્વાસ લાવી ઉમરાવસિંહ જ્યાં સહજ અસાવધાન થયો, ત્યાં તરતજ એ નર પિશાચ, વિશ્વાસઘાતી અર્જુનદેવે એક તીક્ષ્ણ છરીથી ઉમરાવસિંહની છાતીમાં ઘા કર્યો. એ પ્રમાણે પોતાની માતૃભૂમિથી, પોતાનાં માત પિતાથી અને પોતાના ઇષ્ટમિત્રોથી વિયોગી થયેલો તે શૂર રાઠોડ પોતાનાજ સાળાના હાથથી માર્યો ગયો. તેના બાકી રહેલા અનુયાયીઓની પણ તેના જેવીજ દશા થઈ!

---

# [૫] નીતિ–ધૈર્ય.

ભગવાન સૂર્યનારાયણનો સારથી અરૂણ અંધકારને જોરથી હડાવી પોતાનો રથ ધીમે ધીમે આગળ ચલાવતો હતો અને કેદી નાસિરૂદ્દીન મહમદની અંધારી કોટડીમાંથી પણ અંધકારનું સામ્રાજ્ય ધીમે ધીમે કમી થવા માંડયું હતું. તે વખતે જમીન ઉપર પડેલો નાસિરૂદ્દીન જાગ્રત થયો ને ઉઠીને બેઠો. કેદખાનાના મજબુત દરવાજા ઉપર તથા ચોતરફ ઉંચી દીવાલો ઉપર દ્રષ્ટિ જતાં તેને પોતાની દશાનું ભાન થયું. બન્ને હાથ જોડી દુઃખી અવાજથી તે અસ્પષ્ટ રીતે બોલ્યો—"યા અલ્લાહ! તારી મરજી!" બોલતાં બોલતાં તેના નેત્રોમાંથી બે ચાર અશ્રુબિંદુ ખરી પડયાં.

પોતાની કંગાલ સ્થિતિનો વિચાર મનમાં લાવીને શું તે રડતો હશે? પોતે બંદીવાન થવાથી શું તેને દુઃખ થતું હશે? નહિ. નાસિરને એ દુઃખની બિલકુલ પરવાજ નહોતી. ભવિષ્યમાં તખ્તનશીન થવાય એવા બાદશાહી કુળમાં જ્યારે તેનો જન્મ થયો હતો, ત્યારે દૈવના દુર્વિલાસથી આજ તેના ભાગ્યમાં બંદીવાસ આવ્યો હતો! અરેરે! કેટલી શોકજનક વાર્તા!!

તે દુઃખી હતો એ વાત ખરી; પણ તેને પોતાના અપરાધને માટે આ દુઃખ વેઠવું પડતું ન હોતું. તેના સહવાસમાં રહેનારી એક અત્યંત પૂજનીય વ્યક્તિની અયોગ્ય માગણીને લીધે તેને આજ અનહદ દુઃખ સહેવું પડતું હતું. તેનું હૃદય ધબકતું હતું. કાનમાં જાણે કોઈ ઉષ્ણ તેલ રેડતું હોય એમ તેને ભાસ થતો હતો. પ્રિય વાચક!

તે વ્યક્તિ કોણ હતી તે જાણવા માટે પહેલાં આપણે થોડા ઇતિહાસનું અવલોકન કરવું જોઇએ.

ગુલામવંશનો સુપ્રસિદ્ધ બાદશાહ અલ્તમશ આ નાસિરૂદ્દીન મહમદનો પિતા હતો. નાસિરૂદ્દીન ઉર્ફે નાસિર તેના પિતા પ્રમાણે શાંત, દયાળુ ને પાપભીરૂ હતો. સ્વરૂપમાં તે ઘણો સુંદર હતો. નાસિરની માતા કેટલાંક વર્ષ પહેલાં મરણ પામી હતી; પણ તેના મૃત્યુનું કારણ જુદું હતું. લોકવાયકા એવી હતી કે તેને તેની શોકયે–ફાતીમા બેગમે–વિષપ્રયોગ કર્યો હતો!

આ વખતે બાદશાહ અલ્તમશ ઉત્તરાવસ્થામાં હતો અને ફાતીમા બેગમ યૌવનના પુર્ણ બહારમાં હતી. વૃદ્ધ અલ્તમશ તેને ગમતો નહોતો! કેવળ રાક્ષસી મહત્ત્વાકાંક્ષાથીજ તેના ઉપર તેણે પ્રેમ કર્યો હતો; પણ તેનો ખરો પ્રેમ નાસિર ઉપર હતો—તે પોતાના સાવકા પુત્ર ઉપર ફીદા થઈ હતી! સમય જતાં આ વાત નાસિર સમજ્યો હતો; પણ તેણે તે તરફ દુર્લક્ષ્ય દાખવ્યું હતું. એક દિવસ મધ્યરાત્રીના સુમારે કોઇના હસ્તસ્પર્શથી નાસિર એકદમ જાગૃત થયો, પોતાના ખાસ મહેલમાં આટલી મોડી રાત્રે પોતાને જાગ્રત કરવાનું સાહસ કોણે કર્યું? એ જોવા માટે તે ઉઠીને બેઠો થયો, તો તેની સાવકી માતા તેના પલંગ પાસે ઉભી છે, તેમ તેની દૃષ્ટિએ પડ્યું ને તરતજ તે પલંગ ઉપરથી નીચે ઉતરી બે હાથ જોડીને બોલ્યો—" માદર! આટલી મોડી રાતે આપ પોતે કેમ પધાર્યાં? શું કાંઇ કામ છે? જે હોય તે ખુશીથી કહો. મારાથી થઇ શકશે તો તે હું અવશ્ય કરીશ."

'નાસિર! મારે પોતાને તારૂંજ કામ છે.'

'ખુશીથી કહો. હું અવશ્ય કરીશ.'

ફાતીમા બેગમ એક તીવ્ર નેત્રકટાક્ષ ફેંકી નાસિરના બન્ને હાથ પકડીને બોલી—'નાસિર ! હું તારીજ છું. જીંદગી પર્યંત તારીજ છું મને શરણે લે.'

નાસિર આશ્ચર્ય પામ્યો. બેગમના હાથમાંથી પોતાનો હાથ છોડાવીને સરલ મુદ્રાથી તેણે કહ્યું—'માદર ! માદર ! આ આપ શું બોલો છો ? આપના બોલવાનો ભાવાર્થ અદ્યાપિ મારા સમજવામાં આવતો નથી.'

'નાસિર ! દિલેઆરામ ! મેરે મહોબ્બતકે ગુલશનકે માલિક ! મારી કદર કર ! મારી હાલત પર રહમ કર !'

નાસિર ક્રોધને લીધે નખથી શિખા પર્યંત કંપવા લાગ્યો. તેનાં રુવાંટાં ઊભાં થયાં. તે બોલ્યો—' માદર ! માદર મહેરબાન ! આપના દરજ્જાનું આપને જરાપણ ભાન છે કે ? અલ્લાહની નજર આગળ આપને ને મારો શું સંબંધ છે, તેનો જરા વિચાર કરી જુઓ ! દિલ્લીપતિ શાહ અલ્તમશનાં આપ બેગમ નથી શું ? અને હું આપનો પુત્ર નથી શું ?"

કામાધીન મનુષ્યને સારાસારનો વિચાર સૂઝતો નથી; તો પછી મદનની પીડાથી વ્યથિત થએલી ફાતીમા બેગમને તો કેમજ સૂઝે ? તે બોલી—' ચૂપ કર. નાસિર ! ખુદાને વાસ્તે ચુપ કર.' ફરીને તે દયામણો ચહેરો કરીને વળી કાંઈક આત્મશ્લાઘા સાથે બોલી—' નાસિર ! મને પ્રેમભિક્ષા દે. દિલ્લીપતિ સમ્રાટ્ પણ જેના હાથમાં રમકડા જેવો છે, એવી આ ફાતમા વિનીત ભાવે તારી પ્રાર્થના કરે છે. કૃપા કરીને એટલી ભિક્ષા આપ.'

'ખામોશ ! ઓ બદખસલત કમઅ'દેશ ઔરત ! ખામોશ !' નાસિર ક્રોધકંપિત સ્વરે બોલ્યો—'માદર ! તને માદર કહેતાં પણ મને શર્મ આવે છે ! જા, અહીંથી તારૂં કલંકિત મોઢું લઇ ચાલી જા.' આટલું કહી નાસિરે તિરસ્કારથી તેના તરફ પીઠ ફેરવી.

'નાસિર ! નાસિર ! મારા ઉપર દયા કર. મારા ઉપર દયા કર.' બોલતાં બોલતાં ફાતિમાનાં નેત્રો આંસુઓથી ભરાઈ ગયાં. તે નાસિરના પગમાં પડી નાસિર અત્યંત ચિડાયો. બેગમને દૂર ખસેડી ધાંટો કાઢી બોલ્યો—'બસ, તુ માતા નહિ પણ કુલટા છે. પાપિણી ! અહીંથી ચાલી જા. પહેરેગીરને બોલાવું કે તું જાય છે'

'નાસિર ! નાસિર !' બેગમ જમીન પરથી ઉઠીને ગર્જના કરી બોલી—'આજ તેં મારૂં અસહ્ય અપમાન કર્યું છે. જાણીબુઝીને કાળી નાગણના પુંછડા ઉપર પગ મૂક્યો છે. આનો બદલો હું તને અવશ્ય આપીશ. આનું વેર લઉં ત્યારેજ મારૂં નામ ફાતીમા બેગમ !'

ક્ષણાર્દ્ધમાં તો બેગમ ચાલી ગઇ. નાસિરે તેની પાછળ જોયું પણ નહિ. નાસિરનું આ કૃત્ય ઘણુંજ પ્રશંસનીય હતું, પણ ફાતીમા કાળી નાગણ હતી. શાહજાદો તેના ક્રોધનો બલિ થયો. બિચારાને નસીબે કારાગૃહવાસ આવ્યો ! અરેરે !!!

* * * * *

નાસિર અલ્તમશનો મોટો પુત્ર હોવાથી તેની પાછળ ગાદી ઉપર આવવાનો તેનો હક્ક હતો; પણ ફાતીમા બેગમનાં કુટિલ કારસ્થાનને લીધે તેનો પુત્ર ફિરોઝ તખ્તનશીન થયો.

શાહજાદા નાસિરને એક વ્યક્તિ ઉપર પ્રેમ થયો હતો. તે વ્યક્તિનું નામ સલિમા હતું. અલ્તમશના અંગરક્ષક એક અમીરની તે કન્યા હતી. ન્હાનપણમાં તે બન્ને એકજ ઠેકાણે રમી–કૂદી ઉછરેલાં એટલે તેમની વચ્ચે પરસ્પર અત્યંત પ્રેમ બંધાયો હતો. અલ્તમશ આ વાત જાણતો હતો ને ઉભયનો વિવાહ કરવાની તેની ઇચ્છા હતી; પણ એકાએક તે મરણ પામ્યો. એટલે તે વાત બંધ રહી. પિતાની પાછળ વાસ્તવિક રીતે જોતાં નાસિરને ગાદી મળવી જોઇએ; પણ ફાતીમા બેગમના કારસ્થાનને લીધે તે તેને ન મળતાં બેગમના પુત્રને મળી. નાસિરે તે બાબત જરા પણ ખેદ કર્યો નહિ, કિંવા ગાદી મેળવવા ખટપટ કરી નહિ. ફિરોજ આ વેળા ઘણો ન્હાનો હોવાથી સર્વ રાજ્ય કારભાર તેની માતા ચલાવતી હતી. તેના હાથમાં રાજ્યસૂત્ર આવતાંજ તે પોતાના માર્ગમાંથી એક એક કાંટો ઉખેડીને કાઢવા લાગી. ગાદી મેળવવા નાસિર છુપી રીતે ખટપટ કરે છે ને દરબારમાંના કાર્યવાહી મંડળને ઉશ્કેરે છે, એવો ખોટો આરોપ તેની ઉપર મૂકીને તેમજ તે સંબંધી ખોટા સાક્ષી–પુરાવા તૈયાર કરીને ફાતીમા બેગમે તેની જાહેર રીતે તપાસ કરી અને ગુન્હો સાબીત થતાં તેને જન્મભર કેદની શિક્ષા ઠરાવી. નાસિર આ પ્રપંચથી અજાણ હતો; પણ આવનાર દુઃખ સહન કરવા માટે તે સદા તૈયાર રહેતો.

" જે જે કાંઇ બને છે તે સર્વ અલ્લાહની ઇચ્છાથી બને છે. મારા કિસ્મતમાં જ્યારે આ દુઃખ નિર્માણુજ થએલું છે, ત્યારે તે ભોગવ્યા સિવાય બીજો ઉપાયજ નથી; પણ મારી સાથે મારી સલિમા દુઃખી થઇ નહિ, એ અલ્લાહનો મારી ઉપર કેટલો બધો

ઉપકાર ! જો તેનું મારી સાથે લગ્ન થયું હોત, તો તે બિચારીના નસીબમાં પણ બંદીવાસ ભોગવવાનું આવત. સારૂં થયું. તે સુખી રહી. ખુદા ! તેને હંમેશાં સુખી રાખજે અને જો તેના ઉપર કાંઇ સંકટ આવવાનું હોય તો તે સઘળું મારી ઉપરજ પડવા દેજે. મારી સલિમાને માટે તે હું આનંદથી સહન કરીશ.” આ પ્રમાણે નાના પ્રકારના અનેક વિચારો નાસિરના મનમાં ઘોળાતા હતા.

નાસિર કેદી બન્યા પછી બરાબર સાતમે દિવસે એક વિચિત્ર બનાવ બન્યો. મધ્યરાત્રીને સુમારે તેની બાજુની કોટડીમાંથી એક હૃદયભેદક ચીસ તેના સાંભળવામાં આવી. તરત તે ચીસ સલિમાની હોય એમ તેના મનમાં ભાસ થયો ને તેની છાતી ધબકવા લાગી. એક ન્હાના છિદ્રમાંથી તે બાજુની કોટડીમાં જોવા લાગ્યો, તો તેની હૃદયસ્થદેવતા સલિમા જમીન ઉપર બેશુદ્ધ થઇને પડેલી છે, એમ તેની નજરે પડયું. નાસિરનાં નેત્રો આંસુઓથી ભરાઇ ગયાં. તે સુકુમાર સુંદરીની એવી દીન સ્થિતિ જોઇને પોતાના કપાળ ઉપર હાથ મારીને બોલ્યો–‘ સઘળો જુલમ વેઠી શકાય, પણ હે ખુદા ! સાવકી માતાનો જુલ્મ સહન કરવાને કોઇપણ શક્તિમાન્ નથી ! ’

એ શબ્દો તેના મુખમાંથી બહાર પડયા ન પડયા; એટલામાં જે કોટડીમાં સલિમા હતી, તે કોટડીનું દ્વાર ઉઘાડી ફાતીમા બેગમ અંદર આવી. સલિમાને બેશુદ્ધ પડેલી જોઇને તે પિશાચિણી ખડખડ હસવા લાગી. ક્ષણવાર પછી તે કોટડીમાંથી બહાર નીકળી નાસિરની કોટડીમાં આવી અને આવતાંજ તેણે પ્રશ્ન કર્યો–‘ નાસિર ! હજુ પણ તું મારી માગણીનો ઇન્કાર કરે છે ને ? ’

'હા.' નાસિરે શાંતપણે જવાબ આપ્યો.

'નાસિર ! નાસિર ! હજુ પણ સાંભળ—સમજ ! આવી મૂર્ખાઇ ન કર. તું એક વખત હા કહે કે તરતજ આ રાજ્ય, આ ધન–દૌલત સર્વ તારૂંજ છે. હું પોતે પણ તારી સેવામાં રાતદિવસ તત્પર રહીશ. નાસિર ! વિલાસ અને એશઆરામનું સુખ ભોગવવાનો આ તારો સમય છે. વધુ શું કહું ? આ ઉમ્મરમાં તું સુખ ભોગવીશ નહિ, ત્યારે કયારે ભોગવવાનો ?'

'આગ લાગો તારા એ સુખમાં ! એવું સુખ ભોગવવા કરતાં હું હજાર દરજ્જે મરણને સારૂં ગણીશ.' નાસિર તિરસ્કારથી બોલ્યો.

'યાદ રાખ્ય નાસિર ! યાદ રાખ્ય ! મારો સ્વભાવ અત્યંત ખરાબ છે. હજુ પણ માન. નહિ તો પરિણામ ઘણું ભયંકર આવશે.'

કિંચિત્ સ્મિત કરીને તેમજ તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકિને નાસિર બોલ્યો—'ભયંકર ! ઘણું ભયંકર ! વાહવાહ ! શું મરણ કરતાંએ ભયંકર ! બહુ સારૂં, મને તેની મુદ્દલ પરવા નથી; પણ મારા પરિણામની તારે શામાટે આટલી ચિંતા રાખવી જોઇએ ?'

'ઠીક, ઠીક, ત્યારે હવે ભોગવ આ ઉદ્ધતાઇનું ફળ ! પ્રથમ તો તારી સલિમાનાજ ટુકડે ટુકડા કરી કુતરાંને ખવડાવીશ; ઉભો રહે.' એટલું બોલી તે રાક્ષસીણી બહાર જવા નીકળી.

નાસિરના અંગમાં કંપારી છૂટી. તે દીનમુદ્રાથી બોલ્યો–'માદર ! મારા ઉપર દયા કર. દયા કર. મારી સલિમાને બંદીવાસમાંથી છોડી દે.'

'દયા !' વિકટ હાસ્ય કરી તે પિશાચિની બોલી—'મારી

માગણી તું પ્રથમ કબુલ કર; પછી હું તારી ઉપર દયા કરીશ. તે તારા કબુલ થયા સિવાય હું કદી પણ દયા કરનાર નથી !'

'મા, માદર !' નાસિર કંપિત સ્વરે બોલ્યો.

'ખામોશ !' બેગમે ગર્જના કરી, 'જો તારી સલિમા જીવતી રહે એવી તારી ઇચ્છા હોય તો 'પ્યારી' એવા સુંદર નામથી મને બોલાવ નાસિર !!'

'હાય ! તેવો શબ્દ ઉચ્ચારતાં પહેલાં મારી આ જીભજ તૂટી પડો ! હે પાષાણુ હૃદયી સ્ત્રી ! તારા કઠોર હૃદયમાં જ્યારે લેશ માત્ર દયા નથી, ત્યારે તો સર્વસાક્ષી પરમેશ્વર દયાળુ છે !!'

પરંતુ ફાતીમા બેગમની જ્યાં સુધી તારા ઉપર વક્રદષ્ટિ રહેશે, ત્યાં સુધી ઇશ્વરની પણ તારા ઉપર કૃપા દષ્ટિ થવી શકય નથી' એટલું બોલી બેગમ ત્યાંથી ચાલતી થઇ અને તુરંગનો દરવાજો એકદમ બંધ થઇ ગયો.

તે દિવસે બીજું કાંઈ બન્યું નહિ. બીજે દિવસે રાત્રે ફરીને ફાતીમા બેગમ સલિમાની કોટડીમાં આવી. બાજુની કોટડીમાં ગડબડ થયેલી જોઇ નાસિર નિંદ્રામાંથી જાગૃત થયો અને પૂર્વ પ્રમાણે છિદ્રમાંથી જોવા લાગ્યો. તેણે તેમાં શું જોયું ? નિર્દોષ સલિમા રડે છે અને ઘાતકી બેગમ હાથમાં એક દીવો લઇ તેના તરફ જોતી ઉભી છે !

'સલિમા ! હું તને બચાવીશ.' બેગમ કિંચિત નમ્ર અવાજથી બોલી—'પણ પ્રથમ તારે મારી એક સરત કબુલ કરવી પડશે.'

સલિમા સ્તબ્ધ રહી. તેણે મોઢામાંથી એક શબ્દ પણ ઉચ્ચા-

ચે નહિ. એ જોઇ બેગમ પુનઃબોલી—'તને અહીં શા માટે બંદીવાન કરી છે, તે તું જાણે છે?'

'હા, હું સઘળું જાણું છું.' સલિમાએ ધીમા સ્વરથી જવાબ આપ્યો.

'જો તું, હું કહું તે સાંભળીશ તો આ ક્ષણેજ હું તને કેદખાનામાંથી મુક્ત કરીશ.'

'કહો, આપને જે કહેવાનું હોય તે ખુશીથી કહો.'

'સાંભળ ત્યારે. સલિમા! તું કસમ લે કે—હું આજથી નાસિર ઉપર પ્રેમ કરનાર નથી અને તેનું નામ પણ મોઢેથી લેનાર નથી!'

'એવા કસમ મારો જાન જશે તો પણ હું લેનાર નથી!!'

'તો પછી કમનસીબ છોકરી! મરવા માટે તું તૈયાર થા, આટલી ન્હાની ઉમ્મરમાં તું વિના મોતે ન મરે; એવી મારી પ્રબળ ઇચ્છા હતી; પણ હવે લાચાર!'

હું મરવા માટે તૈયાર છું. જે પ્રાણી જન્મ્યું છે, તે એક વખત મરવાનુંજ છે; તો પછી મરણથી ડરવું શા કામનું? મારા નાસિર સિવાય સારી આલમમાં મને સઘળું શૂન્ય છે!'

'સલિમા! ઉભ સાંભળ. નાસિર કોનો? તે તારો નથી, મારો છે. તું જીવે છે ત્યાં સુધી તે મારે વશ થતો નથી, પણ તારા મરણ પાછળ એ અવશ્ય મારોજ થશે!' એ કામાંધ બેગમ મદનના આવેશમાં બોલી ઉઠી,

'કદાપિ નહિ બને! કામાંધ બેગમ! નાસિરના પ્રાણ જશે તો પણ તેના હાથથી એવા પ્રકારનું નીચકર્મ નહિ બને!' નાસિ-

રૂદીન બાજુની કોટડીમાંથી બૂમ મારી બોલી ઉઠયો,—

'એ'''...મ ? ઠીક ત્યારે—' એમ બોલી બેગમે સંકેત દર્શક સંસોટી ઉ.ભ.વી, તત્કાળ ચાર મજબુત ખોજા નાસિરને શૃંખલાબદ્ધ બનાવી બેગમ સામે લાવી ઉભા રહ્યા,

'નાસિર ! બોલ.' ખોજા રહિમાનના ખુલ્લી તરવાર તરફ આંગળી કરી બેગમ બોલી—'સલિમાને ઠાર મારૂં ?'

'ના. માદર ! તે નિર્દોષ અબળાને છોડી દે અને મને ઠાર કર !

'હઠીલા યુવાન ! હજુ પણ તું કબુલ કરતો નથી કે ?'

સલિમાના અંગમાં એકાએક રાક્ષસી બળ આવ્યું. તે બોલી પ્યારા નાસિર ! આ ચાંડાલણીની માગણી માન્ય કરી આપના ઉજ્જવળ કુળને કાળું કલંક લગાડશો નહિ !

'ચૂપ રહે, દુષ્ટા ! ઉડાવી દઉ કે માથું ? સરદારો શું જુઓ છો ? ઉડાવી દ્યો.' બેગમે છેલ્લો હુકમ આપી દીધો.

એકાએક નરાધમ રહિમાનનો હાથ ઉંચો થયો. સલિમાએ પોતાના નેત્રો બંધ કર્યાં. નાસિરે પણ પોતાના બન્ને હાથે પોતાનું મોઢું ઢાંકી દીધું. માત્ર ત્રણજ પળ ! જો તેટલો સમય નીકળી ગયો હોત તો સલિમા તેજ વખતે આ નશ્વર જગતનો ત્યાગ કરી પરલોકે પ્રયાણ કરી ગઇ હોત. પણ ઈશ્વરની લીલા વિચિત્ર છે ! તેની કરૂણા અદ્દભુત છે ! એની દયાનો પાર નથી; નહિતો એ સ્થિતિમાં એકાએક પરિવર્તન શી રીતે થાય ? આંખ મીંચીને ઉઘાડે એટલા વખતમાં કવચધારી દશ–બાર યોદ્ધાઓ એકદમ અંદર ધુસ્યા અને તેમાંના એકની તરવાર દુષ્ટ રહિમાનની છાતીમાં-થી આરપાર નીકળી ગઈ ! સુલતાના રઝિયા બેગમના નામથી

ફાતિમા બેગમને બંદીવાન કરવામાં આવી ! સલિમા બચી અને નાસિરને અપરિમિત આનંદ થયો ! !

શાહજાદો ફિરોજ ન્હાનો હોવાથી ફાતીમા બેગમ રાજ્યકારભાર ચલાવતી; પણ તે જૂલ્મી હોવાથી ઘણાએક લોકો તેનાથી તદ્દન કંટાળી ગયા હતા. અને આજ કેટલાક દિવસોથી ગુપ્ત કારસ્તાનો કરતા. છેવટે એમણે જાસુસો દ્વારા સઘળી બાતમી મેળવી ઉપર કહ્યા પ્રમાણે ફાતીમાને કેદ કરી અને તેના પુત્રને પદચ્યુત કરી રઝિયાને તખ્ત ઉપર બેસાડી.

રઝિયા બેગમે પણ નાસિરને મુક્ત કર્યો નહિ. માત્ર તેણે તેને રાજગઢમાં લાવી નજરકેદમાં રાખ્યો.

ઇતિહાસ કહે છે કે રઝિયા બેગમ પાછળથી પોતાની ખરાબ ચાલને લીધે પદભ્રષ્ટ થઇ હતી. તેની પછી નાસિરનો ભત્રીજો મસાઉદ ગાદી પર બેઠો. તેણે નાસિરને બંધન મુક્ત કરી ભરૂચની સુબેદારી ઉપર નીમ્યો; પરંતુ તત્કાળ પાછળથી સરદારોએ મસાઉદને પદચ્યુત કરી નાસિરને ગાદી ઉપર બેસાડ્યો, ગાદી ઉપર બેઠા પછી નાસિરે સલિમાની સાથે મોટા ઠાઠથી વિવાહ કર્યો. રાજ પદ ઉપર આરૂઢ થવા છતાં પોતાની ઉપર અઢળક પ્રેમ કરનારી સલિમા સિવાય બીજી કોઈ પણ સ્ત્રીનો નાસિરના જનાનખાનામાં પ્રવેશ થયો નહિં. તે હંમેશ સલિમાના હાથનીજ રાંધેલી રસોઇ જમતો હતો અને કુરાનની નકલો બનાવવામાંજ ફુરસદનો ટાઇમ વ્યતીત કરતો હતો. એના જેવો દયાળુ અને ભલો બાદશાહ ગુલામ વંશમાં બીજો એકેય થયો નથી,

---

# ( ૬ ) स्वामीभक्ति.



"ભાઇ ! મહારાજે તારા બાપ, કાકા, વડિલ બન્ધુ એ સર્વનો અત્યંત અમાનુષપણે વધ કર્યો; મર્હૂમ મહારાજે આ પેલી થોડી જમીનદારી જપ્ત કરી અને તને પોતાને તેમજ નિલુભાઇને વાઘની સામે છોડી મૂકવાનો પણ હુકમ કર્યો; છતાં એજ મહારાજના કુટુંબને માટે તુ મને આવું સાહસ કરવાનું કહે છે, તેનો હેતુ શું ?"

"બ્હેન ! જે બનવાનું હતું તે બની ગયું, હવે તેમાંનું શું છે ? મહારાજે કેટલીક વાર તે કામ બદલ થતો પશ્ચાત્તાપ સ્પષ્ટ પણે બોલી દેખાડયો છે. પોતાના માલિકે—રાજાએ અંતઃકરણપૂર્વક દેખાડેલી દીલગીરી કરતાં સ્વામીભક્ત સેવકને બીજી જુદી બક્ષીસ શું જોઇએ ? સંતુ બ્હેન ! ખરેખર તું અને બીજા અનેક લોકો માનો છો, તેટલા સંભાજી મહારાજ કંઇ દુષ્ટ નથી. તેમના સરખા દિલાવર, જીવને સાટે જીવ દેનાર, ઉદાર મનના બીજા માણસો બહુ થોડા હશે. તેમનામાં જો કાંઇ દોષ હોય તો તે કંઇક વ્યસની અને કાચા કાનના છે; પણ દોષ કોનામાં નથી ? પ્રત્યેક મનુષ્યમાં કાંઈ ને કાંઈ દોષ હોય છેજ. સંતુ ! તને શું કહું ! ગોવાની મુસાફરીમાં જતાં એક દિવસ હું ભયંકર તાવ આવવાથી મુર્ચ્છિત થયો હતો. ત્યારે મહારાજ પોતે પોતાનો મ્યાનો ઉભો રખાવી દોડતા મારી પાસે આવ્યા અને મારૂં માથું ખોળામાં લઇ ખાસ પોતાની સુરઇમાંથી સુવાસીક ઠંડુ જળ તેમણે મારા વદન ઉપર છાંટયું. એટલુંજ નહિ પણ મને પોતાના મ્યાનામાં બેસાડી પોતે

ઘોડા ઉપર બેસી ચાલ્યા. રસ્તે જતાં એક દિવસ મારા સ્કંધ ઉપર હાથ મૂકી તેઓ બોલ્યા હતા કે—" ખંડોબા! ખરેખર તુંજ મારો વફાદાર સેવક છે." પણ જવાદે એ વાત! આ સમય અધિક બોલીને બેસી રહેવાનો નથી. કહે તું મારૂં કામ કરીશને? જો, ના કહિશ નહિ! આ તારા ભાઇને એટલી ભિક્ષા દે! દે!!

" ભાઇ! તું બીજું ગમે તે કહે પણ..........."

" પણ કેમ? શું હું નીમકહરામ થાઉં? આજ પર્યંત જેનું અન્ન ખાધું, જેના અન્નથી આ દેહ પુષ્ટ થયો તેની વિરૂદ્ધ ઉઠું? પોતાનાજ ઘરમાં સળગતા અંગારા મૂકું? મા—બ્હેનોને મોગલોના જનાનખાનામાં મોકલું? મારા રાષ્ટ્રથી—દેશથી બેઇમાન થાઉં? જા, જા, જેવી આવી તેવી ઘેર પાછી જા, આજ પર્યંત જેમ માતા અંબાએ મને સહાય કરી છે, તેમ તે આજ પણ કરશે." એટલું બોલી ખંડોબાએ ઘોડાના પેગડા ઉપર પગ મૂક્યો.

" ભાઇ! ભાઇ! રહે! રહે! મારી પાસેથી આમ એકાએક ના જા. હું જે કાંઇ બોલી છું તે માત્ર તારૂં મન જોવાને માટેજ."

" શું આ બધું તું મારી પરીક્ષા કરવા બોલતી હતી? અને શું તારો વિચાર મને મદદ કરવાનો છે?"

" તારા સરખા શુદ્ધ સ્વામીભકતને તો શું, પણ હરકોઇ માણસે દેશને માટે જીવ આપવો એ પ્રત્યેક વ્યકિતનું કર્તવ્ય નથી શું?"

" બ્હેન! ધન્ય છે તને! આવ, આવ, એક વાર મારી આ બ્હેનને—સદ્‌ગુણની પુતળીને—દેશભક્ત દેવીને મને અત્યંત પ્રેમથી ભેટવા દે!"

કુશળ ચિત્રકારો ! આવો, આવો, રંગનાં પ્યાલાં અને પીંછીઓ લઇને આવો ! આ દેશભકત—સ્વામીભકત બન્ધુ ભગિનીની ભેટનું સુંદર–મનોહર ચિત્ર રંગો. પ્રતિભા સંપન્ન કવિઓ ગાઓ ! ગાઓ ! આ અતિ સ્ફુર્તિદાયક–ઉત્સાહવર્ધક પ્રસંગે એકાદ સુંદર—પદ્ય—કવિતા રચીને ગાઓ ! વાચક ! તમે પણ તમારી કલ્પનાશકિત પ્રમાણે કરો.

* * * *

સાયંકાળનો મનોહર સમય હતો. આ વેળા સંગમેશ્વરના રસ્તા ઉપર એક મ્યાનો જતો હતો. મ્યાનાની સાથે વીસ પચીસ હથિયારબંધ માણસો ચાલતાં હતાં. અંધારૂં થવાની તૈયારી હતી, તેથી ભોઇ લોકો અત્યંત વેગથી રસ્તો કાપતા હતા. શ્રમના પરિહાર માટે કોઇ કોઇ સ્વારો કંઈ કંઈ ગીત લલકારતા હતા. માર્ગમાં કોઇ માણસ મળે તેને તે પ્રદેશ સંબંધી હકીકત પૂછવા ઉપરાંત સંગમેશ્વર કેટલું દૂર છે, તથા વચ્ચે કયે કયે સ્થળે મુકામ થઇ શકશે વગેરે અનેક બાબતો પૂછી લેતા હતા. બધા સ્વારની પછવાડે ચાલનાર સ્વારનો પોશાક ઘણો ઉંચા પ્રકારનો હતો. તેની છાતી વિશાળ હતી. હાથ લાંબા હતા. નેત્ર પાણીદાર હતાં. કમ્મરે એક તરવાર અને હાથમાં ભાલો હતો. બધા સ્વારોનો તે નેતા હતો, કેટલીક વાર પછી તેણે પોતાની સાથેના એક સ્વારને કહ્યું– "માતા ભવાનીની કૃપાથી આપણે અહીં સુધીતો સુખ રૂપ આવી પહોંચ્યા."

"અને બહુ તો હવે ત્રણ ચાર મુકામ થશે."

"હા; પણ આપણે ધારેલા મુકામે પહોંચી જઇએ ત્યાં

સુધી અત્યંત સાવધપણે આંખમાં તેલ રેડીને રહેવું જોઇએ. શત્રુ-નાં ટોળાં આજકાલ સર્વત્ર સંચાર કરે છે." તે સ્વારનું આ કથન જાણે પ્રત્યક્ષ પ્રતીતિ કરાવતું હોય તેમ ઉપલું વાક્ય પૂરૂં થતાંમાં તો એક તરફથી પાંચસો સ્વારોની ટોળી 'દીન દીન' કહેતી ત્યાં આવીને અટકી. મરાઠા સૈન્યમાં આશરે પંદર-વીસ જણ હતા, ત્યારે તેમના શત્રુના સૈન્યમાં પાંચસો માણસો હતાં. હાં હાં કહેતામાં તો કતલ ચાલી. મરાઠામાંથી એક પણ મનુષ્ય જીવતો રહ્યો નહિં, એવો અસત્યાલાપ કરવાની અમારી ઇચ્છા નથી. લાગેલા ચકમકની અંદર મરાઠાઓ અત્યંત શૌર્યથી લડતા હતા. છતાં શત્રુનાં માણસો વધારે હોવાથી તેમનો પરાભવ થયો. કોઇ લોકો તથા એક બે જખમી થએલા સ્વારો પોતાને ફાવતી દિશા તરફ પલાયન કરી ગયા, મુસલમાનો મ્યાનો કબજે કરી પોતાના શિબિર તરફ ચાલ્યા. સંતુ અને ખંડોબાનો આ વાર્તાની શરૂઆતમાં આપેલો સંવાદ ઉક્ત ઘટનાના સંબંધમાંજ હતો એ કહેવાની જરૂર નથી.

* * * *

"સંતુ! તું જો, શત્રુની છાવણી દેખાવા લાગી. જા એકદમ જા અને મેં કહ્યું તે પ્રમાણે સર્વ વ્યવસ્થા કર. પણ રહે, જતાં પહેલાં મને એક વાર પુનઃ ભેટ; કારણ કે મારી ને તારી બહુધા આ છેવટનીજ ભેટ છે."

સંતુ મુસલમાન શિબિર તરફ ચાલી અને ખંડોબા પોતાના કામથી બીજી બાજુ ચાલ્યો; કારણ કે તે સ્થળ ઉપર શત્રુનો

પુનઃ પસારો થશે એમ તેની પક્કી ખાત્રી હતી. તે ત્યાંથી નીકળી પોતાના માવળા સિપાઇઓને આવી મળ્યો. સંતુની સંગમેશ્વર જવાની—વિશેષમાં શ્રી સંભાજી મહારાજની પત્ની યેસુબાઇને ભેટવાની ઇચ્છા હતી. ખંડોબાએ શીખવ્યા પ્રમાણે તે દાસીનો વેશ લઇ સૈન્યની અંદર ગઇ. જે કોઇ સ્ત્રી યેસુબાઇની દાસી કહીને અંદર જાય તેને અત્યંત ત્રાસ પડતો નહિ. એક ઠેકાણે રાત્રીનો મુકામ થયો હતો, ત્યાં સંતુને યેસુબાઇનો મેળાપ થયો; ખંડોબાની સાથે થયેલી મસલત સંતુએ યેસુબાઇને જણાવી. એટલે તેના હૃદયમાં ખંડોબા ઉપરના અનુરાગમાં વૃદ્ધિ થઇ. સંતુને માટે પણ તેના હૃદયમાં વિલક્ષણ આદર ઉદ્‌ભવ્યો. તેનો સ્વાર્થત્યાગ જોઇને યેસુબાઇને ઘણું આશ્ચર્ય થયું. તેની દિવ્ય સ્વામીભક્તિ જોઇને તેનાં નેત્રો કૃતજ્ઞતાથી ભરાયાં. સંતુને પ્રેમથી ભેટી તે બોલી—" સંતુ! શું અમારા માટે તું તારો જીવ જોખમમાં નાંખીશ? પ્રત્યક્ષ મૃત્યુના મુખમા પડવાને શું તૈયાર થઇશ?"

" બાઇ સાહેબ! આપને એમાં એટલું બધું શું આશ્ચર્ય થાય છે? પોતાના રાજાને માટે-પોતાના દેશને માટે ખરે પ્રસંગે પ્રાણ પણ આપવા એ પ્રત્યેકનું કર્તવ્ય છે."

" અને તે પ્રમાણે રાજાએ પણ પેટના પુત્રની પેઠે પ્રજાનું રક્ષણ કરવું એ કર્તવ્ય નથી શું? તો પછી હું તને મૃત્યુના મુખમાં કેમ પડવા દઉં?

" બાઇસાહેબ! જો તેમ હોય તો દસ જણ મરજો પણ દસનો પાળનાર ન મરશો."

" સંતુ! તું ગમે તે કહે પણ તને ગાઢ સંકટમાં મૂકીને હું

મારો પોતાનો જીવ બચાવું એ મને ઠીક લાગતું નથી. વળી તને કંઇ અકસ્માત નડયો તો તારી માતા મને શું કહે? તારા ઘરનાં માણસો મને શું કહે ? "

"બાઇસાહેબ ! હું જો આ પ્રમાણે સ્વામીભકિતની તક જવા દઉં તો મારી માતાને કલંક લાગે, તેનો મારી ઉપર અત્યંત પ્રેમ છે; પણ આથી કદાચ તે મારૂં મોઢું ફરીને જુએ નહિ !"

યેસુબાઇએ સંતુને સમજાવવાનો પુષ્કળ પ્રયાન કર્યો, પણ વ્યર્થ ! તેણે પોતાની ટેક છોડી નહિ. નિરૂપાયે આવેલા પ્રસંગ ઉપર નજર કરી તેના કહ્યા પ્રમાણે કરવા તે તૈયાર થઈ અને પોતાનો-રાણીનો પોશાક સંતુને આપ્યો અને તેનો દાસીનો પોશાક પોતે ધારણ કર્યો સંભાજીની રાણી-મરાઠા રાજ્યની અધિકારિણીને એક વખત ઔરંગજેબની પાસે લઇ જઇને ઉભી કરવી અને શાબાશી મેળવવી એ આશામાં મુસલમાન સરદારે પોતાના સૈનિકોને મોટા પરોઢીઆમાં મુકામ ઉપાડવાની સૂચના કરી. પ્રથમના સંકેત પ્રમાણે યેસુબાઈ બનેલી સંતુએ પોતાની એક દાસી અસ્પર્શ્ય બની છે, માટે હમણાં સાથે આવી શકશે નહિ, એમ એક બીજી દાસીદ્વારા સરદારને જણાવ્યું; પણ ઔરંગજેબની પાસે જવાની ઉતાવળમાં વ્યાકુળ બનેલો સરદાર આવી ક્ષુલ્લક વાતમાં કેમ લક્ષ આપે? તેણે તે દાસી સાથેજ પ્રત્યુત્તર કહાવ્યોકે "અમારે રહેવાની કોઇપણ પ્રકારે સવડ નથી, આપની મરજી હોય તો તે દાસીને સાથે ન લેતાં અહીંજ રાખો." સંતુએ યેસુબાઇની સાથે બીજી એક દાસી રાખી અને પોતે શત્રુની સાથે ચાલી. અગાઉ ઠરાવ્યા પ્રમાણે ખંડોબા ત્યાં આવ્યો અને યેસુબાઇને સંગમેશ્વરમાં મહારાજની પાસે લઇ ગયો. સં-

બાજી મહારાજ આ ઘટના જાણીને અત્યંત ખુશ થયા. ખંડોબાને ઉત્તમ પોશાક અને પોતાના ગળામાંનો હાર બક્ષિસ આપ્યો. ઉપરાંત કૃતજ્ઞ છત્રપતિએ સંતુને પણ વિસારી નહિ. તેમણે તેની માતાને એક ગામ વંશપરંપરાને માટે ઇનામમાં આપ્યું.

રસ્તામાં બહુ મુકામ ન કરતાં સરદાર મોટી મોટી મજલો કરી એકદમ ઔરંગઝેબને આવી મળ્યો. પોતે કરેલા અપૂર્વ શ્રમના બદલામાં બાદશાહ આલમગિરની પાસેથી કાંઇ ઉમદા બક્ષિસ મળસે એ આશામાં રસ્તામાં તેણે અનેક મનોરથો ચલાવ્યા હતા પણ હાય ! મુકામ ઉપર ગયા પછી જ્યાં તેણે તે મ્યાનો ઉઘાડીને જોયું તો અંદર શું ? પ્રેત ! !

શિયળના સંરક્ષણને માટે સંતુએ પોતાના હાથની વીંટીમાં જડેલી હીરાકણી ચુસી પોતાના બન્ધુનું હિત કરવા, રાણીનો છુટકારો કરવા અને દેશનું શ્રેય કરવા તેણે પોતાનો જીવ જતો કર્યો હતો.



# (૭) સતીનો શાપ

પંજાબકેસરી રણજીતસિંહનું નામ ઇતિહાસમાં અમર છે. તે ઘણો પ્રતાપી રાજા હતો. સીખ પ્રજાનો ઉદય જેમ આ રાજાના રાજત્વથી થયો હતો; તેમ સીખોનો અંત પણ એ રાજાના અવસાનની સાથેજ થઈ ગયો હતો! રણજીતસિંહનો પુત્ર કાવ્ય અને સાહિત્યનો ઘણો શોખી હતો. મહારાજાએ તેને વટાલી પ્રાંતની હાકેમી આપી હતી. શરૂઆતમાં તેણે સારી છાપ બેસાડી હતી; પણ પાછળથી ખરાબ મિત્રોના પરિચયને લીધે તે એશઆરામી અને સ્વચ્છંદી બની ગયો હતો. ચોમાસા-શિયાળામાં તે વટાલીમાં રહેતો અને ગરમીના વખતમાં દાના નગરમાં રહેતો. દાના નગર વટાલીથી દશ મૈલ ઉત્તર દિશામાં છે. ત્યાં તેણે એક વાટિકા અને રાજમંદિર બનાવ્યાં હતાં. એ એક પહાડી પ્રાંત હોવાથી સ્થળે સ્થળે પાણીનાં ઝરણો દૃષ્ટિગોચર થાય છે. મોટી બિયાસ નદી એ પ્રદેશમાં વહન કરી રહી છે.

એક દિવસ કુંવર બિયાસ નદીને કિનારે આવેલા વીરાવલ ગામની પાસે ખેતરોમાં એકલો ફરી રહ્યો હતો; ત્યાં તેણે કેટલીક સ્ત્રીઓ અને કન્યાઓનું ટોળું જોયું. તે સર્વે પાણીનાં બેડાં પોતાના શિર ઉપર રાખીને ઘર તરફ જતી હતી. રાજકુમાર તેમની પાછળ ગયો. તે એક સર્વાંગના સુન્દર કન્યાના રૂપથી વિમોહિત થઇ ગયો હતો. ગામમાં જઇને તેણે ખાત્રી કરી તો માલમ પડ્યું કે તે કન્યા એક ધનાઢ્ય જાટની પુત્રી હતી. કુવરનો તેની સાથે

વિવાહ કરવાનો વિચાર હતો; તેથી તેણે તે દિવસથી હમેશ વીરાવલમાં આવવાનો આરંભ કરી દીધો.

ગામના સાદા જમીનદારો કુંવરને ઓળખતા નહોતા. તેણે દીના નગરના એક સરદારના પુત્ર તરીકે પોતાનો પરિચય કરાવ્યો. તે વખતોવખત પોતાની પ્રિયતમાના કુટુંબને મળતો હતો અને તેમને પોતાના ગામમાં તેડી જઈ મોટું આદર-માન આપતો હતો. થોડાજ વખતમાં તેણે તે જાટને વશ કરી લીધો અને પછી વિશેષ ધામધુમ વિના તે જમીનદારે પોતાની પુત્રીનો તે કુંવરની સાથે વિવાહ કરી દીધો.

રાજકુંવરના મિત્રોને અને ભૃત્યોને આ જોઇ આશ્ચર્ય થયું; પણ કોઇ કાંઇ બોલી શકયું નહિ, તે તરૂણ નવ દંપતી સ્વર્ગીય સુખમાં પોતાના આનંદજનક દિવસો વ્યતીત કરવા લાગ્યાં. એમ કરતાં દોઢેક વર્ષ તે પ્રેમાલયમાં સ્વપ્નસદશ વ્યતીત થઇ ગયું. એક દિવસ લાહોરથી એક દૂત મહારાજાની આજ્ઞાપત્રિકા લઇને કુંવરની પાસે ઉપસ્થિત થયો. કોઈ અગત્યના કામ માટે કુંવરને મહારાજાની સેવામાં હાજર થવાનો હુકમ હતો.

દૂતને વિદાય કરીને દુઃખિત અવસ્થામાં કુંવર પોતાની રાણી પાસે રજા માગવા આવ્યો. રાણીની આંખમાં અશ્રૂપાતનો આરંભ થઇ ગયો. તે ગદ્દગદિત સ્વરે બે હાથ જોડી બોલી—' આ દાસીને કદાપિ ભૂલશો નહિ.' એમ કહીને ફૂલની માળા પતિના ગળામાં નાંખી તેને વિદાય કર્યો.

બીજે દિવસે કેટલાક સવારોને સાથે લઈ રાજકુમાર વટાલીથી ચાલ્યો અને સત્વર અમૃતસરમાં પોતાના પિતાની પાસે આવીને

હાજર થયો. મહારાજા રણજીતસિંહને ભારત સરકારના પ્રતિનિધિને–ગવર્નર જનરલને–મળવા જવાનું હતું; તેથી તેણે મોટી તૈયારી કરી હતી. લાખો રૂપિયાનું ગરીબોને દાન આપ્યું હતું. રાજકુંવરને અમૃતસરમાં આવેલો જોઈ તેણે તરત કોઇ આવશ્યક કાર્યને માટે તેને કાબુલ રવાના કરી દીધો. પછી પોતે અંગ્રેજ અધિકારીને મળવા ગયો. બે સપ્તાહ સુધી એ સુખકર મેળાપ રહ્યો. અંગ્રેજો એ સીખ રાજાનો વૈભવ, રાજ્યવ્યવસ્થા અને જાહોજલાલી જોઈને આશ્ચર્યચકિત થઇ ગયા. છેવટે જુદા પડતી વખતે મિત્રતા કાયમ નિભાવવાની સરત કરી રણજીતસિંહ પોતાની રાજધાનીમાં પાછો આવ્યો.

કુંવર કાબુલથી પાછો આવ્યો ત્યારે તેને મુલતાન મોકલવામાં આવ્યો અને તે અવધીમાં બે વર્ષ નીકળી ગયાં. વટાલીમાં પાછા આવવાનું તેનાથી બની શકયું નહિ. વળી તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેનો પિતા તેની સાથેજ જતો; આથી વીરાવલમાં જઇ પોતાની હૃદયવલ્લભાને મળી આવી તેને આશ્વાસન આપવાનું અશકય હતું. કુંવરને ઘણીવાર એમ થતું કે સર્વ ઘટનાનો પિતા પાસે ઉલ્લેખ કરી ક્ષમા માગવી; પરંતુ રાજાના રોષની બીકે તે તેમ કરી શકયો નહિ.

રાણી જિંદા રણજીતસિંહની વહાલી પત્ની હતી. રાજપુત્રનો વિવાહ પોતાના એક સંબંધીની કન્યા સાથે કરવાનો તેને વિચાર હતો. તે ઘણીવાર વિવાહની વાત કાઢતી, પણ કુંવર તેનો ઈનકાર કર્યા કરતો હતો. લાયક ઉમ્મર થવા છતાં કુંવર શા માટે લગ્ન કરતો નથી, એ પ્રશ્ન રાણીના હૃદયમાં ઉપસ્થિત થયો અને તપાસ

કરાવતાં માલમ પડયું કે કુંવરે ગુપ્ત વિવાહ કરી એક સાધારણ જાટપુત્રીને પ્રેમાર્પણ કરેલું છે. રાણી કુલાભિમાની હતી. તેને એ વાત રૂચી નહિ. કુંવરની ઉપર તેણે સખ્ત જાપતો રાખ્યો.

આ પ્રમાણે વળી એક વર્ષ વધારે વ્યતીત થઇ ગયું. પતિવ્રતા જાટકન્યા પોતાના પ્રિયપાત્રનો વધારે વિયોગ સહેવા માટે હવે અસમર્થ થઈ. તેણે પોતાના પિતાને સર્વ હકીકત કહી અને વેશ બદલી મહારાજાના મહેલમાં જવાનો પોતાનો વિચાર વ્યક્ત કર્યો. બિચારો જમીનદાર તો બહુજ ડરતો હતો. તેણે પોતાની પુત્રીને આગામી ભયનું બહુ બહુ રીતે સૂચન કર્યું, પણ તે પ્રેમોન્માદિની યુવતીએ તે ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિં.

બીજે દિવસે તે સ્ત્રી રાજમહેલમાં જઈ મજુરણના વેશમાં કામ કરવા લાગી. તેણે બાગમાં જઇને એક બુઢ્ઢી સ્ત્રીને પૂછયું કે—' આજકાલ રાજકુમારનો કઇ સ્ત્રી ઉપર પ્રેમ છે ? '

બુઢ્ઢીએ જવાબ દીધો—' રાજપુત્ર તો વિવાહના નામથીજ દૂર નાસે છે. તે કોઈ પણ આન્તર વેદનાને લીધે સદૈવ દુઃખી અને ઉદાસ રહે છે. '

એટલામાં કુંવર ત્યાં આવી ચડયો. બુઢ્ઢી એટલું કહેતી કહેતી ત્યાંથી ચાલી ગઇ. તે મજુરણે કુંવરના પગમાં આશ્રય લીધો. કુંવરે તેને ઓળખી લીધી. કેટલીકવાર સુધી બન્ને જણાં સ્તબ્ધ અને અવાક્ રહ્યાં. અંતે રાણીએ પોતાના અપરાધની ક્ષમા માગી. રાજકુંવર તેનો હાથ પકડી તેને રાજમહેલમાં જ્યાં રાજા બેઠો હતો ત્યાં લઇ ગયો, હરકોઈ બાબત જ્યારે અસહ્ય થઇ પડે છે, ત્યારે માણસો—અને તેમાંએ વિશેષે કરીને ખાસ પ્રણયી પાત્રો સાહસિક

બન્યા વિના રહેતાં નથી ! પ્રેમનો અપ્રતિહત વેગજ સાહસને ઉત્પન્ન કરે છે !

રાજપુત્ર અને તેની પત્ની રાજાના પગમાં પડ્યાં. કુંવરે ગદ્ગદિત સ્વરે કહ્યું—' આ આપની પુત્રવધુ છે. મને અને એને ક્ષમા આપો.'

રાજાએ કહ્યું—'કુંવર ! તેં આ સાહસ કર્યું છે. યુવાનીના તરંગમાં તેં અયોગ્ય—યોગ્યનો વિચાર કર્યો નથી; પણ જ્યારે તું વિશુદ્ધ પ્રેમથી જોડાયો છે, ત્યારે મારે તેનો સ્વીકાર કરવો જોઈએ.'

થોડા સમય પછી રાજકુંવરને માટે મહેલનો એક વિભાગ ખાલી કરી આપવામાં આવ્યો. કુંવર અને તેની રાણી તેમાં સુખથી રહેવા લાગ્યાં. તે દંપતીના સૌજન્યથી સર્વ પ્રસન્ન હતાં; કિંતુ જિંદા રાણીનું પત્થરથી પણ વધારે કઠિન દિલ પીગળી શક્યું નહિં. તે સદૈવ પોતાની પુત્ર વધુને પજવવા લાગી. હલકા કુળની કન્યાને તે પુત્રવધુ તરીકે રાખવા કબુલ નહોતી ! તેથી એને વારંવાર નુકસાન પહોંચાડતી હતી. સુશીલ પુત્રવધુ સાસુનો જૂલમ મુંગે મોઢે સહન કરતી હતી ! તે ઉદાર હૃદયથી દુ:ખના ઘુંટડા ગળી જતી હતી અને કોઈક દિવસ જરૂર સુખની ઘડી આવશે, એમ આશામાં દિવસો નિર્ગમન કરતી હતી.

કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસ પ્રાત:કાળમાં તોપો અને બંદુકોના અવાજથી કુંવરને ત્યાં પુત્રજન્મની વધાઈ પ્રદર્શિત થઈ. રાણા રણજીતસિંહે વધામણી લાવનાર સેવકને પોતાના ગળામાંની મોતીની માળા પ્રદાન કરી. વળી હજારો ભિક્ષુકોને અને અનાથોને ધન-ધાન્યાદિની બક્ષીસ આપી.

કુંવર એક મહિનાનો થયો ત્યારે તેની જનેતા તેને તેડીને સર્વની મના છતાં પોતાની સાસુ જિંદારાણી પાસે ગઇ. તેણે તેની પાસે જઇને બાળકને હાથમાં લઇ કહ્યું–' માતાજી ! મારી કોઇ તકસીર હોય તો તે આ બાળકની ખાતર ક્ષમા કરો. હું આ આપના વંશવર્ધક પુત્રની આપને ભેટ કરૂં છું.'

જિંદાની આંખોમાંથી અગ્નિના કણ વરસવા લાગ્યા. શરીર ક્રોધથી કંપવા લાગ્યું. તેણે રોષાતિશયથી એ ન્હાના બાળકનો પગ પકડી તેને સો ગજ નીચે આવેલા એક વાડામાં ફેંકી દીધો. દાસ–દાસીઓ તો તેનું આ નિર્દય કાર્ય જોઇ સ્તબ્ધજ થઈ ગયાં. સર્વનાં મોઢામાંથી ' હાય ' એવો ધ્વનિ નીકળ્યો. રાજપુત્રની રાણી તો તદ્દન બેશુદ્ધ બની અવાક થઇ ગઇ ! જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે મહારાજ રણજીતસિંહ પાસે જઇ પહોંચી. રાજાની આગળ તે વખતે હજારો માણસો બેઠાં હતાં. છતાં તેથી જરા પણ સંકોચ ન પામતાં તે વિખરાએલા વાળે, લાલ નેત્રોથી રાજાની સામે જોઇ રહી. રાજાએ તેના આગમનનું કારણ પૂછ્યું, ત્યારે તેણે ઉશ્કેરાએલા અવાજે જિંદા રાણીના સર્વ અત્યાચારની વાત કહી અને પુત્રવિયોગથી બ્હાવરી બની તે રાજાને પૂછવા લાગી–' પિતાજી ! મારૂં બાળક ક્યાં છે ? મારૂં એ કુમળું ફૂલ ક્યાં છે ? શું નિર્દયી રાણીએ એ ફૂલ ચોળી નાંખ્યું ? લાવી આપો એ બાળકને ? શું તમને મારી દયા નથી આવતી ? શું તમે પણ એ પિશાચિણી રાણી જેવા નિર્દય થશો ? મારો કુંવર ભૂખ્યો થયો હશે ! તેણે ઘણીવારથી સ્તનપાન કર્યું નથી. મહારાજ ! શું એ કુંવરને મારી દુષ્ટા સાસુએ

—આપની રાક્ષસી રાણીએ-મારી નાંખ્યો ? હાય હાય ! આ ખાલસા રાજ્યનો પણ પરમાત્મા એ રીતે નાશ કરે ! !

આટલું કહી રણજીતસિંહની એ પુત્રવધુ જમીન ઉપર બેભાન થઇ પડી ગઇ ! દાસીઓએ તેને શુદ્ધિમાં લાવવા ઘણા યત્ન કર્યા પણ વ્યર્થ ! તેના પ્રાણ પરલોકે પ્રયાણ કરી ગયા ! પુત્રના વિરહથી તે જમીન ઉપર પડતાંજ મરણ શરણ થઇ ગઇ હતી ! જિંદા રાણીની અંતરેચ્છાએ ઉતરતા કુળની તેની પુત્રવધુ મરણ તો પામી; કિન્તુ **સતીનો શાપ** મિથ્યા ન થયો ! ખાલસા રાજ્યનો તરતજ નાશ થઈ ગયો !



# [૯] रत्न प्रभा.

(૧) લુંટ.



સાંજનો વખત છે. દિશાઓ અંધકારથી ધીમે ધીમે ભયાનક થતી જાય છે. અસ્તાચળમાં જતા સૂર્યનારાયણની રાતા રંગની સુંદર શોભા આકાશના અંગ ઉપરથી દૂર થાય છે અને તે ધીરે ધીરે અંધકારની શ્યામતા ધારણ કરે છે. થોડી વાર પહેલાં જે સ્થળે ગગનમાં લાલ વાદળાંઓ શોભી રહ્યાં હતાં અને જ્યાં સૂર્યદેવ અસ્ત પામવાની તૈયારીમાં હતો; ત્યાં તેની એ પ્રભા અત્યારે તદ્દન ભુંસાઇ ગઇ છે.

સંધ્યાનું અંધારૂં ક્રમેક્રમે ગાઢ બનતું જાય છે. આજે શુકલપક્ષની દ્વિતીયા છે. ગગનમાં ચંદ્રનો ઉદય થયો છે; પણ તે છેક ઝાંખો હોઇ વાદળાંઓથી ઢંકાએલો છે અને તેને લીધે અંધારૂં ઘટવાને બદલે ઉલટું વધતું જાય છે.

આ અંધારામાં થોડોએક સમય વ્યતીત થયા પછી એક શિબિકા નારાયણપુર નામક ગામના તેપાંતરની હદ પાસેના એક મોટા રસ્તા ઉપરથી ધીમે ધીમે માર્ગ કાપતી જતી હતી. પાલખી ઉચકનારાઓ છેક થાકી ગએલા જણાતા હતા, તેમના શરીરો પરસેવાથી ભીંજાઇ ગયાં હતાં, તેઓ અત્યાર સુધીમાં બહુ થોડું આવ્યા હતા, પણ હવે સાંજ પડી જવાને લીધે તેમની આગળ વધવાની ઇચ્છા નરમ પડી હોય એમ લાગતું હતું અને તેનું કારણ એ હતું કે એ પ્રદેશમાં લુંટારાઓની મોટી બ્હીક હતી. આ વખતે

બંગાળા દેશ નવાબ શાઇસ્તખાંના તાબામાં હતો અને દિલ્હીની ગાદી ઉપર મહા પ્રતાપી આલમગીર બાદશાહ રાજ્ય કરતો હતો.

જો કે શાઇસ્તખાંનો અમલ સખ્ત ગણાતો હતો; છતાં લુંટારાઓને તે બરાબર કાબુમાં લઇ શકયો નહોતો. જમિન અને દરિયા ઉપર બહારવટીઆઓનો એક સરખો ત્રાસ હતો. પ્રજા તેનાથી કંપી ઉઠી હતી, નવાબ શાઇસ્તખાં પણ તેમના ઉપદ્રવોથી કંટાળી ગયો હતો. આરાકાનના ચાંચીઆ લોકોને વશ કરવા માટે તે ઘણી વાર તેમની પાછળ ગયો હતો. પણ તેનું કાંઇજ પરિણામ આવ્યું નહોતું. કમભાગ્યે બંગદેશમાં સર્વત્ર લુંટારાનો ત્રાસ હતો. તેપાંતરની હદમાં તો દરરોજ લુંટો થતી હતી. લુંટારાઓની બ્હીકથી કોઇ પણ માણસ સાંજને વખતે આ પ્રદેશમાં આવતું નહિ. તેપાંતરનું નામ ત્રણ મોટી દોઢ દોઢ ગાઉની લાંબી સીમોનો એક જોડે સીમાડો થવાથી પડયું હતું.

આ હદ બાદશાહનો સપ્તગ્રામ પરગણામાં હતી. મોગલોના વખતમાં સપ્તગ્રામની હદ છેક હુગલી સુધી હતી, અને તેમાં એક સમયે મોગલ અધિકારીઓને રહેવાનું સ્થાન હતું. પાછળથી સપ્તગ્રામ રાજધાની તરીકે બંધ પડયું હતું અને થોડા વખતમાં હુગલી ચડતી દશાએ આવ્યું હતું. સપ્તગ્રામની જેમ જેમ પડતી દશા થતી ગઇ તેમ તેમ હુગલી વેપારના બંદર તરીકે ખ્યાતીમાં આવતું ગયું. અમે જે સમયની આ વાર્તા લખીએ છીએ તે વખતે હુગલીમાં મીર મુઝફરઅલીખાં નામનો એક મહા પ્રતાપી ફોજદાર શાસન ચલાવતો હતો.નવાબ શાઇતખાંનો તે સંપૂર્ણ વિશ્વાસપાત્ર હતો.

ફોજદારનું કામ દરેક મહેસુલ ઉઘરાવીને નવાબ પાસે મોકલ-વાનું હતું. કોઈ કોઇ વખત બારોબાર દિલ્લી પણ મહેસુલ મોકલ-વામા આવતી હતી. એક વાર નવાબ પાસે ત્રીસ હજાર રૂપિયાની રકમ મોકલવામાં આવતી હતી, તે વખતે આ તેપાંતરના સીમાડામાં પચાસ લુંટારાઓએ તે તીજોરી ઉપર હલ્લો કરી બધા પૈસા લુંટી લીધા હતા. નવાબે તે પછી એ લુંટારાઓને પકડવાનો સબળ પ્રયત્ન શરૂ કર્યો હતો. કેટલાક આળસુ તથા હલકી ચાલના લોકોને કેદમાં પુર્યા હતા ખરા; પણ તે લોકોની ટોળી સંપૂર્ણ રીતે પક-ડાઇ શકી નહોતી,

લુંટારાઓને પકડવાનું કામ ફોજદારને સોંપવામાં આવ્યું હતું. પણ જ્યારે તેણે તે લોકો નહિ પકડાયાની હકીકત નવાબને લખી જણાવી ત્યારે નવાબે તેને લખ્યું કે:—' મહા પ્રતાપી આલમગીર બાદશાહના સૈનિકો પાસેથી સરકારી તીજોરી લુંટી લે એ ઘણી શરમની વાત છે. તમે લુંટારાઓને પકડી શક્યા નહિ, એ બાબત નો મને પત્ર લખી મોકલ્યો એ પણ ઘણી ખેદની બાબત છે. જો આ વાત બાદશાહને કાને જાય તો તમારી આવી બેદરકારી માટે તમને શિક્ષા કર્યા વિના રહે નહિ; પણ મેં રહમ લાવી એવી બીના ત્યાં લખી નથી. તમારે આ ચોરાઇ–લુંટાઈ ગએલી સરકારી રકમ ભરી આપવી જોઇએ. "

ફોજદારે મુંગે મોઢે પોતાની તીજોરીમાંથી એ બધા પૈસા ભરી આપ્યા હતા. અને તે વખતથી આ તેપાંતરની હદ ઉપર વધારે કડક બંદોબસ્ત રાખવામાં આવતો હતો. જો કે એમ કરવાથી થોડા દિવસને માટે લુંટફાટ બંધ પડી હતી ખરી; પણ લુંટારાઓ

છાની રીતે લુંટ તથા ખૂન કરી ત્રાસ ફેલાવતા હતા અને એવી ન્હાની ન્હાની વાતો ફોજદારને કાને ન જવાને લીધે પાછું તેઓએ વધારે હિમ્મતથી પોતાનું કાર્ય શરૂ કર્યું હતું.

આજે એજ તેપાંતરની હદમાં થઇને સંધ્યાકાળ પછી ભયંકર અંધારામાં ભોઇ લોકો શિબિકા ઉપાડી ડરતા ડરતા આગળ વધ્યા જતા હતા. આ કિંમતી પાલખી ફોજદાર અલીખાંના મુખ્ય આમિલદાર રાયકમલલોચન ચૌધરીની હતી. ચૌધરી એ વખતે નવાબ શાઇસ્તખાં તથા ફોજદાર અલીખાં પાસે સારૂં માન ધરાવતો હતો. તે જહાનાબાદનો એક અધિકારી હતો અને બીજા ફોજદારથી તેની એક પાયરી નીચી ગણાતી, તેના હાથ નીચે એક સો બંદુકોવાળા તથા બીજા કેટલાક સૈનિકો હતા. તે દેવી પૂજા આદી કેટલીક બાબતોમાં જેમ છૂટે હાથે દાન કરતો હતો; તેમ બીજી બાજુ વિધવાઓ તેમજ વારસહીન મરનારાઓનો પૈસો પડાવી લેવામાં પણ હોંશીયાર હતો; તેણે કેટલીક—ધર્મશાળા વગેરે બંધાવવાનાં પવિત્ર કામો પણ કર્યાં હતાં. તે બાદશાહને ભરવાની મહેસુલ બરાબર સમયે ભરી દેતો હતો અને તેથી તેનું બાદશાહી દરબારમાં પણ સારૂં માન હતું.

આ પાલખીમાં મુસાફરી કરનાર રાય ચૌધરીની એકની એક પુત્રી રત્નમયી હતી. અત્યારે તે પોતાને સાસરે જતી હતી. સાથે પાલખી ઉપાડનારાઓ તથા બીજાઓ મળીને બાર જણ હતા.

તેપાંતર આગળ લુંટારાઓની બીક છે એ કમલલોચન જાણતો હતો; પણ તેનામાં અભિમાન હતું કે પોતાના નામથી તે હરામ-

ઓરો ડરી જશે. આટલા સારૂ તેણે પોતાની કન્યા સાથે વધારે માણસો આપ્યાં નહોતાં.

બનનાર વસ્તુને કોઇ મિથ્યા કરી શકતું નથી. ભાગ્યની વાતમાં કદી ભૂલ થતી નથી. કર્મરેખાને તાબે થઇ સાક્ષાત્ ઇશ્વરને પણ ક્રીડા નિમિત્તે આ પૃથ્વી ઉપર અવતાર લેવા પડયા છે; પુરૂષ પ્રયત્ન કરતાં ભાગ્ય વધારે બળવાન છે. માનવી સંપત્તિમાં, સત્તામાં કે પદવીમાં ગમે તેટલો શ્રેષ્ઠ હોય પણ તેને ભાગ્યદેવીના પગ આગળ નમવુંજ પડે છે. અદૃષ્ટનું સામર્થ્ય ઘણા વેગથી ધસી આવી વાયુના વંટોળીઆની પેઠે પુરૂષ પ્રયત્નની કમનીય કાંતિને ક્ષણ વારમાં મલીન કરી નાંખે છે. આવાં દૃષ્ટાંતો સમાજના ઇતિહાસમાં ઘણાં મળી આવે છે,

અહીં પણ એમજ થયું. કમલલોચન અભિમાની હતો. તેને પોતાના સામર્થ્યમાં પુષ્કળ વિશ્વાસ હતો. તેણે પોતાની શક્તિ ઉપર ભરોંસો રાખી માત્ર થોડાં માણસો સાથે આપી આવા સાંજના વખતે પોતાની પુત્રીને સાસરે મોકલી હતી અને સાસરે મોકલવાનું કારણ આ પ્રમાણે હતું:—

કમલલોચન ઉચ્ચ બ્રાહ્મણ હતો, જેથી તેણે કુળવાન જમાઇ શોધ્યો હતો. હરપ્રસાદ કુળ, રૂપ અને ગુણમાં ઉચ્ચ હોવા છતાં ગરીબ સ્થિતિનો માણસ હતો. એ વખતના કુળવાનોનો મોટો ભાગ લગભગ દરિદ્ર હતો. હરિપ્રસાદ દરિદ્ર હોવા છતાં પોતાના ઉત્તમ કુળ પરંપરા સમજતો હતો અને તેથી સસરાનો આશ્રિત થવામાં કે પોતાની પત્નીને, તેના બાપને ઘેર રહેવા દેવામાં રાજી નહોતો. હરપ્રસાદને એક વૃદ્ધ માતા સિવાય બીજું કોઇ અંગત

સંબંધી નહોતું. તેના બે મોટા ભાઇઓ નાની ઉમ્મરમાં મૃત્યુ પામ્યા હતા. એટલે ડોસીનો સઘળો આધાર હરપ્રસાદ ઉપરજ હતો. તેની મુખ્ય ઇચ્છા એ હતી કે પોતાના એકના એક ચીરંજીવીની પત્ની ઘેર આવી પોતાની સેવા કરે, રસોઈ બનાવે, દેવપૂજાની સામગ્રી તૈયાર કરે, અનાજ ચોખ્ખું રાખે અને અન્નપૂર્ણા સ્વરૂપે ગૃહમંદીરમાં રહે, પરંતુ તેની એક પણ ઇચ્છા પૂરી થઇ નહિ; કારણ કે ધનવાન કમલલોચન પોતાની પુત્રીને આવા ગરીબ જમાઇને ઘેર મોકલવા ખુશી નહોતો. જેટલો તે અભિમાની હતો તેનાથી વધારે તેની સ્ત્રી અભિમાનિની હતી. તે દરરોજ કહેતી કે— "મારી પુત્રી, ઘર લીંપવાનું, વાસણો માંજવાનું, ગુલામડીની પેઠે કામ કરવાનું, રસોઇયણ થવાનું ને ઝુંપડામાં રહેવાનું કિસ્મત લઇને મારે ઘેર જન્મી નથી!" માતાના આવા ખરાબ શિક્ષણથી રત્નમયીની બુદ્ધિ પણ એવીજ વિલક્ષણ બની ગઇ હતી.

એક દિવસ કમલલોચને પોતાના જમાઇને બોલાવી કહ્યું:— 'હરપ્રસાદ! તમે મારા જમાઇ છો એ તમારૂં મોટું સદ્‌ભાગ્ય છે, મારે આ એક પુત્રી સિવાય બીજું કાંઇ સંતાન નથી. મારા મરણ પછી તમેજ મારી સંપત્તિના ધણી થઇ શકશો. તમને વહિવટનું કામ આવડતું નથી, માટે અહીં રહીને તે બરાબર શીખી લ્યો. હું કાંઇ પરાયો નથી. પુત્રી આપીને મેં તમને પુત્ર તરીકે સ્વીકારી લીધા છે. હું પિતાને ઠેકાણે છું. માટે મારૂં કહેવું માનવું એ તમારી ફરજ છે. મને કુળનું મોટું અભિમાન છે; તેથીજ મેં મારી પુત્રી તમારા જેવા કુળવાનને આપી છે." શ્વસુરની આ શિખામણ સ્વતંત્ર વિચારના જમાઇને ઠીક લાગી નહિ, તેણે જવાબ આપ્યો

કે–' મને પૈસાદાર થવાની બીલકુલ ઇચ્છા નથી. ગરીબને ઘેર જન્મ્યો છું, તેનેજ હું મારૂં સદ્‌ભાગ્ય માનું છું. જેમાં લોકોને રંજાડવા પડે, તેમના ખરી મહેનતના પૈસા લુંટી લેવાના હોય, અસત્ય લુચ્ચાઇ વગેરે અનાતિનો ઉપયોગ કરવો પડે એવા કાર્ય માટે હું તૈયાર નથી. જન્મથી ઉચ્ચ ભાવનાઓ વાળા પુણ્યમય ઘરમાં હું મોટો થયો છું, મારા પવિત્ર પિતાના શિક્ષણથી જે મારૂં હૃદય ઘડાયું છે, તે હૃદયને ન રૂચે તેવી વાત હું મરતાં સુધી કરવાનો નથી. જે માણુસ સાસરાનો આશ્રીત બને છે, તે ઘણો નીચ કહેવાય છે. આપના વિચારો પ્રમાણે હું વર્તી શકતો નથી. તે માટે મને ક્ષમા કરશો, ”

આવો ખુલ્લો દાંતતોડ જવાબ સાંભળી અભિમાની કમલલોચન બહુ ગુસ્સે થયો. તેના મનમાં એમ થયું કે મેં એક મૂર્ખ માણુસને મારી કન્યા આપી છે. બીજા પ્રકારની મૂર્ખતા હોત તો તો જાણે ઠીક; પણ આ એવો કમનસીબ છેકે હાથમાં આવતી લક્ષ્મીને લાત મારવા ચાહે છે. આવા મૂર્ખની પાસે હું મારી એકની એક પુત્રીને દુઃખ ભોગવવા મૂકી શકીશ નહિ. તે ત્યાંથી હરપ્રસાદ ઉપર ક્રુદ્ધ થઈ કાંઇ પણ બોલ્યા સિવાય ચાલ્યો ગયો ત્યારપછી એક બીજી ઘટના એવી બની કે જેને લીધે હરપ્રસાદે સાસરાના ઘરનો હંમેશને માટે ત્યાગ કરી દીધો.

એ ઘટના આ પ્રમાણે હતી–એક દિવસ રાત્રે હરપ્રસાદ ભોજન કરવા બેઠો હતો. તેની પત્ની રત્નમયી પાસેના એક પલંગ ઉપર ચઢીને બેઠી હતી. હરપ્રસાદે જોયું કે પોતાની સ્ત્રી, શ્રીમંતની પુત્રી હોવાના અભિમાનમાં પલંગપર ચડી બેઠી છે અને પોતે નીચે બેઠો બેઠો જમે

છે ! આ બનાવ તેણે પોતાના અપમાન તરીકે ગણી લીધો. તરતજ જમવાનું બંધ કરી કાંઈક ક્રુદ્ધ અવાજે કહ્યું–' રત્નમયી ! રત્નમયીએ જવાબ ન આપ્યો.

હરપ્રસાદ વધારે ગુસ્સે થઇ બોલ્યો -'તારે મારી સાથે આવતી કાલેજ આપણે ઘેર આવવું પડશે.

કેમ ? શા દોષથી ?

' દોષ કાંઇજ નહિ. તું મારી પત્ની છે. મેં દેવ, અગ્નિની સન્મુખ પ્રતિજ્ઞા લઇને તને ગૃહિણી રૂપે ગ્રહણ કરી છે. '

' તમારા મુખેથી મેં ઘણીવાર એવું સાંભળ્યું છે અને એ સાંભળી સાંભળીને હું હવે છેક કંટાળી ગઇ છું. '

" જ્યાં સુધી હું આ દુનિયામાં હોઇશ, ત્યાં સુધી તને મારી સ્ત્રી કહ્યા કરીશ અને તારે મારી વાતો સાંભળવી પડશે. "

હરપ્રસાદ જો કે ભોજન કરવા બેઠો હતો, પણ થાળીમાંથી જરાએ જમતો નહોતો. તેના હાથમાંનો કોળીયો હાથમાંજ રહ્યો હતો. પત્નીની ઉદ્ધતાઇથી તેને જમવા ઉપર રૂચી રહી નહોતી. એનું મગજ ભમતું હતું. પોતાની શાસ્ત્રવિધિથી સ્વીકારેલી આજ્ઞાનુસારિણી ધર્મ પત્નીના મુખનો આવો ઉત્તર સાંભળી તેનું મોઢું ક્રોધથી લાલ બની ગયું. જો દિવસ હોત તો રત્નમયી એ જોઇ શકત. તેનાં બન્ને નેત્રો વાઘની પેઠે ચમકતાં હતાં. તેને પોતાનું હૃદય સંયમમાં રાખતાં આવડતું હતું એટલે ધૈર્યથી પત્નીની તીવ્ર વાગ્જ્વાળા તેણે સાંખી લીધી. હરપ્રસાદ જમતો નથી-એ જોઈ રત્નમયી બોલી-" એક વખત જમી લ્યો; પછી જે કહેવું હોય તે કહેજો. "

ક્રોધાતુર થએલો હરપ્રસાદ બોલ્યો–" પ્રથમ આ વાતનો ફેંસલો થવા દે; પછી હું જમીશ."

"ફેંસલો થવામાં માત્ર બે શબ્દોની જરૂર પડે છે. 'હા ' ને 'ના' ની અંદર ઘણી વાતનો નિર્ણય થાય છે"

"ઠીક, ત્યારે હું આજ્ઞા કરૂં છું કે કાલે તારે અહીં રહેવું નહિ. બોલ, સવારમાં મારી સાથે આવીશ કે નહિ ?"

કમલલોચનના ગામથી ત્રણ ગાઉ દક્ષિણે કુન્દપુર ગામ હતું. હરપ્રસાદનું ત્યાં ઘર હતું.

રત્નમયી બોલી–' પિતાજીની રજા વિના મારાથી ત્યાં અવાશે નહિ.

'તારા પિતાએ મારે પગે પડીને તારો હાથ મને સોંપ્યો છે, તેથી તારે મારી આજ્ઞા પાળવી જોઇએ. સ્ત્રીઓને માટે સ્વામી એ પરમ દૈવત છે, તે મહાગુરુ છે; એવું શાસ્ત્રોનું ફરમાન છે.

રત્નમયી એ સાંભળી બહુ ક્રોધે ભરાઈ. તે માત્ર સોળ વર્ષની હતી. 'તારા પિતાએ મારે પગે પડીને તારો હાથ મને સોંપ્યો છે.' એ વાકયથી તે ઘણી ગુસ્સે થઇ બોલી–' જો એ પ્રમાણે મારા પિતાએ ન કર્યું હોત તો આજ તમે જમીનદારના જમાઇ થયા નહોત. મેડી ઉપર પલંગે ચડી બેસી રહો છો એ સ્થિતિ નહોત. હું જઇને મારા પિતાને આ બધી હકીકત કહી દઉં છું. તમે નક્કી જાણજો કે તેનું પરિણામ સારૂં નહિ આવે. કુંભાર માથા ઉપર લાવેલી માટીને પગની નીચે દબાવે છે.

રત્નમયી તે ખંડમાંથી ચાલી ગઇ. હરપ્રસાદ એક મર્મભેદી દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો–નારાયણ ! આ બધું શું ? હું આ શું સાંભળું છું ? શું આ મારી પરણેલી પત્ની ! ના, આ પાપપુરીમાં

હવે હું અન્ન લઇશ નહિ. આ ઘરમાં હું હવે એક રાત પણ રહી શકીશ નહિ. અત્યારેજ આ નરકસ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો જઈશ."

હરપ્રસાદ જમ્યા વિના, અન્નનો ત્યાગ કરીને ઉભો થયો. દુભાતે દિલે આચમન કર્યું. પછી એક ઉપવસ્ત્ર સ્કંધે નાંખી, પગમાં જોડા પહેરી જ્યાં તે બહાર જવા જાય છે, ત્યાં તેણે જોયું. તો તેનો શ્વસુર સામે આવીને ઉભેલો છે. કમલલોચનના મુખ ઉપરના ભાવ દેખીને હરપ્રસાદ સમજ્યો કે પોતાની ગુણીયલ પત્નીએ અનેક પ્રકારની વિરૂદ્ધ વાતોથી તેને ઉશ્કેર્યો છે.

કમલલોચન ક્રોધથી જમાઈ પ્રત્યે બોલી ઉઠયો–"હરપ્રસાદ ! આ શું હકીકત છે? માત્ર એક ખેસ નાંખીને તમે આ રાતને વખતે ક્યાં જાઓ છો ?"

હરપ્રસાદ કંપિત સ્વરે બોલ્યો–"શ્રીમંતના ઘરમાં મારૂં ઠેકાણું થશે નહિ. ધનવાનની બહુ બોલનારી પુત્રી સાથે લગ્ન કરવાથી મારી જીંદગી ઝેર સમાન થઇ ગઈ છે. ધર્મપત્નીની અનુચિત વાગ્-ધારા સહન કરીને સસરાને ત્યાં અન્ન લેવું તે ચાંડાળનું કાર્ય છે. જેને લેશ પણ આત્માભિમાન હોય તે એ પ્રમાણે કરી શકે નહિ. મને આપ રજા આપો."

કમલલોચન જમાઈના એ સ્પષ્ટ ભાષણથી બહુ ક્રોધી બન્યો. અન્ય કોઇ હોત તો જાણત કે હરપ્રસાદ યોગ્યજ બોલ્યો છે; પણ ઐશ્વર્યના મદથી ગર્વિત ચિત્તવાળો, અભિમાની કમલલોચન, જમાઇની મર્મવેદના તલ માત્ર પણ ન જાણી શકયો અને ક્રોધભર્યા અવાજે બોલ્યો–'હાથમાં આવેલી લક્ષ્મી જે પગવડે ઠેલે છે, તેના

જેવો આ જગત્‌માં બીજો કોઇ મૂર્ખ નથી. તમે અવશ્ય માનજો કે તમારે લુંટફાટ કરીને અથવા ઘેર ઘેર ભીખ માગીને જીંદગી પૂરી કરવી પડશે. કુલીનતાના મોહમાં પડીને તમારા જેવા દાંભિકને કન્યા આપી હું પસ્તાયો છું, પણ હવે એ ભૂલ સુધારવાનો ઇલાજ નથી. હરપ્રસાદ ! યાદ રાખજો કે ભયંકર ખરાબીમાં પડીને તમારે પેટની પીડાથી પુનઃ એક વખત મારા ઘરના દ્વારપર પાછા આવવું પડશે. વળી એ પણ ખાસ યાદ રાખજો કે મારી સ્નેહના ધન જેવી એકની એક પુત્રીને તમારી જીર્ણ પર્ણકુટીમાં હું કદી પણ મોકલીશ નહિ."

હરપ્રસાદ સિંહની પેઠે ગર્જના કરી બોલ્યો-'ક્યારે શું થશે એ જોઇ લેવાશે ! તમે પણ એક વાત યાદ રાખજો કે પરમેશ્વરના ન્યાયી સામ્રાજ્યમાં અન્યાય હંમેશ ટકી શકતો નથી. એક સમય એવો પણ આવશે કે તમે જાતે તમારી કન્યાને મારી જીર્ણ પર્ણકુટીમાં આવીને મૂકી જશો."

આ બનાવ બન્યા પછી છ વર્ષ ચાલ્યાં ગયાં છે. કમલલોચને જમાઇને પોતાને ત્યાં લાવવા સારૂ અનેક પ્રયાસ કર્યા પણ તેમાં તે સફળ થયો નથી. રત્નમયી એ છ વર્ષમાં સંપૂર્ણ યુવાવસ્થામાં આવી છે. ગલિત-પ્રતપ્ત સુવર્ણ સમાન ચળકતા તેના રૂપમાં વસંતના સ્નિગ્ધ સૌન્દર્યનો પૂર્ણ વિકાસ છે. તેની વાણી જાણે વીણાનો ઝંકાર. શરીરના તે સૌન્દર્યને જોતાં જણાય છે કે ભાદ્રપદ માસની બન્ને કાંઠાઓ વચ્ચે ભરેલી નદીમાં તરંગોની લહરીઓ ઉઠે છે.

સમયના જેવો સારો શિક્ષક બીજો કોઈ નથી. સમય સદ્‌બોધનો જનક છે. માણસની કાચી બુદ્ધિને સમય પાકી બનાવે છે.

સંસાર ચક્રના પ્રપંચમાં પડીને જે માણસ બધી રમતમાં પરાજય મેળવતો આવ્યો છે, તે આ સમયનાજ પ્રતાપથી જયનો માર્ગ શોધી કાઢે છે. શુદ્ધ મન અને શુદ્ધ હૃદય હોવાને લીધે, જેઓ સંસારનાં અનેક નુકસાન ખમતા આવ્યા હોય છે, તેઓ પણ આ મહા ઉપદેશકના પ્રભાવે પોતાની સ્થિતિ સમજી જઇ તે પ્રમાણે વર્તન ચલાવે છે. સમયના બળથી મૂર્ખ હોય તે પંડિત થાય છે, પાપી હોય તે પાપમાર્ગનો ત્યાગ કરીને પુણ્યનો પંથ પકડે છે, દુષ્ટ હોય તે દયાળુ બને છે અને સમયની કઠોર શિક્ષાના પ્રભાવથી દરેક જણને, સંસારમાં કયે માર્ગે ચાલવાથી સુખ મેળવી શકાય તેનું ભાન થાય છે.

રત્નમયીની હવે એવી સ્થિતિ થઇ છે. ૭ વર્ષ એટલે અર્ધો યુગ ! એ અર્ધ યુગના અનુભવે તેને ઘણું જ્ઞાન થએલું છે. તે જાણી શકી છે કે બાપના ઘરના રાજવૈભવ કરતાં ગરીબ પતિને ઘેર દાસત્વ પણ હજાર પ્રકારે સારૂં છે. તેના યૌવન સુખથી ઉદ્દીપ્ત હૈયામાં જે કાંઈક સંપૂર્ણતા હતી તે આ ૭ વર્ષમાં નાશ પામી ગઈ છે. તેને ભાન થયું છે કે પોતાના હૃદય મંદિરને પ્રકાશિત કરનારો, અંતઃકરણરૂપ રત્નમંદિરનો ઉજ્વળ દેવ હંમેશને માટે હૈયામાં અંધકાર ફેલાવીને જાણે કયાંઇ ચાલ્યો ગયો છે.

ઐશ્વર્યમાં સુખ નથી. વિલાસમાં શાંતિ નથી. સેવકોની પરિચર્યામાં તૃપ્તિ નથી. માબાપનાં વ્હાલસોયાં વચનોમાં સુખ નથી, અત્યંત મૂલ્યવાન અલંકારોથી આનંદ નથી. સારાં કપડાં પહેરવાથી પણ સંતોષ થતો નથી. આ કેવી વિષમ જ્વાળા !

સમયના શિક્ષણથી શિક્ષિત બની અનુતાપથી બળતા હૃદયે,

હૃદયની વેદના એક દિવસ તેણે સાહસથી પોતાની માતા આગળ કહી સંભળાવી. માતાએ તેમાં દશગણું ઉમેરીને એ વાત પુત્રીના પિતાને કહી. કમલલોચન જેવો મહા પ્રતાપી પુરૂપ પણ સ્ત્રીવશ બનેલો મુગ્ધ જીવ હતો. આ સંસારમાં અનેક પતિઓની દશા આવાજ પ્રકારની છે! તો પછી બિચારા કમલલોચનનો શું દોષ કાઢવો? તેની સ્ત્રીને તેનો વિચાર મેળવતાં વાર લાગી નહિ. રત્નમયીએ તેની માતાને કહ્યું હતું કે–' ઐશ્વર્યનો સાર અને શ્રીમંત કન્યાના સ્વભાવસિદ્ધ અભિમાનની તૃપ્તિ આ સંસારમાં મને સંપૂર્ણ મળી ચુકેલાં છે. એક દિવસ સમજણ વિના મેં જે પાપ કર્યું હતું; તેનું મને આજ બરાબર ભાન થયું છે. દરિદ્ર પતિનું દાસત્વ કરવામાં પણ જે સુખ છે તે શ્રીમંત પિતાને ઘેર રાજપુત્રી પ્રમાણે રહેવામાં નથી. હું મારા પતિને ઘેર જવા ઇચ્છું છું. માટે મને એક દિવસ નક્કી કરીને ત્યાં મોકલો. જો મારી વાત તમે નહિ સાંભળો તો હું જળમાં ડૂબી મરીશ અથવા વિપ ખાઇશ."

કન્યાનાં એ વચનો ગૃહિણીએ પોતાના પતિને કહેલાં હોવાથી કમલલોચન ચૌધુરીએ પોતાના પુરોહિત વાચસ્પતિ મહાશયને બોલાવી, સારૂં મુહૂર્ત જોવડાવી કન્યાને સાસરે મોકલી હતી. પાલખી જ્યારે 'તેપાન્તર' ની હદમાં પહોંચી–અંધકાર જ્યારે વિશ્વનો ગ્રાસ કરી લેવા લાગ્યો અને પાલખી ઉંચકનારાઓ જ્યારે આગળ ચાલતા અટકવા માંડયા, ત્યારે એક મોટા વડના ઝાડ તળે પાલખી મૂકી. તત્કાળ સહસા પચ્ચીસ–ત્રીસ લુંટારાઓ તે વૃક્ષ ઉપરથી નીચે કૂદી પડયા અને ચારે તરફથી તેમણે તે શિબિકાને ઘેરી લીધી!



## (૨) રત્નમયી.

લુંટારાઓ જ્યારે પાલખીને ઘેરી વળ્યા, ત્યારે તેને ઉપાડનારાઓ જીવ લઇ જેને જેમ ફાવ્યું તેમ નાઠા. બહારવટીઆઓએ તેમને પકડવાનો પ્રયત્ન કર્યો નહિ; કારણ કે સામેજ મહા વેગવાળી એક નદી હતી. તેમના જાણવામાં હતું કે નજીકના ઘાટ ઉપર કોઇ પણ માછી લોકો નૌકાઓ લઇને તેમના ભયથી આવી શકતા નહિ. એક કિનારેથી સામે કનારે જવાનો માર્ગ બંધ થઇ ગયો હતો અને પૂર્વ-પશ્ચિમનાં જંગલો તો તેમનેજ આધીન હતાં. લુંટારાઓના સરદારે ધાર્યું કે ન્હાસી જનારાઓ કયાં ન્હાસી જશે? નદી ઉતરી શકાય તેમ નથી, તેથી આખરે તેઓ પોતાનાજ માણસોના હાથમાં સપડાઇ જશે. વળી જે ચાર જણા પાલખીની સાથે તરવારો બાંધી આવ્યા હતા તેમાંના બે જણા ભીષણ ભાવે આક્રાંત થઇ તેજ વખતે એ ઠેકાણે ભૂમિશાયી થયા. તેમનું શોચનીય પરિણામ જોઇ બાકીના બે જણા ન્હાસવાની ચેષ્ટા કરતાં લુંટારાઓને હાથે કેદ પકડાયા. કમ્મરે બાંધેલી તરવારોનો કાંઇ ઉપયોગ થઇ શકયો નહિ! સઘળું કામ સહજમાં પુરૂં થયું.

રત્નમયી પાલખીનો પડદો દૂર કરીને સઘળી ઘટના જોતી હતી. પોતાના સિપાઇઓને લડતા જોઇ પ્રથમ તો તે કાંઇક હિમ્મતવાળી બની હતી, પરંતુ તેનું પરિણામ જોઇને તે ઘણી ભય પામી ગઇ. લુંટારાઓનો સરદાર પોતાના દળનાં માણસો સહિત પાલખી તરફ આવતો જોઇ રત્નમયી એવી સ્થિતિમાં પણ ધૈર્ય રાખી પાલખીમાંથી બહાર નીકળી.

કેવું ભુવન મોહિનીરૂપ ! લુંટારાઓએ પાસે આવીને જોયું તો ચંપકકલિકા જેવી એ દેહજ્યોતિ જાણે ચારે દિશા પ્રકાશિત કરી રહી છે, તે શ્યામતારિકામય નેત્રોમાંથી જાણે અગ્નિ—સ્ફુલિંગ નીકળી રહ્યા છે. ભયને લીધે તેના બન્ને ઓષ્ઠ મૃદુ વેગે કંપ્યા કરે છે. એ રૂપ જોતાં લાગે છે કે સાક્ષાત્ મહેશ મોહિની ગૌરી પોતાનું સ્વરૂપ ધારણ કરીને આ જંગલને ઉજ્વળ કરી ઉભેલી છે. લુંટારાનો સરદાર રત્નમયીની પાસે જઇ દ્દઢ સ્વરે બોલ્યો–'તું કોણ છે ? '

રત્નમયીએ પ્રથમ વિચાર્યું કે સાચો પરિચય આપવાની આવશ્યકતા નથી, એક ખોટું નામ આપું, કિન્તુ બીજી ક્ષણેજ તેણે વિચાર કર્યો કે—તેનો પિતા ફોજદાર સાહેબનો દક્ષિણ હસ્ત છે તેના નામે વાઘ અને બકરી એક ઘાટે પાણી પીએ છે. તેનું નામ કહેતાંજ લુંટારાઓ ભય પામીને પાલખી છોડી દઇ પલાયન કરી જશે.

કિન્તુ રત્તમયીએ જે ધાર્યું હતું તે બરાબર નહોતું. લુંટારાઓ-એ જાણી જોઇનેજ આ પાલખી અટકાવી હતી. છતાં તે સંદેહનું એક વારેજ નિરસન કરવા માટે રત્નમયીએ અભિમાન પૂર્વક કહ્યું–"હું જમીનદાર કમલલોચનરાયની કન્યા છું."

" સાચું કહે છે ? કોઈ રીતે છેતરાપડી તો કરતી નથીને ? "

" ના એક સામાન્યે લુંટારાઓ સાથે જમીનદારની કન્યા અસત્ય બોલવા માગતી નથી ! "

લુંટારાનો સરદાર તેના એક સાથી તરફ જોઇને બોલ્યો—" ત્યારે તો સારૂંજ થયું છે. માતા કાલી આપણી મદદમાં છે; છતાં

આ બાબતમાં જે કાંઈ વહેમ હજુ બાકી છે તે બે બંદીવાન કરેલા સિપાઇઓને પૂછતા દૂર થશે. "

સરદારના હુકમથી રત્નમયીને બન્નો અંગરક્ષક સિપાઇઓને કેદ કરીને બીજે કોઇ સ્થળે લઇ ગયા હતા. સરદારે તેના એક સાથીને કહ્યું—' તે બન્નેની પાસે જઇ પાલખીમાંની આ રમણીની બરાબર હકીકત જાણી લાવ. "

તે માણસ ચાલ્યો ગયો. રત્નમયીએ સરદારને સંબોધી નીડર સ્વરે કહ્યું—' તમારે જોઇએ છે શું? તમારી લુંટનું કારણ જો મારી આ કિમતી ધરેણાની પેટીજ હોય તો તે હું આનાકાની કર્યા સિવાય તમને ઉઘાડી આપું છું, શિવાય મારા શરીર ઉપર-નાં આભુષણો પણ હું આપવાની ના કહેતી નથી. તમે અમને છોડી ધો. મારા માણસોને બોલાવી આપો. તેઓ મારા પિતાને ઘેર મને પાછી પહોંચાડી દેશે. "

સરદાર હસીને બોલ્યો—' શું તમને છોડી મૂકવા માટેજ અમે આટલો પરિશ્રમ કર્યો હશે? આવી સ્પષ્ટ બાબત જાણવામાં કમલ-લોચનરાયની કન્ય વિલંબ થાય છે, એ આશ્ચર્યની વાત છે. સુન્દરી! તારા અલંકારને માટે આ લુંટ નથી. હું તનેજ ચાહુછું. તારા પિતા કમલલોચનરાયે તેની જમીનદારીના મદમાં મારાં ઘરબાર તોડી નાંખ્યાં છે. મારી મિલકત બાળી દીધી છે. એકવરસ દિવસથી મારી ટોળીનાં માણસોને તે ફોજદારના સિપાઇઓની સહા-યતાથી દુઃખ દેતો આવ્યો છે. મેં સાંભળ્યું છે કે તેનીજ સલાહથી મારા મસ્તકનું મૂલ્ય ફોજદારે પાંચહજાર રૂપિયા આંકયું છે. વળી તારો બાપ મારા માથાને ફોજદારના હાથમાં આપી નામના મેળ-

વત અને એ પાંચ હજાર રૂપિયા હાથમાં લેવા મહેનત કરી રહ્યો છે; કિન્તુ તેની એ મહેનત હું નિષ્ફળ કરવા આજ બે માસથી તારા ગામમાં જાસુસો રાખતો આવ્યો છું. આજ તેનું ફળ મળ્યું છે. હવે હું તેની કન્યાનું માથું તેને આ લુંટફાટના નજરાણારૂપે મોકલી દઇશ."

રત્નમયી તે ભયાનક વાત સાંભળી મનમાં ને મનમાં કંપી ઉઠી. પછી તે હિંમત રાખીને ધીરભાવે બોલી—"જો મારા અલંકારોનું તમારે પ્રયોજન નથી, તો પછી મને લઇ જઇને તમે શું કરવા ધારો છો ?"

સરદાર ગર્વથી બોલ્યો—"તેનો આભાસ તો તને પ્રથમ આપ્યો છે. અમે તને મા કપાલિની પાસે આવતી અમાવાસ્યાએ બલિ આપીશું. ત્રણ દિવસ પછી અમાવાસ્યા આવશે. માત્ર ત્રણ દિવસજ તારે હવે જીવવાનું છે. એકાદ પંડિત બ્રાહ્મણ મળ્યો કે તરત તને મારી નાંખવામાં આવશે. કમલલોચનને પુત્ર નથી—એક તું કન્યા છે. હું જોઉં છું કે તેનો પાપથી મેળવેલો પૈસો કોણ ભોગવે છે ?"

રત્નમયી આ વાત સાંભળીને તો વધારે ભય પામી ગઇ. આતંકથી તેનું સર્વાંગ અવસન્ન થઇ ગયું. ઘણીવાર સુધી વિચાર કરવા છતાં કોઇ ઉપાય જડ્યો નહિ. મહાકષ્ટે બધી હિમ્મત એકઠી કરી તે બોલી—"જો હું તમારી સાથે ન આવું તો ?"

સરદાર પિશાચના જેવું વિકટ હાસ્ય કરી બોલ્યો—"સ્પર્ધા તો તારામાં કાંઇ કમ નથી ! આટલા બધા લોકો મારી પાસે છે અને તું શું મારી આંખમાં ધુળ નાંખીને પલાયન કરી જશે ? શક્તિહીના નારી થઇ અમારી પ્રબળ શક્તિ સામે ઉભી રહેશે ? દુસ-

શાઓ પણ તારી કાંઇ ઓછી નથી ! સહેલાઇથી તું નહિ આવે તો તારાં હાથ-મોઢું બાંધી તને લઇ જવી પડશે !"

રત્નમયી દૃઢ સ્વરે બોલી–"સાવધાન ! સતીના શરીરને સ્પર્શ કરવાથી અગ્નિ સળગી ઉઠશે ! અને તેજ અગ્નિમાં તમે સૌ બળી મરશો. "

" એ વાતનો પછી વિચાર કરીશું. મા કપાલિની રૂધીરની પ્યાસી થઇ છે. તે દિવસે તેણે મને સ્વપ્ન આપ્યું હતું કે સર્વાંગ સુંદરી સોળ વર્ષની યુવતીના રૂધીર વિના તેની શોણિતપિપાસા જરાયે તૃપ્ત થશે નહિ ! તારા આવવાથી મારી તે આશા પૂર્ણ થઇ છે અને તે સાથે મારી બહુ દિવસની પ્રતિહિંસા પણ પુરી થઇ છે. "

" હું બ્રાહ્મણની કન્યા છું ! તમારે માતાતુલ્ય, અને કન્યાતુલ્ય છું. તમે વિચાર કરી જુઓ કે મા કપાલિની નારીરૂપે, પ્રકૃતિરૂપે, શક્તિરૂપે આ પૃથ્વીમાં અવતરેલી છે. પોતાનું લોહીનું તે કદી પણ પાન કરે નહિ. તમે મને છોડી દ્યો. તમારે પગે પડીને–વિનતિ કરીને કહું છું કે આ વખતે મને મારાં માતાપિતાના સ્નેહનો લાભ લેવા પાછી જવાદ્યો. જીંદગીમા મેં કદી કાંઇ પાપ કર્યું નથી એક દિવસ કેવળ સ્વામીની અવમાનના રૂપ એક મહાપાપ કર્યું હતું તે પાપથીજ આજ મારી આ દશા થઈ છે ! હું તમને આ ઘરેણાં અને બીજું કાંઇક આપીશ. તમારા માટે મારા પિતાને ભલામણ કરીશ. હું તેમની એકની એકજ પુત્રી છું એથી તેઓ અવશ્ય મારા કહેવાથી તમો સહુને ક્ષમા આપશે.'

" ના–ના એવી ડાહી ડાહી વાતોથી તું અમને છેતરી શકશે નહિ ! માતા ભવાનીએજ તને અમારા હાથમાં સોંપી છે. સ્વપ્નમાંની તેની આજ્ઞા અમે બરાબર પાળીશું. સમય ગુમાવવાની ઇચ્છા નથી.

સીધી રીતે સમજી જઇને તું પાલખીમાં બેસી જા. જો દગો કરીશ તો તત્કાળ તું વધારે દુઃખમાં પડીશ. "

રત્નમયી સરદારના મુખની ચેષ્ટા જોઇને સમજી કે તે આ ખાલી ધમકી આપતો નથી. તેણે વિચાર કર્યો કે વધારે બોલવાથી વધારે અનિષ્ટ થશે. તેથી મુંગે મોઢે સાથે ગયા વિના છૂટકો નથી. માતા કપાલિની કોઇ એવો ઇલાજ સૂચવશે કે જેનાવડે હું જલદી છૂટી શકીશ. જો હું સતી હોઇશ તો આદ્યશકિત કાલિકા માતાજ મારા સતીત્વનું રક્ષા કરશે.

સરદારના ફરમાનથી જે બે લુંટારાઓ રત્નમયીનો પરિચય જાણવા કેદ કરેલા સિપાઇઓ પાસે ગયા હતા, તેઓ પાછા આવી ગયા હતા. સરદાર રત્નમયીની સાથે વાતોમાં પડયો હતો એટલે તેમને ભૂલી ગયો હતો; પણ હવે તેમને ઉદ્દેશીને બોલ્યો-" કેમ ? શું જાણી આવ્યા ? "

"સરદાર ! તે સ્ત્રી જૂઠું નથી બોલતી. એ કમલલોચનરાયનીજ કન્યા છે. "

સરદારે રત્નમયી તરફ જોઇને કહ્યું-"જા, તું તારી પાલખીમાં બેસી જા. "

રત્નમયીના હૃદયમાં એ સમયે વાદળાંથી વ્યાપ્ત આકાશમાં વિજળીના ઝબકારા જેવી એક આશા ઉદ્દભવી. તેણે ધાર્યું કે-નાસી ગએલા બે સિપાઇઓ આ વાત મારા પિતાની પાસે જઇ કહેશે; એટલે તેઓ તરતજ માણસો મોકલી મને છોડાવશે; માટે હવે ચિંતા કરવાની જરૂર નથી.

આશાથી તત્કાળ પ્રસન્ન થઈ શાંત બાલિકા પ્રમાણે રત્નમયી પાલખીમાં જઇ બેઠી. પાલખી ઉપડાવવા માટે વધારે મુશ્કેલી પડી

નહિ. જે ચાર જણા ન્હાસી ગયા હતા, તે એજ જંગલના બીજા ભાગમાંથી લુંટારાઓને હાથે પકડાયા હતા અને એજ ઠેકાણે તેમને પાછા લાવવામાં આવ્યા હતા. પાલખી ઉચકવાનું કામ તેમની પાસેથીજ લેવામાં આવ્યું.

## (૩) લુંટારાના હાથમાં હરપ્રસાદ.

કૃષ્ણપક્ષની ચતુર્દશી છે. ગાઢ અંધકાર ચારે તરફ છવાયો છે. ઉંચે, નીચે, વૃક્ષો ઉપર, બધી દિશાઓમાં, આકાશપટપર શ્યામતાની સાક્ષાત્ લીલા થઇ રહી . કૃષ્ણપક્ષની ચાંદશ અને તેમાં વળી આકાશમાં વાદળાંઓ ચડી આવ્યાં છે. વચ્ચે વિજળીના ચમકારા થાય છે. એ થોડીવારની ઉજ્વળ જ્યોતિ વડે પૃથ્વી પરનો ભીષણ અંધકાર ઘડીવારને માટે નાશ પામી જાય છે ! કુદરતનો આ દેખાવ જોઇને અનુમાન થાય છે કે થોડીજ વારમાં વૃષ્ટિ અને વાવાઝોડું થશે.

આવા ભયંકર વખત પરસેવાથી ભીંજાઇ ગએલો એક પ્રવાસી એ જંગલમાં થઇને અંધકારના સમૂહને વીંધતો ચાલ્યો જતો હતો. તે લાંબી મજલ કરી આવેલો હોવાથી તેને ઘણો થાક લાગ્યો હોય તેમ જણાતું હતું. કેવળ પુરૂષાર્થ ઉપર આધાર રાખીનેજ તે આ અંધકારમાં ધીમેધીમે આગળ વધતો હતો.

તે એકલો હતો. તેની કાંતિ ગૌર હતી અને તે બ્રાહ્મણ જાતિનો હતો. એના સ્કંધ ઉપર લાંબુ યજ્ઞોપવીત હતું. એક તરફ ખેસ નાંખ્યો હતો. ચોટલીમાં દેવની પ્રસાદીનું ફૂલ હતું. મોંઢા ઉપર તેજ અને પ્રતિભા વિલસતાં હતાં. શરીર ઘણું સુદૃઢ હતું. એને

જોતાંજ એમ લાગતું કે તે બહુ બળવાન છે. તેના હાથમાં એક ન્હાનકડી પોટલી હતી બીજા હાથમાં એક મોટી વાંસની લાકડી હતી. તે હિમ્મતવાન્ હતો, છતાં એકલો હોવાથી કાંઇક ભય પામ્યો હતો અને તેનું કારણ એ હતું કે જે જંગલમાં થઇને તે જતો હતો તે સર્વજન વિદિત તેપાંતરની હદ હતી. ત્યાં લુંટારાનો ડર વધારે છે એ તેના જાણવામાં હતું.

આ બ્રાહ્મણ કોઇ યજમાનને ઘેર ગયો હતો. ક્ષુદ્રનું ગોરપદું તે કરતો નહોતો. કોઇ શ્રીમંત બ્રાહ્મણના પુત્રને ઉપવીત સંસ્કાર કરીને તે પોતાને ગામ પાછો જતો હતો. તેની પાસે કેટલાંક લુગડાં અને દશ રૂપિયા હતા. વળી થોડું અફીણ પણ હતું. એ પોતે અફીણ ખાતો નહોતો; પણ તેની માના મંગાવવાથી એ લઇ જતો હતો. અફીણ ખાનારી પોતાની વૃદ્ધ માતા, એ શિષ્યની પાસેથી મળેલા દશ રૂપિયા કરતાં અફીણને વધારે કિમતી ગણશે; એમ એ જાણતો હતો. એને અફીણ તથા રૂપિયા બન્ને સાચવવાની એક સરખીજ ચિંતા હતી; કારણ કે એ વખતમાં અફીણ અત્યારની પેઠે તરત મળતું નહોતું. અને રૂપિયા પોતાની વૃદ્ધ માતાના કોઇ વ્રતના ઉદ્યાપન માટે વાપરવાના હતા. ગમે તેમ કરી જો બીજો અર્ધો કોસ માર્ગ કપાય તો પોતાના ગામમાં પહોંચી જવાય તેમ હતું; પણ કુદરતની આ રણરંગિણી મૂર્તિએ તથા લુંટારાઓના ડરે તેના ચિત્તમાં ભયનો સંચાર કરી દીધો.

તે એક દીર્ઘ નિશ્વાસ નાંખી બોલ્યો-" માતાનું વ્રત ઉ[illegible] સારૂ યજમાનને ત્યાંથી શ્રમ કરી આ દશ રૂપિયા મે[illegible] છે. શું લુંટનારાઓ એવા અધમ હશે કે ઘણી મહેનતે મેળવેલું આ બ્રાહ્મણનું ધન પણ લઈ લેશે ? પરંતુ લુંટારા ક્યાંઇ જણાતા નથી-

શા માટે વૃથા ચિંતા કરૂં છું ? દુઃખને વખતે ચાલ, પ્રભુનું સ્મરણ કરૂં. એ વિપદ નિવારણજ મને દુઃખમાંથી બચાવશે." તેને જયદેવ કવિનું દશાવતાર સ્તોત્ર બહુ વહાલું હતું. ધીમેધીમે તે અસ્ફુટ સ્વરે ગાવા લાગ્યોઃ—

प्रलयपयोधिजले धृतवानसि वेदं
विहित वहित्र चरित्र मरवेदम्
केशव धृत मीन शरीर जय जगदीश हरे ॥
क्षितिरतिविपुलतरे तिष्ठतितवपृष्ठे
धरणीधरणकिण चक्रगरिष्ठे
केशव धृतकूर्मशरीर जय जगदीश हरे ॥
वसति दशनशिखरे धरणी तव लग्ना
शशिनिकलंककलेवनिमग्ना
केशव धृत वराहरूप जय जगदीश हरे ॥
तव करकमलवरेनरवमद्भुत शृंगम्
दलितहिरण्यकशिपुतनुभृंगम्
केशव धृतनरहरिरूप जय जगदीश हरे ॥
छलयसि विक्रमणे बलिमद्भुतवामन
पदनखनीरजनितजनपावन
केशव [illegible] जय जगदीश हरे ॥

સહસા એ સુમધુર સંગીત–તરંગમાં અડચણ આવી ! કહેવત

છે કે જ્યાં વાઘનો ભય હોય ત્યાંજ સંધ્યા થાય. એકાએક ચાર માણસો એ અંધકારમાંથી જીવંત પ્રેતમૂર્તિની પેઠે બહાર આવ્યા અને તેમણે બ્રાહ્મણને ઘેરી લીધો. પછી તેમાંનો એક જણ રૂક્ષ સ્વરે બોલ્યો—"કોણ તું?"

બ્રાહ્મણે હિમ્મતથી જવાબ આપ્યો—" હું એક વિપ્ર—પ્રવાસી છું."

"નમસ્કાર ભૂદેવ!" કહી તેમાંનો એક જણ આગળ આવી બોલ્યો—"દેવનો નિવાસ?"

"કુન્દગ્રામ. પણ તમે કોણ?"

"હું ભૈરવ!"

"ભૈરવ! તેપાંતરની હદના દસ્યુઓનો દલપતિ ભૈરવાનંદ!"

"હા પ્રભુ! સાધુ—બ્રાહ્મણોનો હું સદૈવનો સેવક છું. આપનું ગમન ક્યાં થયું હતું?"

"શિષ્યને ઘેરથી આવું છું."

"ત્યારે તો કાંઇક પાસે હશે પણ ખરૂં."

"બ્રાહ્મણ કદી જુઠું બોલતો નથી. તમે ચાર જણ છો. હું એકલો છું. હું જાણું છું કે બળ દેખાડવાથી પણ આત્મરક્ષા કે અર્થ રક્ષા કરી શકીશ નહિ; કિન્તુ ફક્ત આ દશ રૂપિયા લેવાથી તારૂં શું વળશે ભૈરવ!? આ મારા માતૃયજ્ઞનું એટલું સાધારણ સાધન છે."

"ભૂદેવ! હું તમારા પૈસો નથી ચાહતો; કિન્તુ તમને બીજી થોડીક કાંચન મુદ્રાઓ આપવા ઇચ્છું છું. બોલ્યા વિના તમે અમારી સાથે આવો."

"શા માટે ?"

"એક પૂજાનું અનુષ્ઠાન છે. અમે કોઇ સારા બ્રાહ્મણની શોધમાં કાલના ફરીએ છીએ; કિન્તુ અત્યાર સુધી કોઇ મળ્યો નહોતો. કપાલિનીએ આ તેપાંતરની હદમાં તમને મેળવી આપ્યા છે."

"હું અશુદ્રનું લઉં છું. શુદ્રનું યજન કરતો નથી. શુદ્રનું દાન પણ લેતો નથી."

"મા બ્રાહ્મણ નથી તેમજ શુદ્ર પણ નથી. દેવની પૂજામાં વળી શુદ્ર—અશુદ્ર શું ? વળી ભૂદેવ ! હું જાણું છું કે આ કાલિકાની મૂર્તિની પ્રતિષ્ઠા એક નરોત્તમ ઠાકુર નામના તાંત્રિક બ્રાહ્મણેજ કરી છે. મહામારીના ભયથી ગામ જંગલ થઇ ગયું છે. માની પૂજા કરવા માટે પણ કોઈ અહીં રહ્યુ નથી; તેથી અમે તેમની પૂજા કરીએ છીએ. કોઇ દિવસ બ્રાહ્મણ મળે છે તો કોઇ દિવસ નથી મળતો; કિન્તુ ભૂદેવ ! માતાના મંદિરમાં અમે આજસુધી પ્રવેશ કર્યો નથી. જે પૂજા —અર્ચના કરીએ છીએ તે બહાર બેસીનેજ કરીએ છીએ."

"જો હું તમારી સંગે ન આવું તો ?"

"તો તમને બળાત્કારથી લઇ જઇશું."

આ સાહસી બ્રાહ્મણના મનમાં એ વખતે એક કુતુહલ ઉત્પન્ન થયું. એ બ્રાહ્મણ બીજો કોઇ નહિ: પણ આપણો પૂર્વપરિચિત હરપ્રસાદ હતો કે જે કમલલોચનનો જમાઇ અને લુંટારાઓના હાથમાં પકડાએલી રત્નમયીનો સ્વામી હતો.

લુંટારાઓ તેની સ્ત્રીનું બલિદાન દેવા માટે તેને પુરોહિત બનાવી લઇ જાય છે; એ ઘટના તે જાણતો નહોતો. સહસા તેના મનમાં એક વાત જન્મી. આ લુંટારાઓના રહેઠાણની આજસુધીમાં કોઇને

માહિતી મળી ન હોતી. તેના સસરા કમલલોચનરાયની જમીનદારીમાં આ લુંટારાઓનું દળ છે; તેથી ફોજદારે તેમને પકડવાનું કામ એને સોંપ્યું હતું. હરપ્રસાદને વિચાર થયો કે એક વખત તેમની સાથે જઇ સઘળું શા માટે જોઇ આવવું નહિ ? અહીંથી પલાયન કરવાની મહેનત કરવા છતાં ન્હાસી જવાય તેમ નથી; તો પછી એવો વૃથા શ્રમ કરી જીવને જોખમમાં શા માટે નાખવું ?

તે આવા પ્રકારની ચિંતામાં જ્યારે નિમગ્ન હતો; ત્યારે એજ સમયે સરદાર ભૈરવાનંદ બોલ્યો–" ભૂદેવ ! અમે હવે અહીં વિલંબ કરી શકીશું નહિ. હા કે નાનો શીઘ્ર એક જવાબ આપો."

હરપ્રસાદ બોલ્યો–" ચાલો હું વધારે વિવાદ કર્યા વિના તમારી સાથે આવું છું. આવતી કાલે અમાવાસ્યા છે. તમારૂં કાર્ય પુરૂં થયા પછી મને છોડી દેવાની પ્રતિજ્ઞા કરો."

", ઠીક. તે પ્રમાણે કરીશું. ભૂદેવ ! આગળ ચાલો." એમ બોલી ભૈરવાનંદ અને તેની સાથેના લુંટારાઓ હરપ્રસાદને ચારે તરફથી ઘેરીને ચાલવા લાગ્યા અને ભવિતવ્ય વશ થઈ એક અપૂર્વ ઘટનાને આધીન બની મુગ્ધની પેઠે તેણે એક ભીષણ કર્મક્ષેત્રમાં પ્રવેશ કર્યો.

## (૪) આકસ્મિક મિલન.

હરપ્રસાદ ઘેર જઇ માતાના ચરણમાં પડી નમન કરે, સુખી થાય અને મુસાફરીના શ્રમથી થએલી ક્લાંતિ દૂર કરે એ સઘળું ન થતાં ભવિતવ્યતાને લીધે તેને લુંટારાઓના હાથમાં કેદ પકડાવું પડયું !

થોડો માર્ગ કાપ્યા પછી ભૈરવાનંદે પોતાના એક સાથીને હુકમ કર્યો–" જલદી એક મશાલ પ્રકટાવી લાવ. આ માર્ગ આપણો

પરિચિત છે; પણ આ બ્રાહ્મણને તે અપરિચિત છે; માટે એને ઘણું કષ્ટ થાય છે. પગમાં કાંઈ આઘાત થતાં જો લોહી નીકળશે તો તેથી આપણુંજ કાર્ય કથળશે. ”

લુંટારાઓ એટલે એક પ્રકારે તે વનના રાજા. ગાઢ જંગલની અંદર એક તરફ બનાવેલી પર્ણકુટીમાં તેમણે મશાલ, ચકમક વગેરે બધાં સાહિત્યો રાખ્યાં હતાં. ચકમક વડે સુકા કાષ્ટને સળગાવી અગ્નિ તૈયાર કર્યો અને તરત મશાલ પ્રકટી. તે મશાલના પ્રકાશમાં પાંદડાંઓથી ઢંકાઇ ગએલો અભેદ અને દુર્ગમ માર્ગ સ્પષ્ટ દેખાતો હતો. આવી સ્થાંતમાં પ્રકાશની અંદર બીજો થોડો માર્ગ કાપ્યા પછી હરપ્રસાદે જોયું તો સામેજ એક જીર્ણ–તૂટેલું બે મજલાનું મકાન દેખાયું. તેની ચારે તરફ મોટાં મોટાં કેટલાં એક વડનાં ઝાડ હતાં. એ મકાનનો થોડો એક ભાગ પડી ગયો હતો. ભીંતોમાંથી કોઇ કોઇ સ્થળે ડાળીઓ ફુટી નીકળી હતી. બારી–બારણાંઓ લુણાથી ખવાઇ ગયાં હતાં. દીવાલો ઉપરનો ચુનો ધોવાઇને ઉખડી જવાથી ઘણે ઠેકાણે વરસાદના પાણીને લીધે લીલ–શેવાળ બાઝી ગઇ હતી.

લોકકથા એવી હતી કે નરોત્તમ ઘોષાલ નામના એક બ્રાહ્મણનું તે રહેવાનું ઘર હતું. એ બ્રાહ્મણ પૈસેટકે સુખી હશે; એવું આ ખંડેરો ઉપરથી જણાતું હતું. આ ગામનો તે ધણી હતો. ગામ કાંઇ ન્હાનું નહોતું પરંતુ એક સાલ અણધાર્યો ભયંકર કોલેરાનો રોગ શરૂ થવાથી એકજ ઝપાટે ગામ જનશૂન્ય થઇ ગયું હતું. જેઓ બચ્યા હતા તેઓ ભયને લીધે પોતાનાં ઘરબાર મૂકી ન્હાસી ગયા હતા. નરોત્તમ ઠાકુર એ રોગથી સહકુટુંબ મરણ પામ્યો હતો. પાંચ સાત વરસની અંદર તો એ માણસો વિનાનું સ્થાન ઝાડ–પાંદડાંથી ભરાઇ ભયંકર જંગલના રૂપમાં બદલાઇ ગયું હતું. પાછળથી ત્યાં લુટારાંઓ

એ નિવાસ કર્યો હતો; એટલે ભયને લીધે કોઇ માણસ એ તરફ આવતું નહોતું. નરોત્તમ ઠાકુરના આ જીર્ણ મકાનના ઉપરના ભાગના કેટલાક ઓરડા હજુ સારી હાલતમાં હતા. ત્યાં હંમેશ સાયંકાળે દીવો થતો અને સઘળું સાફસુફ રહેતું; એટલે એટલો ભાગ હજુ માણસોને માટે રહેવા લાયક હતો. બહારના ભાગમાં એક ન્હાનું દેવમંદિર અને તેની પાસે પરસાળ હતી. આ મંદિરની અંદર પથ્થરની કાલિકા માતાની પ્રતિમા હતી. પરસાળનો ભાગ પણ ઘણો સ્વચ્છ હતો.

ભૈરવાનંદે હરપ્રસાદને એજ ઠેકાણે બેસવાની થોડી જગ્યા કરી આપી. તેના હાથ પગ ધોવા માટે એક કોરા માટીના વાસણમાં પોતાને હાથે પાણી ખેંચી લાવી એની આગળ મૂકયું અને પછી બોલ્યો—" દેવ ! હું લુંટારો છું; પણ નીચ જ્ઞાતિનો નથી. મારી જાત બારવાની છે. મારા લાવેલા પાણીથી મોઢું ધોવામાં આપને કાંઇપણ વાંધો આવે તેમ નથી. માતાના મંદિરમાં માટીના એક પાત્રમાં ગંગાજળ છે, તે પીવાના કામમાં લેજો. આજ રાત્રે તમારે એકલું દૂધ પીવું; કારણ કે કાલે તમારે ઉપવાસ કરવો પડશે. અમારા તાબામાં એક બ્રાહ્મણની કન્યા છે. અમે તેને ખાસ કારણથી જાપતામાં રાખી છે. તમારે પીવાનું દૂધ એજ ગરમ કરી દેશે. "

એ જનશૂન્ય દેવીના મંદિરમાં એક ઘીનો દીવો બળતો હતો. હરપ્રસાદે, બીજો કોઇ રસ્તો ન હોવાથી પોટલીમાંથી વસ્ત્ર કાઢી પહેરવાનાં કપડાં બદલ્યાં પાણીથી હાથ–મોઢું ધોયાં અને મંદિરમાં જઈ સંધ્યાદિ નિત્યકર્મ કરી આવી ફરી એજ સ્થળે બેઠો. તેણે આવીને જોયું તો એક પાત્રમાં ગરમ દૂધ તૈયાર હતું. તે બહુ થાકી ગએલો હતો; એટલે દૂધ પીધા પછી શરીરમાં કાંઇક સ્ફૂર્તિ આવી.

હરપ્રસાદ તે પરસાલમાં બીછાવેલા એક કામળા ઉપર શરીર લાંબું કરી વિશ્રામ લેવા સુતો; પણ તેને નિદ્રા આવી નહિ. તેની પોટલીમાં એનો વહાલો ગ્રંથ જયદેવ કવિનું 'ગીતગોવિંદ' હતું તે મંદિરમાંનો દીવો પાસે લાવી તેના અજવાળામાં પુસ્તક વાંચવાની શરૂઆત કરે છે, ત્યાં ભૈરવાનંદે આવીને કહ્યું. -"દેવ! આપ આ ઠેકાણેજ વિશ્રામ કરજો. આપને કાંઇ ભય નથી. અમે બધા માણસો એક કામ માટે જઇએ છીએ. ચાર કલાક પછી પાછા આવિશું. આપ નિશ્ચિંત થઇને નિંદ્રા લેજો; પણ સાવધાન! ન્હાસી જવાની ચેષ્ટા કરશો નહિ. જો કરશો તો આફતમાં આવી પડશો. આ મકાન ઉપર અમારાજ માણસો ચોકી રાખે છે; એ તમે ખાસ ધ્યાનમાં રાખજો."

હરપ્રસાદે સહજ શિરઃસંચાલનથી એ ઉક્તિનું સમર્થન કરી ગીતગોવિંદ વાંચવામાં ચિત્ત ગુંથ્યું. લુંટારાઓ મશાલ સળગાવી તે મકાનમાંથી નિઃશબ્દ બહાર નીકળ્યા. અંધકારમય પ્રેતભૂમિની નિર્જનતાથી પરિપૂર્ણ એ લુંટારાઓનું આશ્રયકેન્દ્ર પુનઃ અંધકારમય બની ગયું.

હરપ્રસાદ મનમાં વિચાર કરવા લાગ્યો—"લુંટારાઓએ કહ્યું હતું કે અહીં એક બ્રાહ્મણકન્યા છે! એ કન્યા કોણ હશે? તેને એક વાર જોવાનો સુયોગ શું નહિ મળે?" મનની અસ્થિરતાને લીધે તે પથારીમાંથી ઉઠી ઉભો થયો. લુંટારાઓને બહાર ગયાને લગભગ અર્ધો કલાક વ્યતીત થયો હતો. તેની વિચારમાળા ફરીને ઉપડી-"મકાનની ચારે તરફ એક વખત જોઈ આવું તો એમાં શું નુકસાન છે? પણ બીજીજ ક્ષણે તેને વિચાર આવ્યો કે—મકાનની ચારે તરફ ચોકીનો બંદોબસ્ત છે, એમ ભૈરવાનંદ કહી ગયો છે;

તો પછી શા સારૂ પંચાત કરવી ? ચાલ, મારૂં પુસ્તક વાંચું. આ ઉત્કંઠાથી સહજમાં ઉંઘ આવશે નહિ. રાત વીતશે ત્યારે શયન કરતાં પહેલાં નહિ હોય તો એકવાર પ્રયત્ન કરી જોઇશ."

નિરૂપાય બની તેણે ફરીથી એ પુસ્તક વાંચવા માંડયું. એક પછી એક શ્લોકની આવૃત્તિ કરવા લાગ્યો. એ વખતે તેની પાછળ સાવધતાથી મૂકાતાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તેણે પાછળ ફરી જોયું તો એક અદ્દભૂત દૃશ્ય ! સામે એક સ્ત્રીમૂર્તિ ઉભેલી !

હરપ્રસાદે એ ઘટનાથી આશ્ચર્યચકિત થઈ વ્યસ્તભાવે પ્રશ્ન પૂછ્યો–"તમે કોણ છો ?'

તે સ્ત્રીએ મોઢા ઉપરનું અવગુંઠન દૂર કરી કહ્યું–"હું કોણ છું, તે શું તમે ઓળખતા નથી ? હું રત્નમયી–તમારી ધર્મપત્ની !"

"રત્નમયી ! તું ! તું આ સ્થળે શી રીતે આવી ? કેવું અદ્દ-ભુત રહસ્ય ! કેવી વિલક્ષણ ઘટના !"

રત્નમયી બોલી—"ધીમે ધીમે બોલો. સઘળી વાત તમને સંક્ષેપમાં કહું છું. લુંટારાઓના ચોકીદારો બહારના ભાગમાં જાગે છે. હું સદર–મુખ્યદ્વાર બંધ કરી આવી છું. મારૂં જીવન અસંત વિપન્નદશામાં છે." એ પ્રમાણે બોલી તેણે બહુજ સંક્ષેપમાં સઘળી વાત સારી રીતે ગોઠવીને તેના સ્વામીને કહી સંભળાવી. તે પછી બોલી–"મારૂં બલિદાન આપવા માટેજ તમને પુરોહિતપણું કરવા સારૂ તેઓ પકડી લાવ્યા છે. એ તમારો પ્રકૃત પરિચય અને મારી સાથેનો તમારો સંબંધ જો જાણતા હોત તો આવા પ્રકારની અવસ્થા કરત નહિ. તેમજ તમારા પ્રાણ પણ રહેત નહિ. પ્રયોજન હોય તો તેઓ બ્રહ્મહત્યા કરવામાં પણ અટકતા નથી. આજ

આખી રાત વિચાર કરી તમે કોઇ રસ્તો કાઢજો. શું કરવાથી આપણા બન્નેના પ્રાણ બચે તેનો વિચાર કરજો. હું હવે વધારે વખત અહીં રહી શકીશ નહિ. આ કાલિમંદીરની બાજુમાં જે ન્હાનું બારણું છે, તેની ડાબી તરફ એક ઓરડી છે, તેમાં હું રહું છું. કામ પડે તો અથવા પલાયનની ગોઠવણ કરી શકો તો મને બોલાવી લેજો. હું ઘણી પાપિણી છું. મહાપાપ મેં કર્યાં છે; તેથી આજ મારી આવી દશા થઇ છે. મારો બધો અહંકાર હવે દૂર થઇ ગયો છે."

રત્નમયી બીજું વધારે કાંઇ ન બોલતાં દ્રુતગતિથી મંદિરના મધ્યભાગમાં થઇને એ ગૃહ તરફ ચાલી ગઇ.

## (૫) ભૈરવનો ભયંકર નિશ્ચય.

રત્નમયીને જોતાં હરપ્રસાદ પ્રથમ તો ધૈર્ય હારી ગયો હતો; કિન્તુ પોતાની તથા રત્નમયીની ભીષણ વિપત્તિનો વિચાર કરી તેણે મનને પુનઃ વશ કર્યું. તેણે નિશ્ચય કર્યો કે રત્નમયીને ગમે તેમ કરીને અહીંથી છોડાવવી.

હરપ્રસાદ સ્થિર ચિત્તે અંબ દેવીની મૂર્તિ આગળ સાષ્ટાંગ નમસ્કાર કરીને મનમાં કહેવા લાગ્યો "મા કપાલિની ! આ શું કર્યું ? કર્મબંધનથી દોરીને આખરે મને પત્ની–હત્યાના કાર્યમાં નિયોજિત કર્યો ? મા ! રત્નમયીએ મારી આગળ સાધારણ અપરાધ કર્યો હતો; પણ તે તો બહુ વખતથી હું ભૂલી ગયો છું. તેને મેં ઉદાર અંતઃકરણે ક્ષમા આપી છે; તો પછી આ ભયંકર ઘટનાસૂત્ર શા માટે નિપજાવ્યું મા જનનિ ! મને સાચો માર્ગ દેખાડો. મારી ધર્મપત્નીની જીંદગીના રક્ષણનો ઉપાય બતાવો." આ પ્રમાણે જગ-

-માતાને સંબોધી તેણે હૃદયમાં કાંઇક હિમ્મત ધારી. એકાએક અંતરતમ પ્રદેશમાંથી કોઇએ કહ્યું–**मामैः**–ભય પામીશ નહિ." આ શુભ, શબ્દ વિનાની, ધ્વનિરહિત મીઠી વાણીની શક્તિ મિથ્યા ન થઇ. મનના આવેગથી, ભક્તિના ઉચ્છ્વાસથી, માતાની સામે બેસી દીનવદને મહાવિદ્યા સ્તોત્રનો તે પાઠ કરવા લાગ્યો.

**नमस्ते चंडिके चंडि चंडमुंडविनाशिनी।**
**नमस्ते कालिके कालमहाभयनिवारिणी ॥**
**शिवे रक्ष महाकालीम् प्रसीद हरवल्लभे ।**
**प्रणमामि जगाद्धात्रीम् जगत् पालनकारिणीम् ॥**
**करालां विकटां घोरां मुंडमालाविभूषिताम् ।**
**हरार्चितां हराराध्याम् नमामि हरवल्लभाम् ॥**
**सिद्धां सिद्धेश्वरीसिद्धविद्याधरगणैयुताम् ।**
**प्रणमामि महामायाम् दुर्गा दुर्गतिनाशिनीम् ॥**
**नीलां नीलघनश्यामा नमामि नीलसुंदरीम् ।**
**श्यामांगीम् कृष्णकुंतलाम् श्यामवर्णविशोभिताम् ॥**
**प्रणमामि जगद्धात्रिम् चंद्रशेखरवल्लभाम् ।**
**शिवदूतीम् शिवाराध्याम् शिवध्येयां सनातनीम् ॥**
**नारायणीं विष्णुपुज्याम् ब्रह्मविष्णुहरप्रियाम् ।**
**सर्वसिद्धिप्रदां काली कालभयनिवारिणीम् ॥**

प्रणमामि जगद्धात्रिम् शंभासुरविमर्दिनीम् ।
रक्तप्रियां रक्तवर्णाम् रक्तबीजविनाशिनीम् ॥
सर्वसिद्धिप्रदां सर्वविद्यामंत्रविशोधिनीम् ।
प्रणमामि जगत्तारां सारां च सर्वसिद्धये ॥

તે જનશૂન્ય મંદિરગૃહ. તે પાપપૂર્ણ દસ્યુનિવાસ એ સ્તોત્ર પૂર્ણ થયા પછી કોઇ અજબ સંજીવની મંત્રથી ગાજી ઉઠયો. તે નિઃશબ્દ, ભયાનક મધરાતને વખતે આ વિદ્વાન બ્રાહ્મણના ગંભીર અને પવિત્ર શબ્દોચ્ચારે એકાએક અંધકારમાં વિજળીના ચમકારનો ભાસ કરાવ્યો. ચારે દિશાઓ ગંભીર ધ્વનિથી કંપી રહી. તે જીર્ણ મંદિરમાંથી નીકળેલા દેવી સ્તોત્રના ધ્વનિનો પ્રતિધ્વનિ–પડઘો થઇ તે પાસેના જંગલમાંની વૃક્ષોની ગાઢ ઘટાઓમાં ગુંજી રહ્યો.

ભૈરવાનંદ આવીને એ મંદિરના સામેના ભાગમાં બેસી એક ચિત્તથી સ્તોત્રનો પાઠ સાંભળતો હતો; પણ હરપ્રસાદનું ચિત્ત સ્તવનમાં ગુંથાએલું હોવાથી તે જાણી શકયો નહિ. મંદિરમાંથી મહાકાલીને નમન કરી તે બહાર આવ્યો ત્યાં જમીન ઉપર વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠેલા ભૈરવાનંદને તેણે જોયો. હરપ્રસાદને જોઇ તે બોલ્યો–" શું તમે હજુ સુધી સુતા નથી ? "

" ના. આજ મહાચતુર્દશી છે. આજના શુભ સમયમાં માતાની આગળ હું તમારા શ્રેયને માટે સ્તુતિ કરતો હતો. "

" દેવ ! તમારા બ્રહ્મ–મુખમાંથી નીકળેલા દેવીમંત્રનું આટલું તેજ ! આટલી શક્તિ !! "

" તેં શું જાણ્યું ભૈરવ ? "

"મારા જેવા પાખંડીનું મન પણ એનાથી દ્રવી ગયું છે. એટલો સમય હું કોઇ વજ્રનાદના જેવો શબ્દ સાંભળતો હતો. પ્રભુ! માતા શું મારૂં બલિ-પ્રદાન ગ્રહણ કરશે?"

"ભક્ત પોતાની ઇચ્છાનુસાર બલિ આપે છે. જીવદૃષ્ટિકારિણી જગન્માતા, જગદંબા આ સ્થાવરજંગમની માતૃરૂપિણી છે. હું જ્યાં સુધી જાણું છું ત્યાં સુધી એટલું કહી શકું છું કે જીવહત્યા કરીને જે બલિદાન દેવાય છે; તેને માતા કદી ગ્રહણ કરતી નથી!"

"ના, પ્રભુ! એ વાત ઉપર હું વિશ્વાસ કરતો નથી. ઘણાં દુર્ગમ સ્થળોએ અમે લુંટ કરવા ગયા હતા કે જ્યાં પ્રત્યેક ડગલે જીવનની આશંકા અને વિપદની સંભાવના હતી, કિન્તુ એ બલિદાનને લીધેજ અમે એવાં સ્થળોમાંથી કાર્યસિદ્ધિ કરીને પાછા આવેલા છીએ. નવાબની ફોજે અમને કેટલીકવાર ઘેરી લીધા હતા; છતાં તેમના વ્યુહને ભેદી અમે બહાર આવ્યા છીએ. પ્રત્યેકવાર પ્રયાણ કરતાં પહેલાં અમે બલિદાન આપીને જતા હતા, તેથીજ એ પ્રમાણે સિદ્ધિલાભ થતો હતો."

હરપ્રસાદ બોલ્યો—"નિર્વાક્ જ્ઞાનહીન પશુનો બલિ આપવો અને નરહત્યા કરવી એ બેમાં મોટો તફાવત છે ભૈરવ!"

ભૈરવે કહ્યું—"પ્રભુ! નરહત્યા કરવાનુંજ અમારૂં કામ છે. તમારાં ભણવાનાં શાસ્ત્ર અને અમારાં શાસ્ત્ર એક નથી! આ મંદિરમાંજ આ ઠેકાણે જ્યાં હું બેઠો છું ત્યાં માતાની સંમુખ કેટલાએ નરબલિ અપાઇ ચૂક્યા છે!"

"ભૈરવ! તને એક વિનતિ કરી કહું છું કે નરહત્યાના આ ભીષણ સંકલ્પનો ત્યાગ કર. નરહત્યા કરતાં નારી હત્યા વધારે

ભયાનક પાપ છે! માતા આદ્યશક્તિ નારીરૂપે શક્તિના અંશરૂપે આ પૃથ્વીમાં અવતરી છે. પ્રત્યેક સ્ત્રી એ શક્તિના અંશનો વિકાસ છે. પ્રત્યેક વિવાહિતા રમણી માતારૂપે પ્રજાને સરજે છે. માતા કદીએ પોતાના રક્તનું પાન કરે નહિ!"

"દેવ! હું સઘળું જાણું છું; કિન્તુ મોહવશ અભાગી જીવ ઘણીવાર મૂલ્યવાન બોધ પણ સમજી શકતા નથી. અમારો સ્વાર્થ ઘણીવાર અમારાં કામ અને જ્ઞાનને ટાળી દે છે. આજ શત્રે મને વિચાર કરવા દો. કાલે હું તમને કહીશ. દેવ! સાંભળો. મા ભવાનીને એક સ્ત્રીના લોહીથી શાંતિ પમાડવાનો મારો વિચાર છે. એ વિચાર મારી રાજીખુશીથી મેં કર્યો નથી; પણ દેવીએ સ્વપ્નામાં ફરમાવ્યાથી કર્યો છે. તેણે દયા કરીને એ સ્ત્રીને અમારી પાસે લાવી પણ આપી છે. અમારો નાશ કરવાની જે મહેનત કરે છે, તેનીજ એ કન્યા છે; એટલે વેર લેવાનો આવો સરસ અવસર મળ્યા પછી એને તમારા બોધથી હું ડરીને છોડી દઉં એ બને કેમ? તેનો મને નિરાંતે વિચાર કરી લેવા દો."

જ્યારે હરપ્રસાદે જોયું કે લાગણી વિનાના આ પાખંડીઓ સાથે વધારે બોલવામાં કાંઇ સાર નથી; ત્યારે તે સચિંતમુખે પોતાના સ્થાન ઉપર જઇ બેઠો. ભૈરવ પણ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો ગયો.

ચિંતા અને શ્રમને લીધે હરપ્રસાદ એજ સ્થળે પથારીમાં સુઈ ગયો; પણ તેને ઉંઘ આવી નહિ. તે આંખો બંધ કરીને પડયો રહ્યો અને એવી સ્થિતિમાં કાંઇ કાંઇ વિચારો કરવા લાગ્યો—પોતાની ધર્મપત્નીની જીંદગી જોખમમાં અને પોતે પણ મહા સંકટમાં! શું ઉપાય કરવો? બળ દેખાડવાથી કાંઇ લાભ થાય નહિ—તેથી તો નવું

સંકટ ઉભું થાય, શાસ્ત્રકારોએ બળથી ન બને ત્યાં કળ-કૌશલ્યથી શત્રુનો નિપાત કરવાનું કહ્યું છે, પણ એ કૌશલ્ય કેવા પ્રકારનું હોય; તે મને કોણ કહે ?

દૈવીશક્તિમાં વિશ્વાસ ધરાવનાર વિદ્વાન્ હરપ્રસાદે બધી જવાબદારી દૈવના હાથમાં મૂકી. જે દયાવતી દેવીએ તેને આકસ્મિક રીતે અહીં ખેંચી આણ્યો હતો અને જેણે આ વિલક્ષણ ઘટના ચક્ર પેદા કર્યું હતું; એજ દેવી તેને આ આફતમાંથી બચવાનો ઇલાજ બતાવશે. હરપ્રસાદ બીજ મંત્રને જપતો જપતો નિદ્રાધીન થઇ ગયો. તેણે એક સ્વપ્ન જોયું. જગન્માતા રૂદ્રાણી સ્ત્રીનું રૂપ લઇને અભય આપનારો હસ્ત લંબાવી અભય આપી રહી છે અને ગંભીર સ્વરે કહે છે કેઃ—" તને ભય નથી ! સતીનું અનિષ્ટ કોણ કરી શકે ? લુટારાઓના નાશનો સમય આવ્યો છે. સ્ત્રી મારો અંશ છે, મારા પોતાના રૂધીરનું પાન કરવાની મને કદીપણ ઇચ્છા હોય નહિ. મોડી રાત્રે જ્યારે તું મારી પૂજામાં બેસે, ત્યારે તારા મનમાં જે કલ્પના થાય તે કલ્પના પ્રમાણેજ તું કામ કરજે. તારી આશા સિદ્ધ થશે !"

મહાશક્તિની એ આદેશવાણી સુતેલા હરપ્રસાદના હૃદયમાં ચોંટી ગઇ. તરતજ તેની નિદ્રાનો ભંગ થયો. એ સ્વપ્નવાણી હજુ પણ મેઘચંદ્રની પેઠે તેના કર્ણપ્રદેશમાં પ્રતિધ્વનિત થતી લાગી. હરપ્રસાદના હૃદયમાં એક વખત નૂતન શકિત આવી. તે ફરી ડાઘ્યો નહિ. શય્યાનો ત્યાગ કરી ઉઠીને બેઠો. આ વખતે પૂર્વદિશા પ્રકાશિત થઇ હતી. કાગડા, કોયલ વગેરે પક્ષીઓ બોલવા લાગ્યાં હતાં. ઉષાની ધુસરજ્યોતિ, ગત રાત્રીના અંધકારથી વ્યાપ્ત પ્રકૃતિની ઉજ્વળ

મૂર્તિને લોકોનાં નેત્રોની સમક્ષ પરિસ્ફૂટ કરતી હતી. સ્નિગ્ધ પ્રભાતવાયુએ આવીને તેના મૃદુ, સ્વેદવાળા લલાટ પ્રદેશને સ્પર્શ કર્યો. લલાટમાં થોડાં થોડાં પરસેવાનાં બિન્દુઓ નીકળતાં હતાં, તે એ સ્નિગ્ધ સમીરના સ્પર્શથી ધીરેધીરે દૂર થવા લાગ્યાં. હરપ્રસાદ તેના અવસન્ન શરીરમાં નવી શક્તિ પામ્યો.

## (૬) મદદ અને મુક્તિ.

રાત–દિવસનો ક્રમ કોઇની રાહ જોતો નથી. પ્રભાત ગયું. ઉજ્વળ મધ્યાહ્ન પણ પોતાનું કર્તવ્ય બજાવીને ત્રીજા પ્રહરને જગતનો ભાર આપી કોઇ અજાણ્યા રાજ્યમાં ચાલ્યો ગયો. ફરી સંધ્યા આવી. પ્રકૃતિને વ્યાપી રહેલો સમુજ્વલ સૂર્ય પ્રકાશ એ દિવસને માટે અસ્તાચલમાં ગયો. ફરીને હરિતવર્ણની પ્રકૃતિ અંધકારમય બની ગઇ. અમાવાસ્યાની તે રાત્રી હતી. તેમાં જનસમાગમ શૂન્ય નિર્જન વનસ્થળી–નરઘાતક દસ્યુઓનું નિવાસસ્થાન, એટલે અંધકારે વધારે ભીષણરૂપ ધારણ કર્યું હતું.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂજાની ગોઠવણમાં ગયો. બીજા પ્રહરે પૂજા હતી. એ લુંટારાઓની પૂજાની ગોઠવણ અંગહીન નહોતી. ભૈરવ સરદારે આખો દિવસ ફરીને તેની સુવ્યવસ્થા કરી હતી. ધુપ, દીપ, નૈવેદ્ય, ગંધ, પુષ્પ અને સિંદુરચંદનનો અભાવ નહોતો. અનેક જવા–કુસુમ એકઠાં કર્યાં હતાં. અસંખ્ય અપરાજિતા પુષ્પ–પાત્ર ઉપર સજ્જિત થઇને નીલજ્યોતિ છવરાય છે. પુષ્પપાત્રમાંના અપરાજિતાથી માતાના શરીરનો રંગ ખીલી નીકળ્યો છે અને કરેણના પુષ્પથી તેના કમલલાંછિત ચરણની રક્તપ્રભા પ્રતિબિંબિત થાય છે.

ખાંડા, ખપ્પર અને વધ કરવાનાં અનેક સાધનો તૈયાર છે. તે દાલાનના મધ્યભાગમાં ગત રાત્રે ભૈરવ હરપ્રસાદની સાથે જ્યાં બેઆને કથોપકથન કરતો હતો, તેજ ઠેકાણે બરાબર સાન્નિધ્યમાં વધનું કાર્ય થવાનું છે. લુંટારાઓ ત્યાં ચારે તરફ ગોઠવાઇને બેસી ગયા છે. જેઓ અગ્રેસર હતા તેઓજ ત્યાં બેઠા હતા. બાકીનાઓ જુદેજુદે સ્થળે ચોકી કરવા નિયુક્ત થયા હતા. માતાની સામે મોટું કાચનું પાત્ર હતું; તેમાં થોડી મદિરા ભરેલી હતી. તેની પાસે એક તામ્ર-કળસ હતો. તેમાં પણ ઘણી મદિરા ભરી હતી. લુંટારાઓની પૂજામાં કેટલોક પ્રકાર શાસ્ત્રસમંત અને કેટલોક પ્રકાર ઇચ્છા સંમત હોય છે. માતાની પૂજા થયા પછી નૈવેદ્યમાં મુકેલી સુરા તેઓ ખૂબ પીએ છે. હરપ્રસાદને એટલા માટેજ તેમણે કહ્યું હતું કે પ્રથમ પૂજા વખતેજ આ સુરા માતાને અર્પણ કરવી.

હરપ્રસાદ એ વાતમાં અસંતુષ્ટ નહોતો. તેણે આ પહેલાં એજ સુરાપાત્રમાં અફીણ નાંખ્યું હતું. એ કામ કરતી વખતે તેના હૃદયમાં કોઇએ ધીમેથી કહ્યું હતું કે-"તારા રક્ષણનો આથી બીજો કોઈ ઉપાય નથી. તેનાથી સઘળા બેભાન રહેશે-કાંઇ મરી જશે નહિ. તારા ને રત્નમયીના જીવનની તેથી રક્ષા થશે!" પાઠકોને સ્મરણમાં હશે કે હરપ્રસાદ યજમાનને ઘેરથી તેની માતાને માટે કેટલુંક અફીણ લઇને આવતો હતો. તેનો એ યજમાન સારી સ્થિતિનો હતો. નવાબના દરબારમાં તે ચાકરી કરતો હતો. હરપ્રસાદ વર્ષમાં બે વખત તેને ઘેર જતો હતો. તેની વૃદ્ધ માતા દરરોજ થોડું થોડું અફીણ ખાતી હતી; તેથી તે યજમાન પાસેથી અફીણ લાવતો હતો. બીજો કોઇ ઉપાય ન જોવાથી હૃદયમાં રહેલ અશ-

રીઈ અને નિર્વાકૂ દેવવાણીની પ્રેરણાથી તેણે એ અર્ધારને ગોળો સુરાપાત્રમાં પ્રથમથી નાંખી દીધો હતો.

સમય લંબાવવાના હેતુથી સર્વવિધ શાસ્ત્રીય અનુષ્ઠાન સહિત તેણે પૂજા કરવાનો આરંભ કર્યો. નૈવેદ્ય અર્પણ થઇ ચૂક્યું—સુરાપાત્રનો ઉત્સર્ગ કરાયો. હરપ્રસાદ આનંદિત ચિતે એ પાત્ર ભૈરવાનંદની પાસે રાખી આવ્યો, ભૈરવાનંદ અને તેના સંગીજનો મદ્ય પીવા લાગ્યા. હરપ્રસાદ પૂજામાં નિયુક્ત ગંભીર સ્વરે મંત્રોચ્ચારણ કરી કેવળ ઉપયુક્ત અવસરની પ્રતીક્ષા કરવા લાગ્યો.

ભૈરવાનંદ તેના એક સંગીજનને કહેવા લાગ્યો—"આ વખતનો મદ્ય ખૂબ સારો છે. તેનો નિશો શરૂ થઇ ચૂક્યો છે." આ વાત હરપ્રસાદના કાન ઉપર ગઇ. તે હજુ એક સુયોગની અપેક્ષા કરવા લાગ્યો. શકિત પૂજાના મંત્રમાં સ્વયં સુરરૂપી બ્રહ્મ વાસ કરે છે. જો સુપંડિત બ્રાહ્મણના મુખમાંથી એ સમસ્ત મંત્ર અને સ્તોત્ર ઉચ્ચારિત હોય તો અતિ પાખંડીના હૃદયમાં પણ એક વખત ઉત્તેજના ઉપસ્થિત થવા પામે. તેનું પ્રમાણ આ લુંટારાનો સરદાર ભૈરવાનંદ ગતરાત્રે હરપ્રસાદના મુખમાંથી નિકળતો મંત્રધ્વનિ સાંભળીનેજ એક વખત ભકિતયુક્ત થઇ ગયો હતો.

હરપ્રસાદનો કંઠસ્વર ઘણો સુમધુર હતો. તેની ઉચ્ચારણ પ્રણાલી પણ અતિ સુંદર હતી. ઝંકારમય કંઠસ્વરના સ્વાભાવિક માધુર્ય અને ગાંભીર્યના મિશ્રણથી મંત્રમાં એક પ્રકારની ઉત્તેજના આવી હતી. એ ઉત્તેજના જાણે આશાવાયુથી ચલિત બનીને અતિ તેજોમયી થઇ હતી. સ્તોત્રની આવૃત્તિનો એ ગંભીર મંત્રનાદ પંચમથી ક્રમે ક્રમે સપ્તમ સુધી ચડ્યો હતો. લુંટારાઓ મંત્રમુગ્ધ બન્યા

હતા. સહુ એક ચિત્તથી તે મંત્રપાઠ સાંભળતા હતા. એ વખતે ભૈરવાનંદ બોલ્યોઃ—"કેમ ? બધા મંત્રમુગ્ધ બની ગયા ? સુરાપાત્ર કોણ આપશે ?"

તત્કાળ એક જણે અગ્રેસર થઇ ફરીને એક પાત્ર ભરી સરદારને આપ્યું તેના સંગીઓએ પણ મદ્ય પીધું. પછી તેઓ બોલ્યાઃ "અમે તો પીધું; પણ તે ચોકી ઉપર છે તેમને માટે ક્યાં ?"

ભૈરવાનંદ બોલ્યો—"જેઓ બહારના ભાગમાં હોય, તેમને બધાને સુરા આપી સૌ સાથે મળીને તેનું પાન કરો."

સરદારનો આદેશ થતાં કોલાહલ કરતા અને ટેલતા ટેલતા તેઓ બહાર ચાલ્યા ગયા. બહારના ભાગમાં એક ન્હાનું આંગણું હતું. તે આંગણામાં તેઓ કુંડાળું વળીને બેઠા. પહેરેગીરો હતા, તેઓ એ ઠેકાણે આવ્યા. મદિરાની લ્હાણી થવા લાગી.

પૂજાના દાલાનની સામેની પરસાળમાં ભૈરવાનંદ એકલો બેઠો હતો. હરપ્રસાદ ગંભીર સ્વરે બોલ્યોઃ—"મારી પૂજા સંપૂર્ણ થઈ છે. બલિ ક્યાં છે ?"

ભૈરવાનંદ એ પ્રશ્નથી ચમકી ઉઠયો. તે નિશાના ઝોંકમાં બલિની વાત એક રીતે ભુલી ગયો હતો. તે વ્યસ્તભાવે બોલ્યોઃ—"હા, હા, બલિ ! એ બલિનો સમય શું થઇ ગયો છે ?"

"ત્યારે શું નથી થયો ? તેને આજ ઉપવાસી રાખેલ છે ને!"

"હા,"

"આજ સવારમાં તેણે સ્નાન કર્યું છે ?"

"હા."

"નવાં શુભવસ્ત્ર અને પુષ્પમાળા વગેરે તેણે પહેરેલ છે ?"

"કોઇ બાબતની ત્રૂટી નથી રાખી પ્રભુ!"

"એમ હોય તો હવે તેને અહીં લાવો. હું તમારી મંગલ કામના માટે, તમારા શત્રુ—નાશ માટે સંકલ્પ કરી પૂજા કરી રહ્યો છું. તમે માતાનું એ ચરણામૃત અને નિર્માલ્ય ગ્રહણ કરો."

ભૈરવ એ મંદિરના સોપાને બેસી અત્યંત ભકિત ભાવથી હરપ્રસાદે આપેલા ચરણામૃતનું પાન કરી ગયો. તેનાં આપેલાં પુષ્પ અને બિલિપત્ર ગ્રહણ કરી માથે ચઢાવ્યાં ને પછી કપડાંને છેડે બાંધ્યાં. તેને જવા માટે ઉદ્યત થએલો જોઈ હરપ્રસાદ બોલ્યો— "ઉભો રહે. આ મદ્ય માતાને પ્રત્યક્ષ ભાવે નિવેદિત કર્યું છે. માતાની મૃતસંજીવની શકિત તેમાં રહી છે. તેનું જરાપણ પાન કરીશ તો તેથી તું હંમેશને માટે વિજેતા થઇશ."

એમ બોલી હરપ્રસાદે એક ન્હાનું માટીનું વાસણ પૂરૂં ભરી ભૈરવને તે અફીણ મિશ્રિત મદ્ય પીવા માટે આપ્યું. ભૈરવ દેવીનો પ્રસાદ ઉદરમાં સ્થાપી ટેલતો ટેલતો બીજે સ્થળ ચાલ્યો ગયો. પછી એક અવગુંઠનવતી રમણીને સાથે લઇ તે પાછો આવ્યો. અને અતિ ગંભિર સ્વરે બોલ્યો:—" ભૂદેવ ! હવે જે તમારૂં કર્તવ્ય હોય તે કરો. મારાથી વધારે વખત રાહ જોવાય તેમ નથી."

હરપ્રસાદના હૃદયમાં પ્રલયના જેવું તોફાન ઉઠયું. તેની ધર્મપત્ની, જગદંબાના બલિરૂપે તેની સામે હાજર હતી. હરપ્રસાદ મનમાં વિચાર કરવા લાગ્યો:—" આ વખતે પ્રત્યુત્પન્નમતિત્વ—સમય સાવધપણું ગુમાવી દેતાં મારે વિપત્તિમાં પડવું પડશે. આ સમયે સાહસ સહિત કામ નહિ કરૂં તો આ લોકોના મનમાં સંદેહ જન્મશે શકિતરૂપા મા કપાલિની ! મારા હૃદયમાં બળ દે. મારી જીહવાનું જડતાથી રક્ષણ કર માતા !"

તત્ક્ષણ આત્મસંવરણ કરી પુરોહિત થએલો હરપ્રસાદ દઢ વરે અવગુંઠનવતી રત્નમયીને ઉદ્દેશીને બોલ્યો:—" તેં આજે સ્નાન કર્યું છે ? "

રત્નમયી અસ્ફૂટ સ્વરે બોલી:—" હા. "

" તું ઉપવાસી છે ? "

" હા. "

" ભગવતી તારી ઉપર અતિ પ્રસન્ન છે. માતા તારા પવિત્ર રૂધીરનું પાન કરવા માટે આતુર છે. તેનું શૂન્ય ખપ્પર આજ તારા શોણિતથી પરિપૂર્ણ થશે. તને દીક્ષા મળી છે ? તને શક્તિના બીજમંત્રનું જ્ઞાન છે ? "

રત્નમયીએ સ્વપ્નવશ મોહમુગ્ધ જીવની માફક અસ્ફૂટસ્વરે કહ્યું. " ના ! "

હરપ્રસાદ ભૈરવાનંદને ઉદ્દેશી બોલ્યો–" તું જરા દૂર ખસીને ઉભો રહે. તારાથી બીજ મંત્ર સાંભળી શકાય નહિ. "

ભૈરવ પગથીયાં ઉતરી આંગણામાં જઈ ઉભો રહ્યો. હરપ્રસાદ રત્નમયીના કાન પાસે મુખ લાવીને બોલ્યો–' કાંઈ ભય નથી તારે. આ સહુ ભયાનક માદક દશામાં છે. તું મારા પ્રશ્નોનો ઉત્તર કેવળ તેનો મર્મ સમજીને 'હા' કે 'ના' માંજ આપજે. પછી જે કાંઇ કરવા જેવું હશે તે હું કરીશ.' એટલું કહી હરપ્રસાદ ઉચ્ચ સ્વરે બોલ્યો—" મંત્ર બરાબર સાંભળ્યો છે ? "

રત્નમયી તે વખતે અવગુંઠન દૂર કરીને બોલી:–" હા. "

" એ મંત્રનો તારે અત્યારે એકસો આઠ વાર જપ કરવો પડશે. ભૂલી નહિ જવાયને ? "

" ના—"

" તારા હાથમાંનું એ રક્ત-વસ્ત્ર પરિધાન કર. જા આ મંદિરના બાજુના ભાગમાં."

રત્નમયી તત્કાલ બોલ્યા ચાલ્યા વિના એ ઠેકાણે જઈ વસ્ત્ર બદલાવી પાછી આવી. તે રક્તાંબર પરિહિતા, ચંપકકાંતિલાંચ્છિતા, સુન્દરી રત્નમયીની રૂપપ્રભા તે વખતે સોગણી ઉજ્વળ થઈ ઉઠી હતી. હરપ્રસાદ નિર્નિમેષ દૃષ્ટિથી એ મૂર્તિને ધારી ધારીને સંપૂર્ણ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું—" માનવ દેહ ધારણ કરીને જ્ઞાત કે અજ્ઞાત દશામાં અનેક પ્રકારનાં પાપ થાય છે. તું આ બીજમંત્રનો જપ કરીશ એટલે તારો દેહ પવિત્ર થશે. શું તું વિવાહિતા બ્રાહ્મણ કન્યા છે ? "

રત્નમયી ઉચ્ચસ્વરે બોલી:—" હા."

" તારો પતિ જીવે છે ? "

આટલા સંકટમાં પણ રત્નમયી એક મૃદુ હાસ્ય કરી બોલી—" હા."

" તું મારી પાસે બેસ." એટલું કહી હરપ્રસાદે સિંદુરના પાત્રમાંથી સિંદુર લઇ. તેના સીમંત પ્રદેશ સેંથામાં પૂર્યું. પુષ્પમાળા વગેરેથી તે રાતા વસ્ત્રને ધારી રહેલી નારી મૂર્તિને વધારે સુશોભિત કરી. તેના કપાળમાં રક્તચંદન ચર્ચ્યું. સામે સિન્દુર ચંદન ચર્ચિત કઠોર ધારવાળું બળિદાન દેવાનું ખડગ હતું. તે ખડગ ઉપાડી ધીરેથી તેના માથાને તેણે સ્પર્શ કરાવ્યો. તે પછી એ બોલ્યો:—" હવે પૃથ્વી ઉપર પડીને જગન્માતાને પ્રણામ કર."

રત્નમયી દેવી પ્રતિમાની સામે જમીન ઉપર ઝુકીને પડી. હરપ્રસાદે કહ્યું—" બોલ:—

नमामि सर्वमांगल्ये शिवे सर्वार्थसाधिके ।
शरण्ये त्र्यंबके गौरी नारायणी नमोस्तुते ॥

રત્નમયી અસ્ફુટસ્વરે એ પ્રમાણે બોલી.

હરપ્રસાદ બોલ્યો:—" સ્વામી સ્ત્રીનો મ્હારુદ્ર છે. ઇષ્ટ દેવતા છે. તું મનમાં ને મનમાં તારા સ્વામીની મૂર્તિને યાદ કર."

રત્નમયીએ તે પ્રમાણે દેખાવ કર્યો. પછી હરપ્રસાદ બોલ્યો:—" બીજમંત્ર જે હમણાં તને મેં બોલી દેખાડ્યો છે, તેની આવૃત્તિ સહિત એકસોને આઠવાર માતાના નામનો જપ કર. અને આ મારી પાછળના આસન ઉપર બેસ."

રત્નમયી, હરપ્રસાદની પાછળના તેણે કહેલા આસન ઉપર જઇને બેઠી. હરપ્રસાદ નિશ્ચિંત મને હોમની વ્યવસ્થા કરવા લાગ્યો. સહસા એ સમયે બહારથી " મારો-મારો, બાંધો-બાંધો " એવો ભીષણ કોલાહલ ઉઠ્યો. સરદાર ભૈરવ એ સાંભળી પડતો-આખડતો તે તરફ જવા લાગ્યો.

હરપ્રસાદે એજ વખતે રત્નમયીને સંબોધન કરીને કહ્યું-" રત્ન ! શું ઘટના છે, તે સમજાતું નથી, છતાં એટલું જણાય છે કે જગન્માતાએ આપણા તરફ દયા દૃષ્ટિ કરી છે." રત્નમયી પણ આવા ભીષણ કોલાહલનું કારણ સમજી શકી નહિ. તે નિર્વાક બની સ્વામીના મોઢા તરફ જોઇ રહી,

હરપ્રસાદ બોલ્યો—" તને અહીં કેટલા દિવસથી કેદ કરી રાખી છે ?"

" ચાર દિવસથી. "

" તારી સાથે કેટલા રક્ષકો હતા ? "

" ચાર. "

" પાલખી ઉપાડનારાઓ કેટલા હતા ? "

" આઠ. "

" રક્ષકોમાંથી કોઇ ન્હાસી જવા પામ્યા હતા ? "

" બરાબર સ્મરણમાં નથી. જે બે જણા પ્રથમ ન્હાસી ગયા હતા; તે આખરે લુંટારાઓને હાથે પકડાઇ ગયા હતા. "

" તારી સાથે કોઇ સ્ત્રી–સેવિકા હતી ? "

" હા. "

" તે ક્યાં છે ? "

" તેની કાંઇ હકીકત હું જાણુતી નથી; છતાં તે આ મકાનના દ્વાર સુધી આવેલી મેં જોઇ છે. "

હરપ્રસાદ પ્રસન્ન મુખે બોલ્યો:—" માતા જગદંબાએ આપણી ઉપર પ્રસન્ન થઇ આ ઘટના ઘડી છે. તું જાણુતી નથી; પણ હું અનુમાનથી કાંઇક જાણી શકું છું. તારી સાથેની તે દાસી કોઇપણ ઉપાયે પલાયન કરીને તારા પિતાને આ માઠા વર્ત્તમાન કહી શકી છે. તારા પિતા ફોજદારની પાસેથી સેનાની સહાયતા લઇને તારો ઉદ્ધાર કરવા માટે તથા આ ભૈરવાનંદને ગિરફતાર કરવા માટે અહિં આવી પહોંચ્યા છે. મને જણાય છે કે તેને લીધે આ સ્થળે અત્યાચારે એક લોહીની ગંગા વહેશે. આ ઉપયુક્ત અવસર છે. ચાલ, આપણે અહીંથી પલાયન કરી જઇએ. અને કોઇ ગુપ્ત સ્થાનનો આશ્રય લઇએ. પછી જેમ યોગ્ય લાગશે તેમ કરીશું. આ

જીર્ણ મકાનને બીજું કોઇ બારણું છે? અને એ બારણાની કુંચી ક્યાં રહે છે, તે તું કાંઇ જાણે છે?"

રત્નમયીએ પ્રથમથીજ તે કુંચી હસ્તગત કરી હતી. તે તેણે તેના સ્વામીને બતાવી. હરપ્રસાદ કાંઇ પણ બોલ્યા વિના સહધર્મિણીને સાથે લઈ ઊતાવળી ગતિથી તે સ્થાન છોડી ચાલ્યો.

## (૭) નવી વ્યવસ્થા.

હરપ્રસાદ રત્નમયીનો હાથ પકડી ત્વરિત ગતિથી એ જીર્ણ મકાનના દ્વાર વાટે બહાર નીકળી જંગલમાં પ્રવિષ્ટ થયો. અતિ કષ્ટે લગભગ થોડો માર્ગ કાપ્યા પછી દુર્ભેદ્ય જંગલમાં આગળ વધવાનું તેને અતિ દુઃખકર જણાવા લાગ્યું. એ જંગલના રસ્તાઓ તે બન્નેને અપરિચિત હતા. રજની બે પ્રહર વીતી ગઇ છે. ચારે તરફ કાજળ જેવો અંધકાર છે. માર્ગ ઓળખવાને માટે કોઇ ઉપાયજ નથી. આગળ વધવાનો માર્ગ બંધ છે અને પાછા જવામાં મોટું સંકટ છે.

પ્રકૃત ઘટના શું બની તે બન્નેમાંથી એકેય જણ જાણી શક્યાં નહિ. રત્નમયીની જીવન-રક્ષા થઇ છે, તે અકાળ મૃત્યુથી ઉદ્ધાર પામી છે; એ વિચારથી હરપ્રસાદ ઘણો પ્રફુલ્લિત છે. જે ભક્તિમાન્ છે તે સોળ આના ભગવાનની કૃપા ઉપર નિર્ભય રહે છે. હરપ્રસાદ શાસ્ત્રજ્ઞ પંડિત, થિર, ધીર અને સુવિવેચક હતો. તે મનમાં ને મનમાં બોલ્યો. "જે કંઇ બન્યું છે, તે એજ ભગવાનની કૃપાથી બન્યું છે. મૃત્યુના મોઢામાંથી રત્નમયી જે ઉદ્ધાર પામી છે. તે એજ ઋષિકેશની અનુકંપાથી ઉદ્ધાર પામી છે. હું પણ ઘટના ચ-

કમાં પડીને એજ પ્રભુની કૃપાથી બચી ગયો છું. **त्वया हृषीकेश हृदिस्थितेन, यथा नियुक्तोस्मि तथा करोमि.**

"હે પ્રભુ! હે જનાર્દન! હે મધુસુદન! તમે મારા ચિત્તને જે કામમાં નિયુક્ત કરશો; તેજ કામ ઉપલક્ષ્ય રૂપે હું કરીશ."

અર્ધકોશ માર્ગ કાપ્યા પછી તે બન્નેને ઘણો શ્રમ જણાયો. આગળ ચાલવાનું બંધ કરી તે અંધકાર વેષ્ટિત જંગલમાં એક મોટા વૃક્ષ નીચે વિશ્રામ માટે તેઓ ઉભાં રહ્યાં. રત્નમયીના વિચાર અવશ્ય વિભિન્ન પથગામી હતા. તે મનમાં ને મનમાં વિચાર કરતી હતી:—"માઠા બનાવમાંથી ઘણીવાર જે સારૂં પરીણામ બને છે તે મારી આ ઘટનાથી સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે. હું સ્વામીની પરિત્યક્તા છું. અનુતપ્તચિત્તે હું એ પતિ દેવતાનો આશ્રય ગ્રહણ કરવા જતી હતી. સાંભળ્યું છે કે મારાં સાસુજીની આજ્ઞાથીજ સ્વામીએ મારો ત્યાગ કર્યો છે, એકાકિની અયાચિત રીતે સાસુજીને ઘેર જવાથી કેવા પ્રકારનો આદર પામત, તે તો બરાબર કહી શકતી નથી; કિન્તુ સ્વામી જ્યારે મને સાથે લઇને જાય છે; ત્યારે એ વિષયમાં આશંકાનું કાંઇ પ્રયોજન નથી, વિધિચક્ર ઘણુંજ અદ્ભુત છે ગમે તેમ કરીને એ વિધાતા અનનુભૂત, અપ્રત્યાશિત ઘટના ચક્રનો યોગાયોગ કરે છે, તેને જાણવાની અજ્ઞાન માણસોમાં કાંઇ શક્તિ નથી. સ્વામી જે સંપૂર્ણ રૂપે મારા પ્રતિ સ્નેહહીન થયા નથી; તેનું પ્રત્યક્ષ પ્રમાણ તેમનો કાર્યકલાપ છે. કેમકે પોતાનું જીવન વિપન્ન કરીને તેમણે મારા આ ક્ષુદ્ર જીવનની રક્ષા કરી છે. એ અપ્રત્યાશિત અસંભવ ઘટના ચક્રમાં નાંખીને, ફરીથી અમારાને તે

પ્રાશ ઉપર ભાગ્યચક્રને સુપથે લાવી મૂક્યું છે; તે નથી સમજાતું કે કેટલો કરુણામય છે!"

પ્રકૃતિમાં ગાઢ અંધકાર હતો. ને વિશાળ જંગલના ચંદ્રાતપ સ્વરૂપ અનંત નીલિમા મંડળને અલંકૃત કરીને અસંખ્ય તારા ચળકતા હતા. કોટી કોટી તારાઓના જ્યોતિર્મય શરીરમાંથી નીકળી રહેલાં સ્નિગ્ધ કિરણોથી વનપથનો સંતાપમય ભીષણ ભાવ જાણે અનેક રીતે ચાલ્યો જતો હતો. શ્યામળપલ્લવ મંડિત દ્રુમરાજિની શાખા–પ્રશાખા ઉપર હીરક શ્રેણી જેવા અસંખ્ય ખદ્યોત ચળકતા હતા, મધરાતને વખતે આ નૈશ્યપ્રકૃતિ જાણે કાઈ એક અપૂર્વ પવિત્ર વિરાટ ગાંભીર્યથી પરિપુર્ણ થઇ રહી હતી.

બન્ને જણાં ઘણી વાર સુધી નિસ્તબ્ધ ભાવે તે વૃક્ષ નીચે ઉભાં રહ્યાં; કારણ કે તે વખતે બન્ને વિચારના વમળમાં પડી ગયાં હતાં. કેટલીક વાર પછી હરપ્રસાદ મૌનભંગ કરી બોલ્યોઃ-" રત્નમયી! હવે ઉપાય શું?"

"શેનો ઉપાય પ્રભુ?"

"રાત્રીનો શેષ પ્રહર પુરો થવા આવ્યો છે. હવે થોડો વખત આજ ઠેકાણે રાહ જોવાથી પ્રભાત થશે. ઉષાના પ્રકાશમાં તે વખતે આ વનના માર્ગ સારી રીતે જોવાશે; પણ તે પછી શું ઉપાય કરવો?"

'આપના આ પ્રશ્નનું રહસ્ય હું સમજી શક્તી નથી.'

'તે રહસ્ય સમજવાથી તને દુઃખ થશે.'

'શું?'

'મારી માતાએ તારો ત્યાગ કર્યો છે.'

"એક દિવસ યૌવનના પ્રથમ વિકાસમાં સમજણ વિના જે અપરાધ મેં કર્યો હતો. તેની આટલા અનુતાપથી પણ શું ક્ષમા નથી? તમે મારા ભગવાન, મારા ઇષ્ટદેવ છો. હું ભગવાનને જાણતી નથી. તમને જાણું છું. ભગવાનને કદી જોયા નથી; તમને નિત્ય જોઉં છું. એટલા માટે હું હાથ જોડીને તમારી પાસે પ્રાર્થના કરૂંછું."

"હું માફી આપું; પણ મારી માતાએ કઠોર પ્રતિજ્ઞા લીધી છે કે અમારા મકાનમાં તારા આવવાથી તે અન્નજળનો ત્યાગ કરશે."

"એટલો ગુસ્સો છે એમને? હું તેમના પુત્રની વહુ છું. તે માતાસ્વરૂપ છે. તેમના પગમાં પડીને હું ક્ષમા માગીશ. અશ્રુજળથી એમના ચરણ ધોઇશ. શું તેથી પણ તેમને દયા નહિ આવે?"

"પણ તે સિવાય એક બીજી અડચણ છે, રત્નમયી!"

"શી અડચણ?"

"માતાની આજ્ઞાથી મેં દ્વિતીયવાર દારપરિગ્રહણ કર્યું છે."

"તેથી હું તિલમાત્ર દુઃખિત નથી. તમે માતૃભક્ત સંતાન છો. માતાની આજ્ઞાનું પાલન કરવામાં મહાપુણ્ય છે. અને તેનું ઉલ્લંઘન કરવામાં મહાપાપ છે, હું શુદ્ર છું. મારા જેવી તમને ઘણીએ મળશે. તમે કુળવાનના પુત્ર છો, તમે એકને બદલે દશ વિવાહ કરી શકો. નારાયણવાણી અને કમળા બંને રાખી રહ્યાં છે. ભવાનીપતિ ઉમા અને સુરધુનીને ધારણ કરી રહ્યા છે. એજ પ્રમાણે અમે બંને તમારા ચરણની સેવા કેમ ન કરી શકીએ?

રત્નમયીની એ યુક્તિપૂર્ણ વાતોએ હરપ્રસાદ જેવા શાસ્ત્રજ્ઞ પંડિતને હરાવી દીધો. હરપ્રસાદ એક દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો-

"રત્નમયી ! મેં માતાની આજ્ઞાથી તારો ત્યાગ કર્યો :છે; કિન્તુ મારા ચિત્તક્ષેત્રમાંથી તારો હજુ ત્યાગ થવા પામ્યો નથી. તું જો એક કામ કરી શકે તો ઉપસ્થિત થએલી બધી બાબતની રક્ષા થાય."

"કયું કામ ?"

"અત્યારે હું તને મારા પિતાની ભગિનીને ઘેર જઇને રાખ-વાની ગોઠવણ કરીશ."

"લોકો શું બોલશે ?"

"લોકનિંદા કરતાં હું મારી માતાના ગુસ્સાનો વધારે ભય રાખું છું.

"પણ તમને જોયા વિના હું તે ઠેકાણે રહી શકીશ નહિ; આ દીર્ઘકાળનો વિરહ સહન કર્યો છે, હવે વધારે સહન નહિ થઇ શકે સ્વામિન્ ! જોયા ન હોત તો કાંઈ નહિ; પણ—"

"વચ્ચે વચ્ચે તારી પાસે હું આવી જઇશ."

"એ વાત મારે અસ્વીકૃત નથી; કિન્તુ તમે નારાયણ અને અગ્નિની સાક્ષીએ મારી સાથે વિવાહ કર્યા છે. તમે સ્વમુખે સહસ્ત્ર-વાર બોલ્યા છો કે હું તમારી ધર્મપત્ની છું. સંભવ છે કે હું તમારી નજરે અપરાધિની ગણાઉં. સ્વીકાર કરૂં છું કે એક સમયે કડવાં વચનોથી તમારા હૃદયને દુઃખ ઉપજાવી મેં મહાપાપ કર્યું છે; કિંતુ હું તમારા સિવાય બીજા કોઇને જાણતી નથી. મારો મિથ્યા અહં-કાર નાશ પામી ગયો છે. તમે મને માફ કરો અને જો ક્ષમા નહિ કરો તો પણ શું હું મારા પત્નીત્વનો દાવો છોડી દઇશ ?"

હરપ્રસાદ રત્નમયીની એ ઉક્તિના મૂળમાં એક પ્રબળ યુક્તિ જોઈ શક્યો. તેણે ન્યાયશાસ્ત્ર વાંચ્યું હતું. તરતજ ન્યાયના સૂક્ષ્મ

વિચારે જોયું. રત્નમયી જે કહે છે, તે બરાબર છે. શાસ્ત્રમતે રત્નમયીએ તેનો કે તેની માતાનો કોઇ એવો અપરાધ કર્યો નહોતો કે આવા પ્રકારની કઠોર શિક્ષા તે પામ્યા કરે. જો એમ હોય તો સ્મૃતિ મિથ્યા થાય—શાસ્ત્ર મિથ્યા થાય.

પૂર્વની ઘટના કેવી હતી, તે એક વાર ખુલાસાથી નહિ કહીએ તો પાઠક પાઠિકા સમજશે નહિ. માટે શાથી એ વાત બની ? હરપ્રસાદની માતા શાથી તેની પુત્રવધુ ઉપર એટલી ગુસ્સે થઈ ? તે બાબતનો ઉલ્લેખ કરીએ.

વાચકોએ સ્મરણમાં રાખવું કે આપણે બસો વર્ષ પહેલાંના બંગાળાની અને બંગાળીઓની કથા કહીએ છીએ, આપણી વાર્તાનો નાયક હરપ્રસાદ ભિક્ષાવૃત્તિ કરનારો લોભી બ્રાહ્મણ નહોતો પણ પંડિત બ્રાહ્મણ હતો. તે માતૃભક્ત સંતાન હતો. તેને ઉતરીગએલે મોઢે પાછો આવેલો જોઇ માતાએ પૂછ્યું—"કેમ પરત ચાલ્યો આવ્યો પ્રસાદ ? કેમ વહુને સાથે ન લેતો આવ્યો ?"

હરપ્રસાદને જીવનમાં કદી પણ ખોટું બોલવાનો અભ્યાસ નહોતો. માતાની સામે એ ખોટું બોલીને શું કરે ? તે પતિપત્નિની વચ્ચે જે કાંઇ બન્યું હતું તે વિસ્તારથી માતાને કહી સંભળાવ્યું.

હરપ્રસાદનો પિતા ઘણો તેજસ્વી બ્રાહ્મણ હતો. તેનું નામ રમાપ્રસાદ સ્માર્ત ચુડામણી. તે જેવો તેજસ્વી હતો, તેવીજ તેની પત્ની તેજસ્વિની હતી.

હરપ્રસાદની માતા તેની પુત્રવધુના આવા આચરણની વાત સાંભળીને બોલી—"ઠીક. એ ત્યાંજ રહે. તેનું કેટલું બળ છે તે જોઉં છું. પૈસાદારની છોકરી થઈ એટલે અભિમાનમાં કાંઈ દેખી

શકતી નથી! મારા પુત્રનું અપમાન! હરપ્રસાદ હું તારી મા છું. અનેક કષ્ટો વેઠીને તને ઉછેર્યો છે. મારો આદેશ છે કે તું કમલલોચનરાયની કન્યાનું નામ તારા મોઢે લાવીશ નહિ. જો તે મારે ઘેર આવશે, તો હું અન્નજળનો ત્યાગ કરીશ. હું હવે તારો બીજો વિવાહ કરીશ. મનમાં ધાર કે કમલલોચનની કન્યા મરી ગઈ છે।"

જેવું કહ્યું હતું તેવુંજ કર્યું. સ્માર્તચુડામણીની પત્નીએ સહજમાં એ ક્રોધ ત્યાગ્યો નહિ. તેણે એક પાડોસી સાધારણ માણસની કન્યાનું નક્કી કરી તેની સાથે પુત્રનાં બીજીવારનાં લગ્ન કર્યાં આટલે સુધી પહેલાની વાત છે. આજ એ વાતને ૭ વર્ષ વીતી ગયા પછી હરપ્રસાદની સાથે આકસ્મિક રીતે રત્નમયીનું મિલન થએલું છે.

## (૮) ઘેર,

પાંદડાઓથી છવરાએલા, અંધકારસમાચ્છન્ન વૃક્ષ નીચે ઉભો રહી હરપ્રસાદ ફરીને ગંભીરસ્વરે બોલ્યો:—"રત્નમયી!"

"કેમ પ્રભુ!"

કેવી મધુરવાણી! હરપ્રસાદનું કોમળ અંતઃકરણ એ ભક્તિસ્નેહથી સ્નિગ્ધ સંબોધને ફરીને મમતાની વિમળધારાથી ઉલ્લસિત થઇ આવ્યું. એ પૂર્ણ યૌવનથી બન્ને કિનારા વચ્ચે શોભતી ગંગા જેવા રત્નમયીના રૂપે તેના હૃદયમાં કાંઇક ચાંચલ્ય ઉત્પન્ન કર્યું. તેના સમુજ્વળ રૂપના મોહને તે અટકાવી શક્યો નહિ. જે રત્નમયીનો તેણે અત્યંત કષ્ટથી, કુશળતાપૂર્વક ઉદ્ધાર કર્યો, આવી પહોંચેલા મૃત્યુથી બચાવી, જેમાં તેણે આત્મસમર્પણ કર્યું; તેનો તે લાંબા સમયને માટે ત્યાગ કરે એ રીત ક્યાંની? એ સાંઘાતિક વાતને વિચારતાં તેના હૃદયમાં વૃશ્ચિકદંશનની તીવ્ર વેદના થવા લાગી.

તમને દુઃખ–કષ્ટ, શોક, તાપ, આનંદ–ઉલ્લાસ ગમે તે થાય; કિન્તુ સમય તમારા માટે રાહ જોતો નથી. આ નિયમાનુસાર વિયોગીના દિવસો પણ વ્યતીત થાય છે. નાયકની હૃદયસંબદ્ધા, પ્રેમાલિંગનથી મુગ્ધચિત્તા, મિલનમદિરાના મદથી મદાન્વિતા નાયિકાની સુખમયી રાત્રીનું પણ પ્રભાત થાય છે. રોગીના દિવસો પણ વ્યતિત થાય છે. ભોગીના દિવસો પણ વ્યતીત થાય છે. આ પ્રમાણે હરપ્રસાદ અને રત્નમયીના હૃદયમાં એક પછી એક ભીષણ ઝંઝાવાત ઉડતા હતા. એ સમય પણ ચાલ્યો ગયો. તે ભયંકર અંધારી રાત્રિના અંત સાથે ગગનપાત્ર ઉપર ..નો પ્રકાશ થઇ રહ્યો. અંધકારમય પ્રકૃતિની કૃષ્ણવસ્ત્રથી શોભા ..નો વિલય થયો અને ઉષાના પ્રકાશથી રંજિત સમુજ્વળ પ્રંતકાંત લોકલોચનની સંમુખ શોભી રહી.

આ વખતે બાલાર્કનાં કિરણોથી ઉજ્વળ ઉષાના સુપવિત્ર પ્રકાશમાં હરપ્રસાદે રત્નમયીના સુંદર મુખ તરફ ફરીને જોયું. રત્નમયી રડતી હતી. હરપ્રસાદનું હૃદય વિંધાયું. તેનાથી વધારે સહી શકાયું નહિ. એનાં હૃત્પિંડને દબાવીને કોઈ ભીષણ શક્તિ તેને આવેગે પીડવા લાગી. તે બોલ્યો:–"રત્ન! હવે શું કર્તવ્ય છે!"

"કર્તવ્ય તમારી પાસે! મને સાથે લઇ જાઓ."

"ના, તે નહિ થાય. તને હું મારી ફોઇને ઘેર રાખી જઇશ. તે પછી કોઈ યોગ્ય સમય જણાશે, એ વખતે તને મારે ઘેર લઇ જઇશ......"

"જો આ રીતે તમારા મનમાં મને નિગૃહિત કરવાનું હતું; તો શા માટે ઉદ્ધાર કર્યો? આસન્નમૃત્યુના મુખમાંથી શા માટે

બચાવી ? માતા કપાલિની મારા હૃદયનું શોણિત પીવાને ખપ્પર લઇને બેઠી હતી; તમે તેની શોણિતતૃષ્ણા નિવારવામાં શા માટે અડચણ ઉત્પન્ન કરી ? માતાના તે હસ્તગત ખડગની મદદથી મારી જ હત્યા શા માટે ન કરી નાંખી ? સ્વામિન્ ! દેવતા ! હવે મને મારૂં ભાન આવ્યું છે. મારા ઇષ્ટનું મને ભાન થયું છે. પૃથ્વીની અતુલ સુખસંપદ મળે તો પણ હું મારા ઇષ્ટનો ત્યાગ કરીશ નહિ. મેં હવે સ્વામીને જાણ્યા છે. પતિસેવાના મર્મનું મને ભાન થયું છે. જીવનનું પ્રકૃત કર્તવ્ય શું છે, તે હું સમજી છું. હું તમને છોડી શકીશ નહિ. હાથ આવેલો હીરો ગુમાવીશ નહિ. તમે જેને વિવાહ કરી લાવ્યા છો, તેને તમે તમારૂં હૃદય સોંપી દો, સ્વર્ણાલંકાર મંડિતા કરો. સોહાગની રાજરાણી બનાવી રાખો. હું તેથી કાંઇપણ ખેદ કરીશ નહિ. જરા પણ અડચણ નાખીશ નહિ. મારી ઇચ્છાથી આનંદપૂર્વક તેની દાસી બની રહીશ; છતાં તમારો ત્યાગ નહિ કરી શકું. ઉષાના પ્રકાશથી રંજિત આકાશથી પર શ્રી નારાયણ બેઠા છે. આ અભ્ર ઉપર તેમનું અખંડ ઉજળું વૈકુંઠ છે. તેઓ મારા મનની વાત જાણે છે. પ્રભુની સાક્ષીએ હું સ્વામીને ત્યાગીશ નહિ. અને મારો ત્યાગ કરશો તો તેનું તમને પાતક લાગશે. હું અહંકારિણી છું, અજ્ઞાન છું, કટુભાષિણી છું, અથવા ગમે તેવી છું; પણ હું અભિમાનથી કહું છું કે સતીત્વના ગૌરવવડે મારૂં અંતઃકરણ ઉજ્વળ છે. મને છોડી દેશો નહિ." તે સ્વામીને પગે પડીને રડતી રડતી બોલવા લાગી—"મહિયરમાં મારા માટે સ્થાન નથી. હું અભિમાન અને સ્વેચ્છાથી તે સ્થળને છોડીને આવી છું. જો મને તમારા ચરણમાં શરણ નહિ આપો તો આ પૃથ્વીપર મારે સ્થીર

થવાનું સ્થાન નથી. મને ઉગારો. વધારે દુઃખ ન આપો—તિરસ્કાર ન કરો. હું તમારી ધર્મપત્ની છું."

હરપ્રસાદ કાંઈ બોલતો નહોતો; પણ તેનાથી રહેવાયું નહિ. તેની આંખમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તે રત્નમયીનો હાથ ઝાલી બોલ્યોઃ—"ભવિતવ્યતાના વહનને બીજું કોઈ અટકાવી શકતું નથી. રત્નમયી ! તારે લીધે માતાના ક્રોધાગ્નિમાં પડવું પડે, માતાના દ્રોહી બનવું પડે તો તે કબુલ છે. હું તારો આ જીવનમાં કદી ત્યાગ નહિ કરૂં મારી સાથે ચાલ.

માર્ગે ચાલવામાં હવે કાંઈ હરકત થાય તેવું નહોતું. પ્રભાતનો પ્રકાશ ઉજ્વળ થવાથી વન ભૂમિના માર્ગો સ્પષ્ટ દેખાતા હતા. હરપ્રસાદ જંગલ પાર કરીને એક નાના ગામમાં દાખલ થયો. ત્યાં લોકોને પૂછતાં માલમ પડયું કે એ ગામથી તેનું ગામ બે કોસ દૂર છે. એ રસ્તાવાટે તેણે કદી પણ ગામમાં પ્રવેશ કર્યો નહોતો. ઘણી મહેનતને અંતે તેણે એક શિબિકા મેળવી. તિરસ્કૃતા. જમીનદાર કન્યા રત્નમયી આનંદથી તેમાં બેઠી અને શ્વસુરવાસ તરફ ચાલી. કિસ્મત તેના તે માર્ગમાં બીજું કાંઇ વિઘ્ન લાવી શકયું નહિ. હરપ્રસાદ તે ડોળીની સાથે દ્વિપાદની પેઠે ચાલતો હતો. ગતરાત્રીની સમસ્ત ઘટના જાણે તેના ચિત્તક્ષેત્રમાં ભીષણ સ્વપ્નવત્ પ્રતીયમાન થતી હતી.

દૈવસૃજિત અદ્‌ભુત ઘટ્‌નાના ચક્રને આધિન થઇ હરપ્રસાદ પત્નીને લઈ ઘેર પહોંચ્યો, ત્યારે નવ કે દશ વાગ્યાનો સમય થયો હતો.

હરપ્રસાદની માતા કેટલાક દિવસથી પુત્રના કાંઇ ખબર ન

મળવાથી વધારે ચિંતાતુર હતી. એ વખતે દેશમાં ટપાલનો કાંઇ બંદોબસ્ત ન હતો માણસો દ્વારા સમાચારનું આદાન-પ્રદાન ચાલતું હતું.

હરપ્રસાદની નવવિવાહિતા દ્વિતીય પત્નીનું નામ પ્રભાવતી હતું. તે સુન્દર હતી. કિન્તુ રત્નમયીના જેવી સૌંદર્યવતી નહોતી, પ્રભાવતી સાધારણ ગૃહસ્થની કન્યા હતી. રત્નમયી સુખમાં ઉછરી હતી. પ્રભાવતી ગરીબ સંસારની છાયામાં મોટી થઇ હતી. રત્નમયી જમીનદારની કન્યા હતી; કિન્તુ તેથી શું થયું ? ભગવાને પ્રભાવતી ના હૃદયમાં કેટલાંક સદ્‌ગુણોનો સમાવેશ કરી દીધો હતો; તે સુન્દરી શ્રેષ્ઠા રત્નમયીમાં નહોતો.

પ્રભાના ગુણનું વર્ણન થોડું કરીએ. તે વહેલી પ્રત્યુષમાં શય્યાનો ત્યાગ કરી ઉઠતી. ઘરમાં એક ખેડુત અને એક દાસી હતી દાસી ઘરમાં દ્વાર સાફ રાખતી, વાસણ માંજતી, ગાયો વગેરે ઢોરોનું કામ કરતી. અને પ્રભા દરેક કામમાં તેને સહાયતા કરતી. દાસી તેને કામ કરવા ના કહેતી; છતાં પ્રભા માનતી નહિ. સાસુ તેને માટે ખટપટ કરે; છતાં તે કાન ઉપર હાથ દેતી નહિ. તે વિચારતી કે પોતેજ ગૃહની ગૃહિણી છે. તે સઘળું કામ તેને નિત્ય કર્તવ્ય હતું. હાલ વખત સારો હોવાથી ચાકર રાખવાની શક્તિ છે પણ દશાનીવાત કરી શકાય તેની નથી જો કદી ખરાબ પડતી સ્થિતિ આવે અથવા આ જુની બાઇ ચાલી જાય, તો ઘરનું કામ કોણ કરે ?

હરપ્રસાદના ગૃહ દેવતા શ્રીધરની નીત્યસેવા માટે કાંઇક ખેતર પાધરનો બંદોબસ્ત હતો. સારા પવિત્ર દિવસોએ દશ બાર

બ્રાહ્મણોને જમાડવામાં આવતા હતા. ઠાકુર મંદિરનું કામ પ્રભા પોતાના હાથેજ કરતી હતી. સાસુ તેથી બહુ સંતુષ્ટ થતી કારણ કે દેવનું કામ બીજાના હાથથી કરાવવાનો રિવાજ ન હોતો, અને કરાવે તો મનને પસંદ પડે તેવું પવિત્ર થતું નહોતું.

પ્રભાની ઉમ્મર સોળ વર્ષની હતી. એટલે કિશોર યૌવનના સુખમય સંધિસ્થળમાં તે પરમ સૌન્દર્યવતી હતી. તેનું ઉજ્જવલું શ્યામ વર્ણનું શરીર જાણે પ્રસ્ફુટિત સુગંધ ભર્યા વાસંતી કુસુમ જેવું હતું કે વિધાતાએ એક વિશેષ ધ્યાન આપીને તે સુડોળ, સુમાર્જિત, અપૂર્વ, કાંતિમય શરીર બનાવ્યું છે.

હરપ્રસાદ પ્રભાને સારી રીતે રાખતો હતો. તેનો એ સ્નેહ પ્રભાના રૂપના આકર્ષણને લીધે નહોતો, ગુણને લીધે હતો. સ્વામીની સેવા કરવામાં તે બહુ નિપૂણ હતી. સ્વામીના મુખને રુચે તેવા ખાદ્યાદિ પદાર્થો બનાવવામાં તે સિદ્ધ હસ્તા હતી. શરમથી સંકોચાતી લજ્જાવતી-રજનમણીની લતા જેવી, મેઘથી છવાએલા ચંદ્રમા જેવી, તે અર્ધા ઘુમટામાં મુખ છુપાવીને ચારે તરફ ઘુમતી-ફરતી અને તે જોઇને હરપ્રસાદ ઘણો સંતોષ પામતો હતો.

હરપ્રસાદનું વાસભવન બે માળનું હતું. તેનો પિતા અવસ્થાપન્ન બ્રાહ્મણ પંડિત હતો. ઉપર ત્રણ મોટા શયનખંડ અને ઠાકુરજીની ઓરડી હતી. નીચે ત્રણ ઓરડામાં એક ભંડારગૃહ, બીજો જમવા બેસવાનો ઓરડો અને ત્રીજો ખાલી હતો. રસોડું સ્વતંત્ર માટીનું બનાવેલું હતું. એક તરફ ગાયોને બાંધવાનું સ્થાન હતું અને બહાર એક તરફ ચંડીમંડપ હતો.

પ્રભાવતી સ્નાન કરી દેવસેવાના કામમાં લાગતી અને પછી પાકશાળામાં પ્રવેશ કરતી. પ્રથમ ઠાકુરજી માટે રસોઇ બનાવતી; અને તે દેવપ્રસાદને જમતી વખતે એ ઉપયોગમાં લેતી. દેવનું નૈવેદ્ય તૈયાર કર્યા પછી એ બીજી રસોઇ બનાવતી અને સ્વામીને જમવા આપતી. સ્વામી જમી રહ્યા પછી ચાકર, ખેડુત, દાસી વગેરેને પરિતોષરૂપે ભોજન કરાવી પોતે જમતી અને એ રીતે પાકશાળાના કામથી પરવારી કપડાં બદલાવી સાસુની સેવામાં ધ્યાન આપતી.

એ વખતે ધાન્યનાં ખેતરોથી શ્યામ, ફળ-જળથી પૂર્ણ સુવર્ણની આ બંગાળભૂમિ હાલના જેટલી ગરીબ શ્રીહીન થયેલી નહોતી. નવાબ શાયસ્તખાંનું શાસન હતું. ચોખા બહુ સોંઘા હતા. ચોખા સોંઘા હોય તો સઘળું ધાન્ય સોંઘું હોય. પ્રત્યેક બંગાળીને ઘેર ઘી-દૂધની છૂટ હતી. દરેકને ત્યાં ગૌશાળામાં બે ચાર ગાયો રહેતી. સાધારણ ગૃહસ્થના ઘરમાં પણ ચાર પાંચ શેર દૂધ રહ્યા કરતું. તેમાંથી દહીં, માખણ, ઘી વગેરે બનતું. તાજા દૂધ અને ઘીને લીધેજ તે વખતે બંગાળીઓ કાંતિ-લાવણ્યમય દેહ લઇને વિચરણ કરતા. તે વખતે વિલાસ નહોતા. ફેશન નહોતી અને વિવિધ નામવાળા સુવર્ણનાં આભૂષણોનો ચકચકાટ નહોતો. સહૃદયતા, આત્મિયતા, કુટુંબવત્સલતા, પરોપકારપરાયણતા, સરળતા, સાધુતા, દેવ બ્રાહ્મણને વિષે ભક્તિ અને ધર્મમાં અનુરાગ વગેરે હતાં. હાય, માતા ! બંગભૂમી ! એ વખતની તારી તે ગૌરવની બાબતો છોડીને ક્યા પાપે તું આજ આ કંગાલ દશાએ આવી પહોંચી છે ?

સંધ્યાકાળે ગૃહિણી આંગણામાં બેસીને માળા ફેરવતી હતી. થોડે દૂર નવી વહુ પ્રભાવતી બેઠી હતી. ગૃહિણી માળામાં મન

રાખી શકતી નહોતી. દીર્ઘકાળથી પુત્રદર્શનના અભાવને લીધે તેનું ચિત્ત વ્યગ્ર થઇ રહ્યું હતું. ઘણીવારે તે બોલી:-" વહુ! સંતાનની માતા થવામાં જેટલું સુખ છે તેટલું દુ:ખ પણ છે. મારે કાંઇ પાંચ દશ નથી. આ એકજ માત્ર અંધકારમય ગૃહમાં પ્રદીપ છે. લગભગ એક મહીનો થયો. મારા પુત્રના કાંઇજ સમાચાર નથી!"

અસ્ફુટ સ્વરે પ્રભાવતી બોલી:—" માતા ઇશ્વરજ આપણો બેલી છે. આજે નારાયણને નૈવેદ્ય ધરાવ્યું છે. કાંઇ ભય નથી!"

એકાએક એ વખતે ઘરમાં પ્રવેશ કરી હરપ્રસાદે મધુર અવાજે કહ્યું–', માતા!"

આ સ્નેહભર્યું સંબોધન પ્રભાવતીએ ઘણા દિવસથી સાંભળ્યું નહોતું. માળા મસ્તકે ચઢાવી [illegible] તે ઉભી થઇ. પુત્રને જોતાં જપ-તપ ભૂલી જવાયાં. [illegible] ઉપાલંભ આપતાં તે બોલી " ભાઈ તારી બુદ્ધિ કેવા પ્રકારની છે? આટલા બધા દિવસ રહેવાય?"

માતાના ચરણમાં નમીને હરપ્રસાદ બોલ્યો- " એક અણધારી આફતમાં પડી જવાથી આટલો વિલંબ થયો છે. એ આફતની વાત ઘણી બીહામણી છે! ભગવાને આ વખતે મારું રક્ષણ કર્યું છે, હું તમને પછી એ સઘળી હકીકત કહીશ. તમારા માટે હું એક વસ્તુ લાવ્યો છું માતા!"

" કઇ વસ્તુ?"

" તમારી પુરાતન દાસી!"

રત્નમયી ઘરના દ્વાર પાછળ ઉભી હતી. હરપ્રસાદે તેને એ ઠેકાણે રહેવાનું કહ્યું હતું. હરપ્રસાદની વાત સાંભળી રત્નમયીએ અત-

શુંઠિતમુખે, ભય-સંકોચપૂર્ણ મુખે, ભય-સંકોચપૂર્ણ હૃદયે સાસુ
ચરણુની રજ માથે ચડાવી તેને નમન કર્યું.

મોઢા ઉપરનો ઘુમટો એ સમયે અર્ધો ખુલ્લો થઇ ગયો હતો
ગૃહિણીએ તેની તરફ દષ્ટિ કરી; પણ કાંઇ બોલી નહિ. તે ઉ
સ્વભાવની હતી. શ્રીમંતની છોકરી આ રત્નમયીએ પોતાના પુત્ર
અપમાન કર્યું છે; એ બીના તેના હૃદયમાં નવા ભાવથી જાગૃ
થઇ. તેણે મોટીવહુને 'ચિરાયુષ્મતી થા' એવા આશીર્વાદ આપ્યો
પણ પુત્રને ક્રોધપૂર્વક કહ્યું-" આ કમલલોચનરાયની કન્યા કે ? એ
આપણે ઘેર પુનઃ શામાટે લાવ્યો પ્રસાદ ?"

" તમારી સેવા કરશે માતા !"

" મારી સેવા માટે સેવકોની ઉણપ નથી. હું એનું મોઢું જો
ઇચ્છતી નથી. એક દિવસ પુત્રવધુ કરીને હું તેને ઘરમાં લાવી હત
માટે તે ખુશીથી અહીં રહે; પણ તેનાથી હું ઘર ચલાવીશ ની
જે મારા પુત્રનું અપમાન કરે તેનું આ ઘરમાં સ્થાન રહેજ નહિ !

હરપ્રસાદ કાંઇ બોલ્યો નહિ. તે ત્યાંથી ચાલ્યો ગયો. ગૃહિ
ફરીને માળા લઇ જપવા બેઠી. તેણે રત્નમયીને હાથની આંગળી
ઇશારાથી આજ્ઞા કરી કે 'રસોડામાં જા' પણ તે ત્યાંથી ગઇ ની
અશ્રુપૂર્ણ નેત્રે સાસુના ચરણ પકડી બોલી-" માતા ! પુત્રી અ
ગાધિની હોય તો શું માતા તેને ક્ષમા ન કરે ? એક દિવસ અજ્ઞ
નતાથી મેં જે પાપ કર્યું હતું. તેનું પ્રાયશ્ચિત આટલા બધા દિવ
કર્યું છે; તોપણ શું મને માફી નહિ મળે ? માતા ! અત્યારે
ભીખારણ થઇને દાસી તરીકે તમારે બારણે આવી છું. મારો ગ
ચાલ્યો ગયો છે. હવે ત્યાગ ન કરશો માતા !"

રત્નમયીના મોઢા ઉપરનું આવરણ એ વખતે એકાએક દૂર થઇ ગયું ગૃહિણીએ જોયું તો પરિત્યાગ કરેલી વહુનું રૂપ રાજરાણીના જેવું દેખાયું. માળામાંથી તેનું ચિત્ત ઉખટી રત્નમયીના મુખ તરફ ગયું. આંખમાં આંસુ જોઇ તેનામાં કાંઇક દયા ઉદ્‌ભવી.

પ્રભાવતી બારણા પાસે ઉભી રહીને રત્નમયીની અપૂર્વ કાંતિ જોઇ રહી હતી. તે મનમાં ને મનમાં બોલી:—" સપત્ની—શોક રૂપવતી જણાય છે ! "

રત્નમયીના અપૂર્વ સૌન્દર્યથી તેમજ તેની આંખમાં આંસુ જોવાથી ગૃહિણીનું હૃદય કાંઇક પીગળ્યું હતું; એટલે તેણે પ્રભાને બોલાવી કહ્યું—" નવી વહુ ! આને ઉપર લઇ જા. એના સંબંધમાં હું પાછળથી વિચાર કરીશ. અત્યારે મને ઘડીવાર ઇશ્વરનું નામ—સ્મરણ કરવા દે. "

હરપ્રસાદે એ સઘળું જાણ્યા પછી એક દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું—" હરિ, હરિ, બચી ગયા ! "

રત્નમયીનો હાથ પકડી પ્રભા, તેને ઉપર લઇ ગઈ. જાણે મમતાએ સ્નેહનો હાથ પકડ્યો હોય એમ લાગતું હતું. ઉજ્વળ દીપશિખા પાસે જાણે તેજોમય વિદ્યુત ચમકતી હોય એમ જણાતું હતું.

## (૯) પ્રભાનું પ્રભુત્વ.

રત્નમયીનો તે સારો કે નરસો દિવસ પસાર થઇ ગયો. પોતાની શૉક્ય પ્રભાવતીનો એક બ્હેનના કરતાં અધિક સ્નેહ મળવાથી તે દિવસ સારો અને સાસુનો અનાદર મળવાથી નરસો. હાની—લાભનો સાધારણ વિચાર કરતાં તે સમજી કે છેક નુકસાન થયું નથી. ગાળો,

માર, તિરસ્કાર વગેરે સહન કરી સ્વામીના ઘરમાં પડ્યા રહેવાથી સુખનો સમય કોઇ વખતે આવશે અને સાસુની કૃપા મેળવાશે એમ તેણે ધાર્યું.

હાલના સમયની છોકરી હોત તો આવો તિરસ્કાર અને અપમાન વેઠવાને બદલે તે વિષપાન કરત અથવા કેરોસીનમાં કપડું બોળી બળી જાત; કિન્તુ આપણે બસો વરસ પહેલાંના બંગાળાની વાત કરીએ છીએ. તે વખતની બંગાળાની કન્યાઓમાં સહનશીલતાનો એક મોટો સદ્‌ગુણ હતો અને સામાન્ય બાબતમાં આપઘાત જેવું ભયંકર નિંદનીય પાપ પુણ્યમય બંગસંસારમાં પ્રવેશ થવા પામ્યું નહોતું.

રૂપના ગૌરવથી ગર્વિષ્ટા રત્નમયી અત્યારે હવે જમીનદારની કન્યા રત્નમયી નથી. તેના પાપના પ્રાયશ્ચિત સાથે દિવ્ય જ્ઞાન ઉદ્દભવ્યું છે. તે જેટલા પ્રમાણમાં અભિમાની અને અસહિષ્ણુ હતી; તેના પ્રમાણમાં અત્યારે કાંઇ નથી, તે હવે સમજી છે કે જે હિન્દુ નારીની સહિષ્ણુતા પૃથ્વીના જેટલી નથી; તે એક પશુ તુલ્ય છે; આથી તે અનુરાગ, વિરાગ સઘળું બોલ્યાચાલ્યા વિના સહન કરવા લાગી. તે મનમાં વિચારતી હતી કે;—"દશાની દાસી બનીને સ્ત્રીઓને ઘણું ઘણું સહેવું પડે છે. પ્રકૃતિના ક્રમમાં જેમ વર્ષા અને વસંત છે, તેમ હૃદયમાં વિરાગ, અનુરાગ, અનાદર, સ્નેહ બધુંયે છે. જે સહન કરે છે તેનોજ પરિણામે જય છે, નારીનાંએ શ્રેષ્ઠ ગુણ સહિષ્ણુતાના લાભથી હું ફરીને સાસુની પાસે આદર મેળવીશ. ફરીને એજ સંસારની હું પ્રધાન ગૃહિણી થઇશ.

માણસને જો કોઇ આશાનું અવલંબન ન મળે તો તે કદાપિ

વી શકે નહિ. બાળક જેમ રમકડું લઈ બેઠયા કરે છે તેમ માણુ-
પણ આશાને રમકડું જાણી દુ:ખ કષ્ટ બધું મૌનમુખે સહન કરે
રત્નમયી આટલા દિવસ નીરાશાનીજ ઉપાસના કરતી આવી છે;
ન્તુ હવે આશા કરવાનું શીખી છે. અત્યારે તે ગંભીર અંધકાર-
પ્રકાશ જોવા પામી છે છતાં તે આશામાં એક પ્રધાન સમસ્યા
તે શૉક્ય પ્રભાવતી હતી. પ્રભાનું સરલતામંડિત મુખ જોઇ તેના
નમાં ઘણીએક પ્રીતિ જન્મી છે પ્રભાના હૃદયના નિષ્કપટ વ્યવહા-
, તેના પ્રાણપાથરતા સ્નેહભાવથી તે સમજી હતી કે પ્રભાનું હૃદય
શું ઉદાર છે. સપત્નીના સમાગમથી તે દેવરૂપિની પ્રભાવતી
રા પણ દુ:ખિત બની ન હોતી ચિંતિત થઇ નહોતી. ઉલટી આં-
દીતા બની હતી તે વિચારતી હતી કે સ્વામી તેમના બન્નેનો છે
ન્નેનો સ્વામી ઉપર એક સરખો હક છે. રત્નમયીનો સ્વામી ઉપર
ક સરખો હક છે. રત્નમયીએ સ્વામી ઉપર પ્રથમ અધિકાર મેળવ્યો
, જો તે તેના સ્વામીનો ભાગ પોતાને આપીને ઉદ્વેગ વિના રહી
ક છે. તો પોતે પણ તેમ શા માટે ન સહી શકે ?

અમારા આ વિશ્લેષણ કરતાં પ્રભા અને રત્નમયીના કથોપ-
નથી પાઠકો એ પ્રભા ચરિત્રનો વધારે સારો પરિચય પામી
કશે. બીજા દિવસની મોડી રાતે ઉભય એક એકાંત ઓરડામાં બેસી
જે વાતચીત કરતાં હતાં તેનો કેટલોક ભાગ અમે પાઠકોને સંભ-
ળાવવાની ઇચ્છા કરીએ છીએ.

હરપ્રસાદ રત્નમયીના પુનરાગમન પહેલાં જ્યારે મુસાફરીમાંથી
છો આવતો, ત્યારે પ્રભાવતીજ તેના શયનખંડને પ્રકાશિત કરતી
તી; કિન્તુ રત્નમયી જે દિવસ પ્રથમ અહીં આવી તે દિવસ બહા-

રની મેડીના બીજા એક ભાગમાં તેણે શયન કર્યું. એક પત્નીને ખુશી કરવાથી બીજીનું મન દુભાશે એમ ધારી વિવેકી બુદ્ધિમાન હરપ્રસાદે બહારના ખંડમાં તે દિવસે શયન કર્યું હતું. તેની માતાએ જ્યારે પૂછ્યું "તું તારા ઓરડામાં ન સુતાં બહાર શા માટે સુતો છે ?" ત્યારે હરપ્રસાદ બોલ્યો—"જાણો છો કે રાત્રે ઘણીવાર સુધી શાસ્ત્રા લોચના કરવી એ મારો ચિરઅભ્યાસ છે. બે સ્ત્રીઓ જેના ઘરમાં હોય તેને શાસ્ત્રાભ્યાસમાં વ્યાઘાત આવે છે."

હરપ્રસાદની માતા રોષપરાયણા હોવા છતાં બુદ્ધિમતી હતી ! તે એ સામાન્ય ઉત્તરમાં પુત્રની વિવેકપરાયણતાનો પરિચય પામી. તે વેળા મોટી વહુ રત્નમયીની ઉપર તેને એક પ્રકારની સહાનુભૂતિ ઉત્પન્ન થઈ. તે આટલા દિવસ અહીં નહોતી એ જુદીવાત છે પ્રભાવતી જે ઓરડામાં સુતી હતી તે ઓરડો રત્નનો હતો. હરપ્રસાદ એકને છોડી બીજીનો આદર કરી તે ઓરડામાં સુતો નહિ, એ યોગ્યજ કર્યું. ગૃહિણી એ માટે પુત્રના વ્યવહારથી વિરક્ત ન થતાં ઘણી ખુશી થઇ. તે એ સંબંધમાં બીજી કાંઇ વાત બોલી નહિ.

જ્યારે રત્નમયીએ સાંભળ્યું કે હરપ્રસાદ ધર્મસંકટમાં પડવાથી બીજા ખંડમાં સુતો છે, ત્યારે તે સ્વામી ઉપર બહુ ઉદાસ થઇ તેની એ ઉદાસિનતા પોતાને માટે નહોતી; પણ પ્રભાને માટે હતી. ઘરમાં તેનું એ વખતે કાંઇ શાસન નહોતું. હરપ્રસાદે સ્વેચ્છાથી આ ગોઠવણ કરી હતી, તેમાં ફેરફાર કરવાની તેનામાં તાકાત નહોતી.

રાતના દશેક વાગ્યા હતા. કુદરત અંધકારથી વ્યાપ્ત હતી; છતાં હરપ્રસાદના શયનખંડમાં દીવો બળતો હતો. તે ઉજ્વળ પ્રદીપશિખાનો પ્રકાશ વિદ્યુત પ્રભા જેવી રત્નમયીના મોઢા ઉપર પડતો;

હતો. પ્રભાવતી તેની સામે બેસીને એ રૂપજ્યોતિ જોઇ રહી હતી.

રત્નમયી પણ પ્રભાના મોઢા તરફ ઝીણી દૃષ્ટિએ કાંઇક જોયા કરતી હતી. દીવાલ ઉપરના ઉજ્વલ અરિસામાં તથા સ્વચ્છ પાણીમાં ઘણીએ વાર રત્નમયીએ પોતાનું સુંદર સ્વરૂપ જોયું હતું; પરંતુ પ્રભાના મુખ તરફ જોઇને તેણે નિશ્ચય કર્યો હતો કે તેના સરલતા ભર્યા મુખ ઉપર એવી જ્યોતિ છે, એવું સ્વર્ગીય સૌન્દર્ય છે કે જે પોતાનામાં નથી; તે આદર પૂર્વક પ્રભાનું મુખ પકડીને બોલી— "મારા મોઢા તરફ એકી ટસે જોઇને તું શું વિચાર કરે છે પ્રભા?"

પ્રભા તેના તાંબુલરંજિત ઓષ્ઠ ઉપર સરલ હાસ્ય લહરી વિકસાવીને બોલી:—"બ્હેન ! તારા આ રૂપનો વિચાર કરૂં છું—મેં જ્યારથી તને જોઇ છે ત્યારથી મનમાં ને મનમાં વિચાર કરૂં છું કે—"

પ્રભા આગળ કહેવા જતી હતી, પણ હૃદયમાંથી વિચાર હોઠ આગળ આવી અટકી ગયા.

પરંતુ રત્નમયી વાતને ઉડાવવા દે તેવી ન હોતી. તે બોલી— "શું વિચાર કરે છે પ્રભા ?"

પ્રભાને જવાબ આપ્યા વિના હવે ચાલે તેમ નહોતું. તેણે કહ્યું—', તું આવી સુંદરી, વળી તારી વાણી આવી મીષ્ટ છતાં સ્વામી મારા જેવી કુરૂપાને કેમ પરણ્યા એ મારાથી સમજાતું નથી."

રત્નમયી હસતી હસતી બોલી—" તું એ હકીકત એક વખત સ્વામીનેજ પૂછી લેજે. મારા કરતાં તેનો તેઓ વધારે સારો જવાબ આપશે. પ્રભા ! તને એક વાત પૂછું છું . મારી આગળ છુપાવીશ તો નહિને ?"

"શા માટે છૂપાવું બ્હેન?"

"ત્યારે શું તું સ્વામીને ચાહે છે?"

"ચ્હાવું કોને કહેવાય તે હું બરાબર જાણુતી નથી; છતાં એટલું કહું છું કે જ્યારે તેઓ મારી સમીપે હોય છે. ત્યારે મને બહુ આનંદ થાય છે. તેઓ બહારગામ જાય છે; ત્યારે મને ગમતું નથી અને રડી જવાય છે. તેઓ આદર કરે છે; છતાં હું અભિમાન કરતી નથી. તેઓ તિરસ્કાર કરે છે ત્યારે તેને આદરનું બીજું કોઇ સ્વરૂપ સમજું છું. અને મનમાં કાંઇ આણુતી નથી."

"તો પછી તું આટલી બધી સુખી શાથી છે?"

"તેમની સેવામાં મારૂં સુખ છે. તેમના ઘરના દાસીના કામમાં પણુ મને રાણીપણાનું ભાન થાય છે. એમને કાંઈ દુઃખ થાય, ત્યારે મને બહુ રડવું આવે છે, હું નારાયણુ આગળ વિનતિ કરીને કહું છું કેઃ—"હે પ્રભુ! એમને સુખમાં રાખજે, નિરોગ રાખજે અને જે પીડા એમને થવાની હોય તે બધી મને આપજે."

"બ્હેન તું એક આદર્શ પત્ની છે. મારામાં સૌન્દર્ય છે, પણુ સદ્ગુણુ નથી, સમજણુ છે, પણુ વિવેક નથી. લાલસા છે, પણુ આત્મત્યાગ નથી. તું મનમાં માઠું લગાડીશ નહિ. મારા જેવું સૌન્દર્ય તારામાં નથી એમ તું કહે છે; પણુ સ્ત્રીઓને જે સદ્ગુણોની જરૂર છે, તે સદ્ગુણો તારામાં છે. વળી એક વાત તને પૂછવી છે."

"કઇ વાત?"

"તારો સ્વામી હું પડાવી લેવા આવી છું મારા ઉપર તું

આટલી બધી લાગણી શા માટે રાખે છે ? આટલો બધો પ્રેમ શા માટે કરે છે ! "

પ્રભાવતીએ મૃદુ હાસ્ય કરી કહ્યું—" તારા ઉપર હું અસુયા શામાટે કરૂં ? અનેક માણસો અનેક કામનાઓ વડે પરમેશ્વરની સેવા પૂજા કરે છે; તેઓ શું પરસ્પર ઇર્ષ્યા કરે છે બ્હેન ? તારી કામના લઇને તારી ઈચ્છા પ્રમાણે તું સ્વામીની સેવા કર. સ્વામિ સોહાગિની થા. તારો અભિષ્ટ મનોરથ તું તારા દેવની પાસેથી માગી લે. મારામાં એવી શકિત નહોય તો હું એને અર્થે શામાટે દુઃખ કરૂં ? "

રત્નમયી મનમાં ને મનમાં બોલીઃ—" આ પ્રભા મનુષ્યરૂપે ખરેખરી દેવી છે. તેના જેટલું ઉચ્ચ હૃદય સ્ત્રીઓમાં મેં કદી ક્યાંઇ પણ જોયું નથી. " રત્નમયીએ આવેગમાં પ્રભાવતીના મોઢા ઉપર વ્હાલ કર્યું. તેને છાતી સાથે ચાંપીને એ બોલીઃ—' આવ પ્રભા ! આજે આપણે આ નારાયણ વિનાના ખાલી મંદિરમાં હૃદયે હૃદય જોડી સુખ સ્વપ્નમાં રાત્રી પૂર્ણ કરીએ. "

તે રાત બન્નેએ એવાજ વિચારોમાં પુરી કરી. બીજે દિવસે પ્રભાતમાં એક નવી ઘટના ઉપસ્થિત થઈ. પ્રભા અને રત્નમયીની વાત છોડી દઇ આપણે એ અપૂર્વ ઘટનાની વાત હવે ચલાવીશું.

## ( ૧૦ ) [illegible].

હરપ્રસાદે પરોઢીઆમાં શય્યાનો ત્યાગ કર્યો છે. પ્રભાત કૃત્ય આટોપી તે એના બહારના ખંડમાં બેસી સાંખ્ય સૂત્રની આલોચના કરે છે. એ વખતે એક પાડોશીએ ઉર્ધ્વશ્વાસે દોડી આવી ખબર આપ્યાઃ—" પ્રસાદભાઇ ! સર્વનાશ થયો. નવાબની ફોજ આપના ઘર તરફ આવે છે. "

વાત સાંભળી હરપ્રસાદ આશ્ચર્ય ચકિત થઇ ઉઠયો. તે એક બ્રાહ્મણ પંડિત હતો. તેને ઘેર નવાબની ફોજ શા સારૂ આવે ! હરપ્રસાદ પોથી બંધ કરી તરતજ ઉઠીને ઉભો થયો.

એ વખતે બે સિપાઇઓએ તેના ઘરના આંગણામાં પ્રવેશ કર્યો. તેમાં એક જણ હિન્દુસ્થાની હતો અને બીજો બંગાળી હતો. એ વખતે બંગાળીઓ આવા અશક્ત નહોતા. અનેક બંગાળીઓ નવાબ અને બાદશાહની ફોજમાં સૈનિકો તરીકે તેમજ સેનાપતિ તરીકે કામ કરતા હતા.

બંગાળી સિપાઇએ જોયું કે તેની સંમુખ એક ખુલ્લા માથાનો, કાંચન લાંચ્છિત દેહવાળો, તેજઃ પુંજ બ્રાહ્મણ પંડિત ઉભો છે, તે મૂર્તિ જોતાંજ મનમાં એકવાર ભક્તિ ભાવ પેદા થાય. સિપાઇ તેને પ્રણામ કરી બોલ્યો:—" પ્રભુ ! આપનું નામ શું હરપ્રસાદ ભટ્ટાચાર્ય ? "

હરપ્રસાદ સિપાઇનો આવો વિનયન પ્રભાવ જોઈ કાંઇક ધૈર્ય પામ્યો. તેણે કહ્યું:—" હા, મારૂં નામજ હરપ્રસાદ ભટ્ટાચાર્ય; કિન્તુ તમારે અહીં આવવાનું પ્રયોજન શું છે ? "

" આપના નામનો એક સમન્સ—રૂક્કો છે. "

" તમે નવાબના દરબારમાંથી આવ્યા છો ? "

" ના, અમે સપ્તગ્રામ સરકારના ફોજદાર સાહેબના દરબારમાંથી આવ્યા છીએ. આજ મધ્યાહ્નને ફોજદાર સાહેબનો દરબાર થશે. એ દરબારમાં આપને આપનાં સ્ત્રી સહિત હાજર થવું પડશે. "

વાત સાંભળતાંજ હરપ્રસાદ કંપી ઉઠયો. ફોજદારના દરબારમાં તેને શા માટે એકાએક બોલાવ્યો હશે ? પત્નીને સાથે લઈ

ાં જવું એ કાંઈ ઓછું જોખમ ભરેલું નથી; કારણ કે તે ઘણું યાનક સ્થાન છે. નથી સમજાતું કે અદષ્ટમાં આ વખતે કાંઇક ની વિપત્તિ આવવાની હશે !

હરપ્રસાદને આવો ચિંતાતુર જોઇને સિપાઇ બોલ્યો:—" આ ક્રો બંગાળીમાં લખેલો છે. અને તે આપના નામનો છે. "

હરપ્રસાદ તે લઇને વાંચવા લાગ્યો:-તેમાં લખ્યું હતું:-"સુબે-રના મહા માન્ય ફોજદાર મીર અલીખાં સાહેબ સપ્તગ્રામમાં એક રબાર ભરવાના છે. એ દરબારમાં તેપાંતરની હદના દસ્યુ ભૈર-ાનંદનો ન્યાય થશે. તમને જણાવવાનું કે ફોજદારના આમિલદાર. મલલોચનરાય ચૌધુરીની કુશળતાથી એ દુષ્ટ લુંટારો પકડાયો છે. મા લુંટારાને પકડવાના કામમાં કમલ લોચનરાયના જમાઈ તમે—રપ્રસાદ ભટ્ટાચાર્ય તથા તમારી પત્ની રત્નમયી મુખ્ય સાક્ષી રૂપે ા. તમને આમંત્રણ કરવામાં આવે છે. તમે સરકારના સાક્ષી રૂપે ારત ફોજદાર સાહેબના હુકમનો અમલ કરશો. પરદાનશીનના, ચોપયુક્ત સંમાનના રક્ષણની વ્યવસ્થા કરી તમારી પત્નીની સાક્ષી વાશે. "

દેશના માલિક—દંડ મુંડના કર્તા ફોજદારના હુકમને અમાન્ય રવાની ક્ષમતા કોઇનામાં નહોતી. તે વખતે ફોજદારની સત્તા હાલના ભાગીય શાસન કર્તા કરતાં વધારે હતી. હરપ્રસાદને આવેલું ખાણુ વાંચ્યા પછી કાંઇક શાંતિ થઇ. વિશેષે કરીને તે દરબારમાં ત્નમયીનો પિતા આવવાનો છે, તેથી ભયનું કારણ કાંઇજ નથી.

હરપ્રસાદે સિપાઇને બેસવાનું આસન આપ્યું. ઘરમાં આવતાં હેલા સિપાઇઓએ પોતાના ઘોડાઓ એક ઝાડની ડાળી સાથે

બાંધ્યા હતા. એટલે તેઓ તે આસન ઉપર બેસી વિશ્રામ કરવા લાગ્યા.

હરપ્રસાદ જે ગામમાં વાસ કરતો હતો, તે ગામથી સમગ્રામ માત્ર ત્રણ કોસ દૂર હતું. ગામમાં એક—બે પાલખી મળતી હતી. હરપ્રસાદ તરત ચાકરને પાલખી લાવવાનો આદેશ કરી અંદરના ભાગમાં ગયો.

એ વખતે રત્નમયી અને પ્રભાવતી વાડામાં કપડાં ધોવા ગયાં હતાં. હરપ્રસાદના ઘરના બગીચામાં વિવિધ પ્રકારનાં ફૂલ ઝાડ હતાં. અને ઉદ્યાનની મધ્યમાં કાકચક્ષુ ન્યાયે નિર્મળ જળથી ભરેલ એક તલાવ હતું. આ સ્વચ્છ જળાશયને તટે સમીપના એક વૃક્ષ નીચે રત્નમયી પ્રભાનો હાથ પકડી કહેતી હતી:"—" બ્હેન! તું કાંઈ જાદુ મંત્ર જાણતી હોય એમ લાગે છે. મારા પતિને તેં તારે વશ કર્યા છે. વળી મારી દશા પણ એવી કરી છે કે તને છોડવાની મને ઇચ્છા થતી નથી. બોલ, પ્રભા! કયો મંત્ર જાણવાથી સ્વામીને વશ કરાય?"

બન્નેની વચ્ચે આવીજ મતલબની બીજી ઘણી એક વાતો થાત; પરંતુ તેમાં એકાએક વિઘ્ન આવ્યું. ઘરનું કામકાજ કરનારી દાસીએ આવી ખબર આપ્યા કેઃ—" તમે બન્ને જલદી ઘરમાં જાઓ. માજી તમને બોલાવે છે."

બન્ને ત્વરિત પગલે ઘરમાં ગયાં. જોયું તો હરપ્રસાદ તેની જનની પાસે નિવિષ્ટ ચિત્તે કથોપકથન કરે છે. તે બન્નેએ ઉપર જઇ કપડાં બદલાવવા માટે ઓરડામાં પ્રવેશ કર્યો. ક્ષણેક પછી હરપ્રસાદ એજ ઓરડામાં દાખલ થઇ બોલ્યો—" રત્નમયી! નવાબના દરબારમાંથી સંદેશો આવ્યો છે."

રત્નમયી એકાએક ચકિત થઇ બોલી—" શેનો સંદેશો ?"

" આજ ભૈરવાનંદનો વિચાર થશે. તું અને હું એની વિરૂદ્ધમાં પ્રધાન સાક્ષી છીએ. ફોજદાર સાહેબનો મધ્યાહ્‌ન પહેલાં આપણને સમગ્રામમાં હાજર થવાનો આદેશ છે. તેમના સિપાઇઓ બહાર બેસી વિશ્રામ કરે છે. પાલખી લાવવા મેં નોકર મોકલેલ છે. તું જલદી તૈયાર થા."

હરપ્રસાદ તે ઓરડામાંથી બહાર ગયો. રત્નમયી નીચે આવી તેની સાસુ જે ઓરડામાં બેઠી હતી; તે ઓરડામાં ગઇ ને સાસુના ચરણમાં નમી બોલી—"માતા ! આશીર્વાદ આપો. અમે મોટી વિપદ્‌ના મોઢામાં જઇએ છીએ."

માતા પ્રસન્નમુખે બોલી:—" જો આપણા ઘરમાં નારાયણ હોય અને તેમની સેવા આપણે આજ સુધી ભક્તિપૂર્વક કરી હોય તો તમને કોઈપણ જાતની વિપદ્ ન થાઓ."

રત્નમયી સાસુની પદધુલી લઈ પ્રસ્થાન કરવાની તૈયારી કરવા લાગી, એ વખતે સાસુ બોલી:—" મોટી વહુ !"

" રત્નમયી પાછી ફરી ઉભી રહીને બોલી—" કેમ માતા ?"

" સાંભળ્યું છે કે દરબારમાં તારા પિતા હાજર થશે. દરબાર સંબંધી કામ પૂરૂં થયા પછી તું તારા બાપને ઘેરજ જજે. અહીં આવવાનું પ્રયોજન નથી."

વાત સાંભળી રત્નમયી ચકિત થઇ ઉઠી. તે મનમાં વિચારવા લાગી:—"સાસુજીનું અંતઃકરણ છેક પાષાણનું છે ! આટલું કર્યું–પગે પડી માફી માગી, રડી, હીનતાનો સ્વીકાર કર્યો; છતાં તેમનું વજ્ર

જેવું કઠોર હૃદય કોમળ થયું નહિ. તો પછી સુખની આશા ક્યાં રાખવી ?" તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે દઢતા સાથે અશ્રુધારા લુછી નાંખી ઉપર ચાલી ગઇ અને સાશ્રુનયને પ્રભાવતીને આલિંગન કરી બોલી–" બ્હેન ! તારા પ્રેમનું સ્મરણ આ જીવનમાં હું કદીપણ ભૂલીશ નહિ, મને રજા આપ બ્હેન !" આટલું કહી તે ઘણા વખત સુધી રડતી રહી.

પ્રભાવતી પોતાના પાલવના છેડાથી રત્નમયીની વિશાળ આંખો લુછતી લુછતી કહેવા લાગી–" બ્હેન સાસુજીએ જે હમણાં તને કહ્યું તે મેં અક્ષરશઃ સાંભળ્યું છે. તેઓ હવે વૃદ્ધ થયાં છે. તેમના બોલવાનું કાંઇ એક સરખું ધોરણ નથી; મને પણ આવી રીતે ઘણું કહે છે; છતાં હું એ વાત મનમાં લાવતી નથી. બ્હેન ! આ તારૂંજ ઘર છે, તું પુનઃ જરૂર આવજે. હું દાસી બની તારી પદસેવા કરીશ ને તું રાણીરૂપે આ ઘરમાં રાજ્ય કરજે."

રત્નમયી પ્રભાની આ પ્રભુતાભરી વાતનો કોઇપણ જવાબ આપી શકી નહિ. તે તેને નજીક લાવી રડવા લાગી. આ અશ્રુએ ભાષાનું કામ કરી પ્રભાને સમજાવ્યું કે તેની ઉપર તે ઘણું વહાલ રાખે છે.

હરપ્રસાદ એકાએક ત્યાં આવી પહોંચ્યો. આ અપૂર્વ દશ્ય જોઈ તેની આંખમાં પણ આંસુ આવ્યાં. એક રાતની અંદર સપત્નીઓમાં આટલો બધો સ્નેહભાવ ? શું પોતે ઉભય દેવદુર્લભ રત્નો મેળવી શકયો છે ? તેણે કહ્યું–" રત્નમયી ! પાલખી આવી ગઇ છે, માટે ચાલ."

કોઈપણ બોલ્યાવિના રત્નમયીએ તે ઓરડાનો ત્યાગ કર્યો અને

નારાયણના મંદિરમાં જઇ તેમને નમન કર્યું. પછી સાસુની પદધુલી માથે ચડાવી તે પાલખીમાં બેઠી.

હરપ્રસાદ પણ એક ડોળીમાં બેઠો. નવાબનાસિપાઇઓની વચ્ચે તે પાલખી અને ડોળી ગામનો માર્ગ વટાવી બહાર નીકળી. માણસો હરપ્રસાદને નવાબના સિપાઇઓ સાથે જોઇ ભયથી દૂર હઠી જવા લાગ્યા.

જે સમયની આ વાત આપણે કરીએ છીએ, તે સમયે સપ્તગ્રામ વેપાર રોજગારનું એક મુખ્ય સ્થળ હતું. સરસ્વતિ નદી એ વખતે પણ સલિલસ્રોતની સંપત્તિથી વિભૂષિતા હતી. સપ્તગ્રામ શહેર મોટી વસ્તીવાળું હતું. રસ્તા, ઘાટ બજાર વગેરેની તેમાં પૂર્ણતા હતી. એ વખતે સમગ્ર બંગ દેશમાં એ શહેર મુખ્ય મનાતું હતું. વળી મોગલ સરકારની તેમાં મુખ્ય અદાલત હતી. એ વૈભવ અને સંપત્તિથી પૂર્ણ સપ્તગ્રામના તાબામાં કેટલાક પ્રાંતો પણ હતા.

નવાબના ઉપાલંભથી ફોજદાર એ લુંટારા ભૈરવાનંદને પકડવાનો ઘણા દિવસથી પ્રયત્ન કરી રહ્યો હતો. કિન્તુ હજુ સુધી તેની એ કામના પૂર્ણ થઇ નહોતી. રત્નમયી જે સમયે ભૈરવાનંદના હાથમાં સપડાઇ, તે સમયે તેની એક દાસીએ ત્યાંથી ન્હાસી જઇને ભૈરવાનંદના ગુપ્તસ્થળની કમળલોચનને ખબર આપી હતી. અને કમલલોચને એ શુભ વર્તમાન આપવાના બદલામાં દાસીને એક સુવર્ણ મહોર ઇનામ તરીકે આપી હતી.

કમલલોચનરાય ફોજદારનો પ્રધાન આમિલદાર હતો. બસો સિપાઇઓ હંમેશ તેની આજ્ઞાને આધીન રહેતા તેમાં પચાસ ઘોડેસવારો અને બાકીના પગે ચાલનારા હતા. ભૈરવાનંદની બાતમી

મળવાથી કમલલોચન મનમાં ઘણો ખુશી થયો. તેને જીવતો પકડાય તો દશ હજાર રૂપિયા રોકડા, પદવૃદ્ધિ અને બીજું ઇનામ મળવાની આશા હતી. દાસીના મોઢાની વાત સાંભળતાં તેની ખાત્રી થઇ કે મહા બળવાન લુંટારાને પકડવાની અને દુઃખમાં સપડાએલી પોતાની કન્યા રત્નમયીનો ઉદ્ધાર કરવાની આ એક ઘણી સારામાં સારી તક છે. તત્કાળ પોતે અગ્રેસર થઇ સો માણસો સાથે લઇ લુંટારાઓને પકડવા ચાલ્યો. રસ્તો દેખાડનાર દાસી હતી. કેવી સ્થિતિમાં તેણે ભૈરવાનંદના મકાનને કબજે કર્યું તેની હકીકત વાચકોએ અગાઉ વાંચી છે.

વ્યકિતગતભાવે કમલલોચનને તેમાં વધારે મુસીબત પડી નહિ કારણ કે તેનો જમાઇ હરપ્રસાદ સુરાની સાથે સૌને અફીણ આપી ચૂકયો હતો અને એમ કરીને તેણે તેઓની મહેનતનો બચાવ કર્યો હતો. ભૈરવનું દળ જો વ્યવસ્થિત હોત તો કમલલોચનને વધારે વિટંબણા પડત અને લુંટારાને પકડવાને બદલે પોતે પકડાઇ જાત.

ઇન્સાફને સમયે ફોજદારના દરબારમાં માણસોનો સારો જમાવ થયો હતો. ફોજદાર મીરઅલીખાં ન્યાય કરવા બેઠો હતો. તેની બન્ને તરફ રાજયના મોગલ અમલદારો હતા. એક તરફ કમલલોચનરાય હતો તેની પાસે હરપ્રસાદ ઉભો હતો. પાસે એક બીજો ખંડ હતો. તેમાં ઓઝલ સંપૂર્ણ સચવાય એ રીતે રત્નમયી બેઠી હતી.

લોકો ભૈરવને મોટો જાદુગર તથા કોઇથી ન જીતાય તેવો માનતા હતા ગરીબ માણસો એને ઘણો વખાણતા હતા. શ્રીમંતો એને શત્રુ ગણી તેનો તિરસ્કાર કરતા હતા; કારણ કે તે અનાથોનો નાથ અને શ્રીમંતોનો શત્રુ હતો દરબારમાં એક તરફ સિપાઇઓની

દેખરેખ નીચે કેદીની દશામાં ભૈરવનાથ ઉભો હતો. ફોજદાર મીરઅ-લીખાં ધાંટો પાડી બોલ્યોઃ—"લુંટારા ભૈરવ ! આ મારા પ્રધાન અમલદાર કમલલોચનરાયની કન્યાને તેં જૂલ્મ કરી લુંટી હતી ? સાચે સાચું કહે—જો અસત્ય બોલીશ તો ઘણી ભયંકર સજા કરવામાં આવશે

ભૈરવાનંદે જોયું કે હરપ્રસાદ અને રત્નમયી તેના ગુન્હાના સાક્ષી તરીકે પ્રત્યક્ષ ઉપસ્થિત છે; તેથી તે મસ્તક નીચું રાખી સઘળી વાતનો સ્વીકાર કરવા લાગ્યો. રત્નમયીને કાંઈ સાક્ષી તરીકે બોલવું પડયું નહિ.

ફોજદારે ધાંટો પાડી આજ્ઞા કરી—"તારા બેય હાથ કાપી નાંખવામાં આવશે. તારી સ્વતંત્રતા આજથી લઇ લેવામાં આવશે. અને તને જન્મકેદની સજા કરવામાં આવે છે." આ ભયંકર શિક્ષા સાંભળતાં સૌનાં હૃદય કંપી ઉઠયાં; કારણ કે ફોજદાર મીરઅલીખાં એક સખ્ત શાસનકર્તા ગણાતો હતો. તેનો આદેશ મિથ્યા થયો હોય એમ કદી કોઇએ જોયું નહોતું.

એકાએક એ સમયે ત્યાં બીજો એક વિલક્ષણ બનાવ બન્યો ! અવગુંઠનવાળી રત્નમયી સહસા સભાની મધ્યમાં ઉપસ્થિત થઇ બોલી ઉઠીઃ—"જનાબ ! વાસ્તવિક રીતે આ મુકર્દમાનું વાદીપણાનું કામ મારૂં છે. હજુરના દરબાર આગળ મારી એક વિનંતી છે જનાબેઆલી ! ભૈરવાનંદે મને કેદમાં રાખી હતી છતાં મારી સાથે તેણે માનથી વર્તન ચલાવ્યું હતું. એણે ધાર્યું હોત તો મારી ઉપર જૂલ્મ ગુજારી શકત પણ તેણે કાંઈ અયોગ્ય પગલું ભર્યું નથી. એને કેદમાં ન નાંખશો, તેમજ અંગહીન ન બનાવશો. કૃપાકરી મારી આટલી વિનંતિ ધ્યાનમાં લેશો, ફોજદાર સાહેબ !"

ઉત્તેજના અને ચાંચલ્યથી રત્નમયીનું અવગુંઠન સહસા થોડું ખસી ગયું. ઉજ્જવળ અપ્સરા સમાન તેની સુન્દર કાંતિ ફોજદારની દૃષ્ટિએ પડી. એ સૌન્દર્ય જોતાં તેના શરીરમાં વિદ્યુતનો એક તીવ્ર પ્રવાહ પ્રસરી ગયો. એ મનમાં બોલ્યો—"કેવું સુન્દર રૂપ ! આ કમલલોચનરાયની કન્યા જેવી સૌન્દર્યવતી સ્ત્રી મેં બીજી કોઇ પણ જોઇ નથી !"

તે રત્નમયીને સંબોધન કરીને બોલ્યો;—" તમારી એક વાત કબુલ કરવાનું હું સ્વીકારૂં છું; પણ બીજી વાત કબુલ કરતો નથી. તમારી પ્રાર્થનાથી તેના હાથ કાપી નાંખવામાં નહિ આવે, કિન્તુ પ્રજા અને રાજ્યની શાંતિના શત્રુરૂપ એ લુંટારાને આજીવન કારાગારમાં તો રાખવામાં આવશેજ. આ સંબંધમાં સરકાર તરફથી જે દશ સહસ્ર મુદ્રા પુરસ્કારરૂપે જાહેર થઇ છે, તે તમારા પિતાને ઇનામ તરીકે આપવામાં આવશે અને તેમની પદોન્નતિ પણ કરવામાં આવશે."

રત્નમયીએ આ પહેલાંજ પોતાના મોઢાનું અવગુંઠન વ્યવસ્થિત કર્યું હતું. ફોજદારનો એ આદેશ સાંભળી તે એક સલામ કરી પોતાને સ્થાને ચાલી ગઇ. રત્નમયીની એ ઉદારતા અને ક્ષમા ગુણ જોઇને સભા સકળ વિસ્મિત થઇ તેને ધન્ય ધન્ય કહેવા લાગી અને દરપ્રસાદે પણ વિચાર્યું કે જાણે તે દાંભિકા રત્નમયીની ચિતાભસ્મમાંથી એક દેવી પ્રતિમા રત્નમયીનું રૂપ લઇને આ ધરા ઉપર વિચરણ કરે છે.

ફોજદારની આજ્ઞાથી સભાનું કામ પૂર્ણ થયું. જનપૂર્ણ સભા ક્રમશઃ જનશૂન્ય થઇ પડી. ફોજદારે તેના કર્મચારીઓને રજા

પાપી. તે દરબારગૃહમાં કોઇ રહ્યું નહિ—કેવળ કમલલોચન, હર-
સાદ અને રત્નમયી રહ્યાં.

ફોજદાર મીર અલીખાં પ્રસન્ન મુખે કમલલોચનરાયને ઉદ્દે-
શીને બોલ્યો—"તમે ધન્ય છો ! કમલલોચનરાય, તમે આવી રૂપવતી
કન્યાના પિતા છો. આવું અપૂર્વ રૂપ મેં કદીપણ જોયું નહોતું.
આના શરીરના સૌન્દર્ય કરતાં મનનું સૌન્દર્ય અધિક છે. તમે હવે
સુખેથી સિધાવો."

બીજું કાંઇ ન બોલતાં ફોજદાર અતિ ચિંતાતુર અને, વિહ્વળ
હૃદયે દરબાર ગૃહનો ત્યાગ કરી ગયો.



## (૧૧) મીરઅલીની મોહાંધતા.

ફિર્દોસી કવિએ કહ્યું છે કેઃ—"સ્ત્રીઓનું રૂપ અને મદિરાનો
નશો અતિ અનર્થ ઉપસ્થિત કરે છે. રૂપ, ને નાણું દેવને શયતાન
બનાવે છે. મદિરાનો નિશો સહજમાં ઉતરી જાય છે; કિન્તુ રૂપનો
નશો સહજમાં ઉતરતો નથી, બલ્કે દિવસે દિવસે વૃદ્ધિ પામતો
જાય છે."

કવિની આ ઉક્તિ યથાર્થ છે. જગતમાં એનાં પ્રમાણો દુષ્પ્રા
પ્ય નથી. તાજો દાખલો—આ ફોજદાર મીર અલીખાં.

દુર્દાન્ત લુંટારા ભૈરવાનંદનું દમન જો ન કરી શકાયું હોત
તો ફોજદારને માલિકમુલ્ક સુબેદાર શાયસ્તખાંના આગળ લાંછિત
થવું પડત. છતાં અસંભાવિત ઉપાયથી તેને હસ્તગત કરી તે જેટલો
ખુશી ન થયો તેટલો કમલલોચનરાયની કન્યા રત્નમયીની ઉજ્વળ
કાંતિ જોઇ ખુશી થયો.

બંગાળ દેશનો એક વિભાગનો દંડમુંડનો કર્તા ફોજદાર મીર અલીખાં તેના પ્રકાશ—સમુજ્વળ ઓરડામાં બેસી ગંભીર ચિંતામાં નિમગ્ન થઇ ગયો હતો. તેની પાસે કોઈ હતું નહિં. કેવળ તેની આજ્ઞાની અપેક્ષા કરતો એક અનુચર દ્વાર પ્રાંતમાં બેઠો હતો. સામે રૂપાના પાત્રમાં રક્તાંબુદતુલ્ય કાંતિવિશિષ્ટ, રૂપ તરંગ સમુજ્વલ, ચિત્તને સંતોષ દેનારી, ગુલાબવાસિત બસરાઇ સુરા હતી. પ્રચૂર સલિલપૂર્ણ સરોવરના જળમાં જેમ કાંઇ પદાર્થ નાંખતાં તેનું પાત્ર ચંચળ થઇ ઉઠે છે; તેમ મીરઅલીના હૃદયની સ્થિતિ આજે બની રહી છે. તેમાં તરંગો ઉપર તરંગો ઉઠીને પુનઃ તેમાંજ વિલીન થઇ જાય છે.

મીર સાહેબ સ્વહસ્તે સામેના પાત્રમાંથી રક્તાંબુદ સુરાનો એક પ્યાલો ભરી પી ગયો. ધીમે ધીમે નિશો જામતાં તેણે જોયું કે અસંખ્ય દીવાઓના પ્રકાશથી સમુજ્વળ તે ખંડ સ્વપ્ન રાજ્યમાં પરિણત થઇ ગયો છે. એ ખંડમાંના ગુલાબમાંથી જે મધુર સુગંધ બહાર આવે છે, તે મનને ઘણો આનંદ આપે છે. તરતનાં ખીલેલાં માલતી—પુષ્પોની માળાની સુગંધ જાણે મદિરાની વાસથી પૂર્ણ હોય એમ લાગે છે. તેના બન્ને કાનમાં છુપાએલા ઇસ્તાંબુલનો સુગંધ ઘણો મિષ્ટ છે. તેનો એ નિર્જન વિશ્રામખંડ જાણે બિહિસ્તમાં પરિણત થઈ ગયો છે; કિન્તુ હાય ! એ બિહિસ્તની અધિષ્ઠાત્રી દેવીરૂપે કોઈ સુન્દરી ત્યાં ઉપસ્થિત નથી !

મીર અલી મનમાં ને મનમાં વિચાર કરે છેઃ—" કેવું સુન્દર રૂપ તે રાયદુહિતાનું. આટલો સમય હું અભિમાન કરતો હતો કે મારા રાણીવાસમાં જે સર્વ શ્રેષ્ટ સુન્દરીઓ છે, તેજ ખુદાની દુનિ-

યામાં અત્યંત રૂપવતી રમણીઓ છે; કિન્તુ કમલલોચનરાયની એ પરમ રૂપવતી કન્યાને જોયા પછી મારો એ અહંકાર દૂર થઇ ગયો છે !

કાન સુધી લંબાએલાં કેવાં સુન્દર તે નલિન-નયન ! કેવી સુન્દર તેની તે અપૂર્વ કાળી ભ્રમર, કૃષ્ણ કેશરાશિ ! કેવી સુન્દર વાંકડી બે ભ્રુ ! કેવી તે અપૂર્વ લાજ ભય સંકુચિત અવનત દૃષ્ટિ ! કેવો મનોહર રક્ત રાગમય કુસુમકોમલ ગંડદેશ ! કેવી મરાલગંજિત શુભ્ર લાંબી ગ્રીવા આવી સુંદર બીજી કોઈ હોય ! ? યા ખુદા ! મહેરબાન ! મને આ શું કર્યું પ્રભુ ! આ મોટા પ્રદેશનો હું ફોજદાર છું–મારા ચિત્તને આટલું શક્તિહીન શામાટે કર્યું પ્રભુ !?

ફોજદાર સાહેબે ફરીથી શિરાઝીનું પાન કર્યું. રૂપનો નિશો વધારે થઇને તેના મસ્તકમાં પહોંચી ગયો તે અસ્ફૂટ સ્વરે બોલવા લાગ્યો:—" કમલલોચનરાયે મને એક વખત કહ્યું હતું કે તેના જમાઇએ તેની કન્યાનો પરિત્યાગ કર્યો છે ! જો એ સાચું હોય તો આ સુન્દરી શ્રેષ્ઠતાને મેળવતાં વધારે કષ્ટ થશે નહિ, એમ મને લાગે છે. મારી એક સામાન્ય ઇચ્છા અપૂર્ણ રહે તો હું પ્રલય મચાવી દઉં. તો પછી આવી મોટી ઇચ્છા કે જેને માટે મારાં આહારનિદ્રા, વિલાસ–વ્યસન, સંગીત, રાજકાર્ય પણ સારાં નથી લાગતાં, તે શું અપૂર્ણ રહેશે ? મારી અવ્યાહત સ્વાધીનશક્તિ ઉપર કલંક લાગશે ? ના, તે હું કોઇ પણ રીતે સહન કરી શકીશ નહિ !

મીરઅલીએ આવા અદ્ભુત વિચારોથી અધીરા બની, તેના નવારણને માટે શિરાઝીના એક પ્યાલાનું પાન કર્યું; કિન્તુ તેનાથી તેના હૃદયની જ્વાળા ઓછી થઇ નહિ. બલ્કે ધૃતશક્તિથી અગ્નિની

પેઠે વધારે મહાવેગ કરી ગર્જી ઉઠી. તે એ ઓરડામાં ફરતો ફરતો આત્માને મનમાં બોલવા લાગ્યો—"હાય! હું કેવો મૂર્ખ! મારી અવ્યાહત શક્તિમાંજ મને આટલો સંદેહ! આ કમલલોચનરાયને મેં ... આમિલદારનું પદ આપ્યું છે. તેને આશા આપી છે કે સત્વર ... રતનંથી તેને 'રાજા' નો ખિતાબ આપવામાં આવશે. જ્યારે આટલાં મહેરબાની હું તેના ઉપર કરૂં છું, ત્યારે શું તે મારી સામાન્ય માગણી નહિ સ્વીકારે? અને જો નહિ સ્વીકારે તો તેનો હું સર્વનાશ કરી નાંખીશ! કપટની જાળ વિસ્તારીને તેને ભૈરવ લુંટારાની પેઠે કેદમાં નાંખીશ. એક દિવસ તેને રસ્તાનો ભીખારી કરી દઇશ.

મીરઅલીખાં તેના તે સુખસ્વપ્નનો ખ્યાલ સંપૂર્ણરૂપે ચરિતાર્થ કરી શક્યો નહિ, તેથી ઘણો બહાવરો બની ગયો. ચિત્તને શાંત કરવા તેણે રક્તાંબુદ જેવી શિરાઝી સુન્દરીની સંવર્દ્ધના કરવા માંડી. પછી ઘાંટો પાડી બોલ્યો—'કોણ છે?"

એક અનુચર બારણા પાસે બેસી ઓકા ખાતો હતો તે બિચારો ઘણા વખતથી ખુદાવિંદના કાંઈ કામની ફરમાયશ ન થવાથી આલસ્ય જડિત નેત્રે તંદ્રાસુખ ભોગવતો હતો. ફોજદાર સાહેબની હાંક સાંભળી તે ચમકી ઉઠ્યો અને આંખો લુછતો—ચોળતો ઓરડામાં દાખલ થઇ જમીનસુધી નીચોનમી એક સલામ કરી ઉભો રહ્યો.

ફોજદારે કહ્યું—"અત્યારે અહીં એક સિપાઇને હાજર થવાનું કહે. બહુ જરૂરી કામ છે."

અનુચર એ વખતે સિપાઇને બોલાવવા ચાલ્યો. પાસે ઘણાએક સિપાઇઓ હતા; કિન્તુ તેમને કર્તવ્યભ્રષ્ટ કરવાની આજ્ઞા નહોતી, એજ મહેલની હદમાં એક તરફ પહેરેગીરોને રહેવા માટેનું

સ્થાન હતું. ત્યાં જઈ તે અનુચર એક સરદારને સાથે તેડી ચાલ્યો.

ફોજદાર સાહેબના ખંડમાં પ્રવેશ કરી જમીન સુધી નીચો નમી તે સરદાર બોલ્યો—"જનાબ બંદો હાજર છે, હુકમ ફરમાવશો!"

મીરઅલીએ કહ્યું:—" નેયામત ! આજ રાત્રે તને એક જરૂરી કામનો ભાર સોંપું છું ! આ સમગ્રામમાં સદર આમિલદાર કમલલોચનરાયનું મકાન તું જાણે છે ?"

"જાણું છું જનાબ ! બે દીવસ પહેલાંજ હું તે રાયસાહેબના મકાન ઉપર હજુરેઆલિનો પત્ર પહોંચાડી આવ્યો હતો. "

" બહુ સારૂં. તું અત્યારેજ રાયસાહેબને સમાચાર આપ કે કોઇ જરૂરી કામને માટે હું તેમને આ સમયેજ મળવા ઇચ્છું છું. તું અત્યારેને અત્યારે તેમને અહીં આવવાનું કહે. "

સિપાઈએ ફરી સ ામ ભરી કહ્યું—" રાતનો [illegible] પુરો થવા આવ્યો છે અત્યારે--"

મીરઅલી ક્રોધથી ગર્જના કરી બોલ્યો—" ચુપ [illegible] મારા તાબાના એક સાધારણ સિપાઇની સલાહ લેવા હું ઇચ્છતો નથી. તને જે આજ્ઞા કરી છે તે પ્રમાણે તારે અત્યારેજ વર્તવાનું છે. જો કમલલોચનરાય નિદ્રાધીન થયા હોય તોપણ તેમને જાગૃત કર

સરદાર નેયામતખાં એ સાંભળી ત્યાંથી ચાલ્યો ગયો. ફોજદાર ક્રોધ જોઇને તે મનમાં ને મનમાં બોલ્યો—"શયતાન આટલો બધો ગુસ્સે થયો છે, તેથી ઘટના કાંઈ સાધારણ નહિ હોય !"

## (૧૨) ભયંકર આજ્ઞા

ઘરમાં પૈત્રિક દેવતા લક્ષ્મીજનાર્દન વિરાજમાન હતા: કિન્તુ કમલલોચનરાય પોતે ઘોર શાક્ત હતો તેથી તેણે મહાકાલીની સ્

તિની પ્રતિજ્ઞા કરી હતી. લુંટારા ભૈરવાનંદને કારાગારમાં મોકલી તેનો આનંદસ્રોત પૂર્ણભાવે ઉછળતો હતો; કેમકે લુંટારાને પકડ્યાના પુરસ્કારરૂપે તેને અવશ્ય નવાબ-દરબાર તરફથી 'રાજા'ની ઉપાધિ અને તે સાથે સનંદ ખિલાત તથા સરકારે જાહેર કરેલું નગદ દશ સહસ્ર મુદ્રાઓનું ઇનામ મળવાનું છે, એ દિવસ એને માટે ઘણો શુભદિવસ હતો; કેમકે આ ઘટનાને લીધે તે એક મહા વિપદના ત્રાસથી તેની સ્નેહમયી કન્યાને જીવિતાવસ્થામાં પુનઃ મેળવી શક્યો હતો. જમાઈ હરપ્રસાદ પોતાને ઘેર ચાલ્યો ગયો હતો; પરંતુ આ છ વર્ષ પછી તેની સાથેનો પ્રથમનો વિવાદ—વિરોધ મટી ગયો હતો; માટે ઘણી રાત સુધી તેણે શક્તિમંદિરમાં પૂજા-અર્ચના કરી સમય વ્યતીત કર્યો. પૂજાદિ વિધિ પૂર્ણ કરી ભોજન લેવા બેસે છે, એ વખતે ફોજદારનો સિપાઇ તેના ઘરના દ્વાર પાસે પહોંચ્યો.

દ્વાર ઉપર એક દ્વારપાળ હતો. ડેલી ઉપર પાંચ સાત જમાદારો હંમેશ હાજર રહેતા હતા. તેમાંનો કોઇ ખાટ ઉપર લાંબો થઇ ભાંગના નિશાના ખ્યાલમાં તેની દેશ વાળી પ્રિયતમાનાં મધુર સુખ સ્વપ્ન જોઇ રહ્યો હતો. કોઇ તે રાત્રે અતિ મૃદુ સ્વરે ભજન ગાતો હતો. કેટલાક એ ભજન શાંતચિત્તે સાંભળતા હતા અને માથું ધુણાવી તારિફ કરતા હતા.

જે સિપાઇ બહારના દરવાજે હતો, તેને ફોજદારના સિપાઈ-નેયાખતખાંએ પ્રભુત્વ સૂચક સ્વરે સંબોધન કરી કહ્યું:—"તારા ધણી ક્યાં છે ?"

સિપાઇ, ફોજદારના પ્રધાન ગૃહરક્ષકને સહસા તેની સામે જોઈ માથું નમાવી બોલ્યો–"અત્યારે તો રાયસાહેબ સુઇ ગયા છે. રાત વધારે ગઇ લાગે છે સાહેબ !"

ફોજદારનો સિપાઇ બોલ્યો:–" તું અત્યારેજ તેમને ખબર આપ. એક જરૂરી કામને લીધે ફોજદાર સાહેબની પાસેથી તેમનો પ્રધાન સિપાઇ આવ્યો છે. યાદ રાખજે કે કામ ઘણું સંગીન છે!"

સિપાઇએ રાય સાહેબની એક દાસીને જોઇ આ ખબર આપવાનો ભાર તેની ઉપર મૂકયો. અને એક બેસવાનું આસન લાવીને યામતને બેસવાનો વિવેક કર્યો.

રાયસાહેબની પત્ની કલ્યાણી અને પુત્રી રત્નમયી બેઠાં બેઠાં પ્રતિક્ષણે તેના આવવાની રાહ જુએ છે, એ વખતે તેણે એ ઓરડામાં પ્રવેશ કર્યો. કન્યાને આટલી રાત સુધી જાગતી જોઇ રાયસાહેબ સહાસ્યમુખે બોલ્યો–" તું હજુ આટલી મોડી રાત સુધી જાગે છે ?"

રત્નમયી હસીને બોલી—" કેટલા દિવસથી તમારા ભોજનના સમયે હું પાસે બેસવા પામી નથી–આજ ઇચ્છા થઇ છે, તેથી જાગતી બેઠી છું."

રાયસાહેબ આસને બેસી ડાબા હાથમાં પાણીનો પ્યાલો લઈ જ્યાં પીવા જાય છે, ત્યાં પૂર્વોક્ત દાસી વિમળા ધીમી ચાલે ચાલી હાજર થઈ અને ફોજદારના સિપાઇના આગમનના સમાચાર આપ્યા.

પ્યાલો નીચે મૂકી કમલલોચન આસનથી ઉભો થયો. તેણે પત્નીને કહ્યું–" તમે થોડીવાર રાહ જુઓ. અનુમાન થાય છે કે આજ મારા અદષ્ટમાં અન્ન લખ્યું નથી. આટલી રાત્રે જ્યારે ફો-

જદારનો સિપાઈ આપણે ઘેર આવ્યો છે, ત્યારે સમજાય છે કે નક્કી કાંઈ વિલક્ષણ ઘટના ઘડાઇ હશે. મને લાગે છે કે તે લુંટારો ભૈરવાનંદ નક્કી કારાગારમાંથી પલાયન કરી ગયો હશે."

રાયસાહેબ તરતજ મુખમાં શ્વાસ લેવાનું છોડી દઈ નીચે ઉતરી આવ્યો, નફ્ફર અને કુતરો બન્નેની દશા એક હોય છે. ફોજદારનો સિપાઇ તેને જોઇ ઉઠીને ઉભો થયો અને સલામ ભરી કમલલોચને પ્રસન્નમુખે પૂછયું:-" શું કામ છે નેયામતઅલી!?"

" અંદરની વાતતો હું કાંઇ જાણતો નથી હુજૂર ! પરંતુ નવાબ સાહેબનો મિજાજ બહુ ખરાબ લાગે છે. (ફોજદારના તાબાના માણસો તેને 'નવાબ' કહીને બોલાવતા હતા.)

" કેમ, તેનું કારણ શું ?

" તે હું નથી જાણતો જનાબ! તેમણે વિના વિલંબે આપને તેમની સમીપે હાજર થવાનો હુકમ કર્યો છે. અત્યારે આ રાતને વખતે આપને ત્યાં આવવું પડશે."

કમલલોચનરાય કાંઈ ન સમજાયાથી કિંકર્તવ્યમૂઢ બની ગયો. તેણે સિપાઇને વળી પ્રશ્ન કર્યો-"તે લુટારો ચાલ્યો ગયો તો નથીને?"

" ના હુજૂર. તે સંબંધમાં આપ નિશ્ચિંત રહેશો. તેને જમીનની નીચે એક કેદખાનામાં રાખવામાં આવ્યો છે. ત્યાંથી તસુ પણ તે ખસી શકે તેમ નથી."

શી હકીકત છે એની મીમાંસા નકરી શકવાથી કમલલોચનરાયે તે સિપાઇને પૂછયું;—" હું કપડાં પહેરીને હમણાં આવું છું. તું આગળ જઇ નવાબને ખબર આપ," સરદાર તે સાંભળી રાયસાહેબને પુનઃ એક લાંબી સલામ ભરી ત્યાંથી ચાલ્યો ગયો.

કમલલોચને અંદરના ઓરડામાં પ્રવેશ કરી મનમાં ને મનમાં કહ્યું:–"આતું નામજ નવાબી ચાકરી! મારી અવસ્થા જોતાં કુતરાના બચ્ચાં કરતાંયે અધમ લાગે છે! હું આ પ્રદેશનો સદર આમિલદાર છું પાંચસો સિપાઇ મારા હુકૂમને આધીન છે. મારા ભયથી વાઘ બકરી એક ઘાટે પાણી પીએ છે, કિંતુ એટલું હોવા છતાં મારી દશા તો આવી છે! હાજર થએલા ભોજનનો ત્યાગ કરી આટલી રાત્રે ફોજદારનો આદેશ સાંભળવા માટે મારે તેને મકાને જવું પડશે. હાય માતા જગદંબે! આવો સંકેત તમારા હૃદયમાં હતો મા!"

ઉપર જઇ કમલલોચને પોતાની પત્નીને સંબોધન કરી કહ્યું:–"કલ્યાણી! ભગવાને આજ મારા અદૃષ્ટમાં અનાજ લખ્યું નથી. ફોજદારે મને ઘણી ઉતાવળે બોલાવ્યો છે. મારે અત્યારે ને અત્યારે ત્યાં જવું પડશે. તમે આહારાદિ કાર્ય આટોપી શયન કરજો."

તેની પત્નીને કાંઇપણ બોલવાનો વખત આપ્યા વિના કમલલોચન પાસેના ઓરડામાં કપડાં બદલાવવા ચાલ્યો ગયો. પોતાના અધિકારને અનુરૂપ લુગડાં તેણે પહેરી લીધાં. પછી ગૃહદેવતાના બારણા સામે ઉભા રહી બે હાથ જોડી તેણે કહ્યું–"માતા! આજે કાંઇપણ વિઘ્ન ન લાવશો. હું અત્યારે તમારાં ચરણોમાં પુષ્પપત્ર અર્પણ કરીને જાઉં છું."

કમલલોચને આ પૂર્વે એક અનુચરને પાલખી તૈયાર રાખવાની આજ્ઞા કરી હતી. પાલખી ઉપાડનારાઓ દ્વાર આગળ તેની રાહ જોતા હતા ભયથી કંપતા હૃદયે, શંકાશીલ ચિત્તથી ઇષ્ટદેવનું સ્મરણ કરી કમલલોચન પાલખીમાં બેઠો. સહસા તેને અપશુકન થયા. માથા ઉપરથી પાઘડી નીચે પડી ગઈ.

આવું અણુધાર્યું વિઘ્ન જોઇ અત્યંત શંકિત ચિત્તે તેણે ફરીને પાઘડી ઉપાડી મસ્તકપર મૂકી. અને પુનઃ પાલખીમાં બેઠો. બરાબર એજ સમયે પાસેના ઝાડ ઉપર ઘુવડે કઠોર શબ્દ કર્યો. એ શબ્દ સાંભળતાં કમલલોચનનું હૃદય ધ્રુજી ગયું. અત્યંત ભયંકર ચિહ્ન ! ફોજદારના દરબારમાં તે ઘણી વખત જતો હતો; પરંતુ કદી પણ આવો ખરાબ યોગ તેને આવ્યો નહોતો.

તે પાલખીમાં બેઠા કે તરતજ તેને ઉપાડનારાઓ ચાલવા લાગ્યા. ફોજદારનું વાસભુવન દૂર હતું. તેણે સપ્તગ્રામમાં કાયમના વસવાટને લીધે સારૂં મહેલ જેવું મકાન પોતાના સારૂ તયાર કરાવ્યું હતું અને તેમાંજ તે ફોજદાર રહેતો હતો.

અમાવાસ્યાની રાત્રિ હતી. ભીષણ અંધકાર ચારે દિશાએ છવાયો હતો. ગાઢા તિમિરમાં પાસેની ચીજ પણ જોઇ શકાતી નહોતી. શ્યામ આકાશમાં અસંખ્ય ઉજ્વળ તારાઓ ચળકતા હતા. તેમના એકત્ર પ્રકાશથી અંધારૂં અધિક ગાઢું થઇ શકતું નહોતું. કમલલોચન પાલખીમાં બેઠો બેઠો ખરા હૃદયથી ઇષ્ટમંત્રનો જપ કરતો હતો. ધીમે ધીમે તે પાલખીએ ફોજદારના મકાનના દ્વારમાં પ્રવેશ કર્યો. પહેરેગીરે કમલલોચનને જોઇ હથિયાર નમાવી સ્વાગત કર્યું.

મીરઅલી અતિ આતુર હૃદયે કમલલોચનની રાહ જોતો હતો. કમલલોચને તેના ઓરડામાં પ્રવેશ કરી સલામ ભરી કહ્યું-"ખુદા, જનાબને સલામત રાખે. આવી મોડી રાતે શા સારૂ મને યાદ કર્યો હુજૂરેઆલી ? શું કાંઇ ખાસ જરૂરનું રાજકાર્ય છે ?"

ફોજદારે રાયસાહેબને આંગળીના સંકેતથી પાસેની એક ખુરસી

બતાવી કહ્યું—"અહીં બેસો. રાજ્ય સંબંધી તો કાંઇ કામ નથી; પણ મારે પોતાને તમારૂં પ્રયોજન છે."

કમલલોચન પાઘડી ઉતારી એક સલામ ભરી બોલ્યો–"મારૂં એવું શું સદ્દભાગ્ય છે કે હું જનાબને ઉપયોગી થઇ પડું ?"

મીરઅલી સોનાના એક જામમાં શિરાઝી કાઢી પાન કરી ગયો. પછી કહેવા લાગ્યો–"કમલલોચનરાય ! તમને મેં શું નથી દીધું ? સપ્તગ્રામ, વર્ધમાન, અને વીરભૂમ એ ત્રણ મોટા વિભાગોનું આમિલદારપણું મેં તમને સોંપ્યું છે. જો બરાબર વિચાર પૂર્વક બીજાં પાંચ વર્ષ તમે કામ કરી શકો તો અતુલ પૈસાદાર થઈ શકો તેમ છો."

કમલલોચનરાય બે હાથે સલામ કરી બોલ્યો–"જહાંપનાહની મહેરબાની !"

ફોજદાર આગળ બોલવા લાગ્યો:–"બાદશાહ દિલ્હીમાં રહે છે. એ દિલ્હી આ બંગ દેશથી ઘણું દૂર છે. સુબેદાર રાજમહાલમાં કોઇ વખત રહે છે તો કોઇ વખત જહાંગીર નગરમાં રહે છે. વાસ્તવિક રીતે જોતાં આ મોટા વિભાગનો હુંજ માલિક—સર્વસત્તાધીશ અધિકારી છું. કમલલોચન ! હું ધારૂં તો શું ન કરી શકું ? તમારા જાણવામાં છે કે ઔરંગઝેબ બાદશાહનો હું છેક પાસેનો સગો છું. સુબેદાર શાયસ્તખાંના ભાઇનો જમાઇ છું, હું તેમને ભલામણ કરી સત્વર તમારા માટે રાજસનંદ મંગાવી દઇશ!"

કમલલોચનની જીંદગીની સઘળી આકાંક્ષાઓ પૂરી થઈ હતી. માત્ર રાજાની પદવી અને એ પદસૂચક રાજ–ચિહ્‌ન તથા સુંદર પાલખી એટલું બાકી હતું; કિન્તુ ફોજદારની ભૂમિકાનો આ પ્રસ્તાવ જોઇ તે મનમાં ને મનમાં ઘણો વહેમાયો. મીરઅલી એક

મોટો અધિકારી હતો. તેને થોડું બોલવાની ટેવ હતી; છતાં આજ તેને મોઢે આટલી લાંબી વાત શામાટે ?

ફોજદાર થોડીવાર શાંત રહી પછી બોલ્યો—"કમલલોચનરાય તમારા માટે જ્યારે મેં આટલું બધું કર્યું છે ત્યારે શું તેના બદલામાં તમે મારૂં એક સાધારણ કામ પણ નહિ કરો ?"

કમલલોચન એના બોલવાનો મર્મ ન સમજવાથી મોટા વિચારમાં પડી ગયો. આ દાંભિક ફોજદાર કે જે કદી દરબારમાં પ્રયોજન વિના કાંઇ બોલતો નહોતો અને જેની પાસે એક ગુલામની પેઠે પોતાને હંમેશ હાથ જોડીને ઉભા રહેવું પડતું હતું: તે આજે આટલો વિવેક આટલું ગૌરવ શા સારૂ કરતો હશે ?

મીરઅલીખાંએ પુન: એક વખત શિરાઝીનું પાન કર્યું. આંખોની શર્મનું જે કાંઇ થોડું આવરણ રહ્યું હતું તે પણ દૂર થઇ ગયું. તે પ્રસન્નમુખે બોલ્યો:-" તે દિવસે દરબારમાં મેં તમારી કન્યાને દેખી હતી. પ્રાણમયી હુરીના જેવી આવી અતુલનીય રૂપવતી આજ સુધી કદીપણ મારી દષ્ટિએ પડી નથી. રાયસાહેબ ! તમે અતિ ભાગ્યવાન્ છો, કે જેથી આવી સુન્દર કન્યા પામી શકયા છો !"

વાત સાંભળતાંજ કમલલોચનનું હૃદય કંપી ઉઠયું. તે મનમાં વિચાર કરવા લાગ્યો:-" આ પ્રતાપી ફોજદાર મીરઅલીખાં ઘોર વિલાસી, ઇંદ્રિય પરાયણ, યથેચ્છાચારી છે. ગુપ્ત દૂતી દ્વારા અનેક દુ:ખી, ગૃહસ્થ કૂલકન્યાઓનો સર્વનાશ કર્યો છે. કેવી વિપરીત વાત મારે આ વખતે સાંભળવી પડશે, તે જાણી શકતો નથી.

મીરઅલી બોલ્યો—" કમલલોચનરાય ! તમારી સુંદર કન્યા

શા માટે મારી સામે આવી હતી ? તેને જોઈ છે, ત્યારથી હું એક વારે આત્મજ્ઞાન ભૂલી ગયો છું. મને ભોજનમાં શાંતિ નથી. નિદ્રામાં સુખ નથી. કમલરાય કેટલાક દિવસ પહેલાં તમેજ મને જણાવ્યું હતું કે તમારી આ પરમ સુન્દરી કન્યાને તમારા જમાઇએ ત્યજી દીધી છે. હું એ પરિત્યક્તા સુન્દરીને મારી બેગમ બનાવવા ચાહું છું. ”

વાત સાંભળી કમલલોચન આસન છોડી ઉભો થઇ ગયો. સમગ્ર આકાશ મંડળ જાણે તેના માથા ઉપર ભાંગી પડયું- તેના પગ નીચેની પૃથ્વી જાણે મૂળમાંથી કંપી ઉઠી. તે ઉદાસ દૃષ્ટિથી બોલ્યો.—“ આ હું શું સાંભળું છું. ફોજદાર સાહેબ ! આવીજ વાત સંભળાવવા માટે આપે મને આટલી મોડી રાત્રે બોલાવી મંગાવ્યો છે ? ”

મીરઅલી ગંભીર મુખે બોલ્યો—“ હા, રાય સાહેબ ! તમારા જેવા અધીનસ્થ કર્મચારી સાથે રાજકાર્ય સંબંધી આટલી રાત્રે કાંઇ વાત કરવાની હોય નહિ તેનો શું તમે એકવાર પણ વિચાર કરી જોયો નથી ? ”

“ જનાબ ! આપ એક મોટા ભ્રમમાં પડો છો ! ”

“ કેમ ? શી બાબતના ? ”

“ મારી કન્યા સંબંધી સઘળી વાત આપે સાંભળી નથી. મારા જમાઇએ તેને ફરીને ગ્રહણ કરી છે અને હું ધારૂં છું કે એ વાત હજુરની સ્મૃતિ બહાર નહિ હોય કે મારા જમાઇની કાર્ય કુશળતાથીજ આપ ભૈરવાનંદ લુંટારાને એટલી સહેલાઇથી ગિરફતાર કરવા પામ્યા હતા. વળી મારી કન્યા તથા જમાઇને એ

મામલામાં સાક્ષી આપવા માટે આપે કુન્દગ્રામ પત્ર લખી મોકલ્યો હતો. ”

“ લુંટારાને પકડવાના કામમાં સહાયતા કરવા માટે હું તમારા જમાઇને યથેષ્ટ પુરસ્કૃત કરીશ. તે પણ સરકારના તાબાના એક પદવીધર કર્મચારી થશે. તેમનું મકાન હું સુંદર કરી આપીશ.”

કમલલોચન એ વાતનો શું જવાબ આપવો તે સમજી શક્યો નહિ. ફોજદારના મુખથી એ ભયાનક વાત સાંભળી તેના મસ્તકમાં એક મહા વિપ્લવ ઉપસ્થિત થયો.

ફોજદાર બોલ્યોઃ— “ રાય સાહેબ ! હું તમારી કન્યાને ફરી એક વખત જોવા ચાહું છું. અને સાત દિવસનો તમને સમય આપું છું. એ સમયની અંદર તમે તમારો વિચાર નક્કી કરજો. તમને ગિરફતાર કરીને જો હું તમારી કન્યાને આ રાત્રેજ બળાત્કારથી મારા મહેલમાં લાવવા ધારૂં તો લાવી શકું, કિન્તુ હું આ પ્રદેશનો શાસનકર્તા છું. એવો બળાત્કાર કરવાની મારી ઇચ્છા નથી. તમને સાત દિવસની મુદ્દત આપી છે. એટલી મુદ્દતમાં વિચાર કરી જો તમે મારી માગણી કબુલ રાખશો તો તમારે સમજી લેવું કે તમારા ભાગ્યમાં હજુ બીજા સુખ સૌભાગ્યનો લાભ મળવાનો છે ફોજદારની નીચેજ તમારૂં ગૌરવ સ્થાપી આપીશ. પણ જો તમે મારી ઇચ્છાથી વિરૂદ્ધ જશો તો હું તમારો સર્વનાશ કરી નાંખીશ તમે સપ્તગ્રામની મહેસુલ પચાવી પાડો છો. દુષ્કાળના સમયમાં વીરભૂમના વ્યાપારીઓ સાથે મસલત કરી તમે બધું ધાન્ય એક હાથે ખરીદી લીધું હતું અને બાદશાહની રૈયતને અન્ન વિના મૃત્યુ પામવાની બાબતમાં તમે કારણભૂત થયા હતા, આ સંબંધી દરેક

હકીકતો હું જાણું છું; લક્ષ્યમાં દાખજો કે એ મહેસુલ પચાવી પાડવા બદલ તથા વિશ્વાસઘાતના અપરાધ બદલ હું તમારૂં બધું પાયમાલ કરી નાખી શકું, તમને રસ્તાના ભિખારી બનાવી શકું અને તમને મોતની સજા પણ આપી શકું; છતાં અત્યારે તમે જાઓ. એટલું સ્મરણમાં રાખજો કે સાત દિવસ પછી મારી માગણી કબુલ રાખવાનો તમારે જવાબ આપવો પડશે," એટલું બોલી ફોજદાર તે ખંડમાંથી ચાલ્યો ગયો. કમલલોચન હતાશ હૃદયે, સચિંત ચિત્તે પોતાને ઘેર પાછો આવ્યો. તે રાત્રે તેણે અન્નજળનો સ્પર્શ પણ કર્યો નહિ.

કમલલોચનને પોતાની શય્યા જાણે કંટકથી ભરેલી ભાસવા લાગી. દુધના ફીણ જેવી શ્વેત પથારી તેને સળગતા અંગારા સમાન ભાસવા લાગી. તે સુતો સુતો આળોટતો હતો અને વિચાર તરંગોમાં વિહરતો હતો. સહસા તેની પત્ની કલ્યાણી તે સ્થળે આવી ઉપસ્થિત થઇ કમલલોચન પોતાની પત્ની આગળ કોઇ વાત ગુપ્ત રાખતો નહોતો. તેથી ફોજદારને ત્યાં અભાગિની રત્નમયીના સંબંધમાં જે જે કાંઈ બન્યું હતું, તે સઘળું તેણે પત્નીને સ્પષ્ટપણે સંભળાવી દીધું.

કલ્યાણી તે સાંભળી સ્તબ્ધ બની ગઇ. આ અમંગળ ભયંકર વાતથી બન્ને નેત્રો ઉંચાં ચડાવી તે બોલી:— "સર્વનાશ થયો ! હવે શો ઉપાય કરવો ! કન્યાને બચાવવી જોઇએ; નહિતો કુળનું તમામ ગૌરવ નાશ પામી જશે. માતા જગદંબે ! તમે આ શું કર્યું !"

રત્નમયી પાસેના ઓરડામાં સુતી હતી. આ દંપતીની એવી માન્યતા હતી કે તેમની પુત્રી નિંદ્રાધિન બની ગઇ છે, માટેજ

તેઓ સઙ્કોચ રહિત બની આ પ્રમાણે વાર્તાલાપ કરતાં હતાં; પરંતુ સુખશય્યામાં પડેલી રત્નમણીએ તેમની આ સઘળી વાત સાંભળી હતી. તેના સમગ્ર શરીરમાં સહસ્ર વીંછીના દંશનું દુઃખ ઉત્પન્ન થયું. હરપ્રસાદ તેજ દિવસના પ્રાત;કાળમાં પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો હતો. રત્નમણીના મનમાં એમ થયું કે સ્વામીની સાથે આ બાબતમાં વિચાર કરવો, પણ તે કામ અત્યારે બની શકે તેમ નહોતું. તે મનમાં ને મનમાં બોલીઃ—" સ્વામીની નિંદા, સ્વામીની તરફ તિરસ્કાર એ એક ગંભીર મહાપાપ છે; તે હું આજ હવે સમજી શકું છું. આ મૃત્યુલોકમાં જે સ્વામી સ્ત્રીનો પ્રત્યક્ષ પ્રભુછે, આરાધ્ય છે, ઇષ્ટદેવ છે; તેમની મેં એક દિવસ અવગણના કરી હતી તેનુંજ ફળ હું અત્યારે ભોગવું છુ. જે કુટુંબમાં હું રાજ રાણી સમાન એકાધિશ્વરી થઇને વસી શકત; ત્યાં મારી સપત્નિ-સૌકય આવીને રહી છે. સ્વામીને ઘેર જતાં માર્ગમાં નરઘાતક દસ્યુ ભૈરવાનના હાથમાં પડીને કેટલુંક અપમાન પામી. પછી જે સ્વામીનું મેં અપમાન કર્યું હતું એજ મારા લજ્જાભયનિવારણ સ્વામીએ મને મરણના મોઢાંમાંથી બચાવી, છતાં વળી આ નવી આફત આવી. આ આફતતો સઘળી આફતો કરતાં આકરી છે. દેશના માલિક ફોજદારની ઇચ્છા પ્રમાણે નહિ થાય તો પિતાનું સત્યાનાશ નીકળી જશે. અને તેમની જીંદગી પણ ભયમાં આવી પડશે. હાય! મેં બધી દિશાઓમાં આફતનો અગ્નિ સળગાવ્યો છે! હું આ દુની-[illegible] સ્વરૂપ શા માટે જન્મી ?"

[illegible]મણીથી વધારે સહન કરી શકાયું નહિ, તેના હૃદયની કોમ-[illegible]ઓને જાણે કોઇ બળાત્કારે કચડી નાંખવા લાગ્યું. સહસ્ર

વીંછીના દંશની જ્વાળાઓ તે રોમ રોમમાં અનુભવવા લાગી. તેના શરીરના હાડપીંજરમાંથી જ્વાળામય વિદ્યુતનો વેગ જાણે સર્વત્ર દોડવા લાગ્યો. સમગ્ર શરીરમાંથી પરસેવાનો પ્રવાહ ખળખળ વહેવા માંડયો. મસ્તકમાંથી વિજાતીય ઉત્તેજનાથી તેનું બધું અંગ ધ્રુજવા લાગ્યું. કેવી બીષણ ભયંકર ઘટના !!

## ( ૧૩ ) આર્ત્તવાણી.

આખી રાત એવાજ વિચારોમાં વ્યતીત થઈ. પ્રાતઃકાળે વહેલાં ઉઠી રત્નમયીએ પૂજાદિ નિત્ય કર્મ પુરૂં કર્યું, પછી તે મનમાં વિચારવા લાગી:—"આ વિપત્તિમાં મારી રક્ષા કરી શકે એવું હું કોઇ પણ દેખી શકતી નથી. એક તે વિપદનિવારણ નારાયણ સિવાય બીજું કોઇજ નથી કે જે મારૂં આ દુઃખમાંથી રક્ષણ કરી શકે. જે લક્ષ્મી-જનાર્દન આર્ત્તના આશ્રય, ગરીબના બેલી છે, તેમની હું આજે ખરા હૃદયથી પ્રાર્થના કરીશ; પછી જોઇશ કે મારા આ દુઃખનો પ્રતિકાર થાય છે કે નહિ ?"

કમલલોચનરાયના મોટા ઘરમાં તેના પૂર્વજોએ પધરાવેલી લક્ષ્મી–જનાર્દનની પ્રતિમા હતી. રત્નમયી સ્નાન કરી, પવિત્ર કપડાં પહેરી, પુષ્પ, ચંદન, તુલસી વગેરે સાહિત્યો લઈ ઘરના ત્રીજા મજલા ઉપર એક ઓરડામાં પધરાવેલા નારાયણના મંદિરમાં દાખલ થઇ;

તે મંત્ર તંત્ર કાંઈ જાણતી નહોતી. તેણે મનમાં વિચાર કર્યો:—"સહેલા શબ્દોમાં મનની વ્યથા હું દેવ સમીપે પ્રકટ કરીશ તો શું તે તેઓ નહિ સાંભળે ? મારે મંત્ર તંત્રનું કંઈ પ્રયોજન નથી, જે ભગવાનનું સ્તોત્ર પિતાજી ભણે છે તે મને આવડે છે.

એનો પાઠ કરવાથી શું જનાર્દનની દયા નહિ થાય? દ્રૌપદીની લાજ સાચવનારા પ્રભુ મારા સર્વાંતર્યામિ દેવ છે. જરૂર તે મારા દિલનું દર્દ સમજી જશે. મારા આ મહાદુઃખનો ઇલાજ તેઓ સૂચવશે. જે દૈત્યવિનાશકારી તથા મધુકૈટધ્વંસકારી છે, તેજ મારા દુઃખનો નાશ કરી દેશે,"

ઘણીવાર સુધી લક્ષ્મીજનાર્દનને હૃદયની વ્યથા જણાવી રત્નમયીએ વિઘ્નવિનાશન સ્તોત્રનો પાઠ કરવા માંડયો, તેનાં કમળ જેવાં નેત્રોમાંથી ભક્તિનો અશ્રુ પ્રવાહ વહી નીકળ્યો. તે કંપિત સ્વરે બોલવા લાગી:—

भक्तिहीनं च दीनं च दुःखशोकातुर प्रभो ।
अनाश्रयमनाथं च त्राहि मां मधुसूदन ॥
दुःखार्णव परित्राणां त्राहि मां परमेश्वर ।
संसारघोरे मग्नोस्मि त्राहि मां मधुसूदन ॥
नवीन नीरद् श्यामं नीलेंदीवर लोचनम् ।

× × × ×

આ સ્તોત્રનો જપ કર્યા પછી રત્નમયીનું અંતઃકરણ જાણે એકાએક સ્વર્ગીય તેજથી ભરાઈ ગયું. કોઇ અશરીરી દૈવવાણી તેના કર્ણ પ્રદેશમાં ગુંજવા લાગી:—"તેને શું ભય છે! એક દિવસ જેણે કૌરવોની સભામાં પાંચાલ કુમારી–દ્રૌપદીનું રક્ષણ કર્યું હતું, તેજ તારૂં રક્ષણ કરશે. પતિને પરમેશ્વર ગણી તેને શરણ જવાથી તને કાંઈ પણ ભયનું કારણ રહેશે નહિ!"

રત્નમયીએ હાથ જોડી ઉંચું મોઢું રાખી, આંસુથી છલકાતાં નીલકમલ જેવાં નયનોથી તે જનાર્દનની પ્રતિમા સામે જોઇને બોલીઃ—" હે વિપદવારણ, દુઃખનિવારણ પ્રભુ! તમે કયાં છો? હે અનાથના નાથ—નિરાધારના આધાર તમે કયાં છો? મારી આ આર્ત્તવાણી તમારા ધ્વજ વજ્રાંકુશયુક્ત ચરણતલ સુધી શું નહિ પહોંચે પ્રભુ? તમે કયાં છો—કેટલે દૂર છો તે હું નથી જાણતી; કિન્તુ એટલું જાણું છું કે તમે ભકતાધીન ભગવાન છો. અનાથની માત્ર એક ગતિ છો. મારાં આ દીન નેત્રોમાંથી નીકળતી ક્ષીણ અશ્રુધારા નિશ્ચય તમારા રાજીવ ચરણ ધોશે. આપો—શક્તિ આપો. નારાયણ! પરિશ્રાંત નિરાશા દુર્બલ હૃદયને તમારી કરૂણાના મૃતસંજીવની મંત્રથી ઉત્તેજીત કરી દો. ભીષણ કાલમેઘથી મારૂં ભાગ્યાકાશ સમાકીર્ણ છે. હે ચિર પ્રસન્ન! ચિર કરૂણાકર! આ અભાગિની ઉપર કરૂણા કરો! પ્રભુ! તમે અનંત, અવ્યય, અક્ષય છો. હું અતિ દીન, ધણી નગુણી, તુચ્છ, વિનશ્વર ધૂળ જેવી છું. તમે ચિરજ્યોતિર્મય છો! હું ચિરાંધ-તમસાચ્છન્ન, પુણ્ય હીન જીવ છું! આ દુઃખ પ્રપિડિત, નિત્ય પાપકલંકિત, પુણ્ય વિભવહીન સંસારનો ક્ષુદ્ર કીટ છું, હે ભવબંધનવારી! હે દીન દીનબંધુ! હે કરૂણાસિન્ધુ! હે બહિરંતર દૃષ્ટિકારી મધુસૂદન! મારી રક્ષા કરો! રક્ષા કરો! રક્ષા કરો!

દેવચરણમાં ભક્તિથી પ્રણામ કરી: પછી હૃદયમાં નવું તેજ-બળ લઇ-નવી શક્તિ પ્રાપ્ત કરી રત્નમયીએ તે દેવ મંદિરનો ત્યાગ કર્યો. ત્યાર કેડે પોતાના ઓરડામાં જઈ ઉર્ધ્વ મુખ કરી એ બોલીઃ— " સ્વામી-ઇષ્ટ દેવ! આ વિપદ વખતે તમે કયાં છો? મારે બીજા કોઇ નારાયણ નથી. તમે મારી આ વિપદમાંથી રક્ષા કરો. તમેજ મારા વિપદ નિવારણ છો!"

## ( ૧૪ ) સ્વપ્ન અને સંતાપ.

પ્રથમ કહ્યું છે કે કમલલોચનરાયે તે રાત્રે પત્નીનો પુનઃ પુનઃ અનુરોધ હોવા છતાં કાંઇ પણ આહાર કર્યો નહિ. દૂધ, ફળ, મેવા વગેરે કોઈ પણ વસ્તુનો અભાવ ન હોતો, કિન્તુ તેણે પાણીનું ટીપું સરખું એ લીધું નહિ અને પથારીમાં જઇ સુઇ ગયો, તેને આજે નિદ્રામાં પણ શાંતિ નહોતી. રજનીના છેલ્લા પ્રહરમાં તેને કાંઇક તંદ્રા આવી; કિન્તુ તે તંદ્રા ભીષણ સ્વપ્નથી તે પૂર્ણ હતી!

તેણે સ્વપ્નમાં જોયું કે—"જાણે તેનું ઘર લુંટાઇ જાય છે. ફોજદારના મોગલ સિપાઇઓ તેને પકડીને ફોજદારના દરબારમાં હાજર કરવાને માટે બંદોબસ્ત કરે છે. અપમાન અને લાંછનાથી આત્મરક્ષા કરવા સારૂ રત્નમયી પાણીમાં ડુબી મરે છે, તેનો મૃતદેહ તેના મકાનમાંની તલાવડીમાં દેખાય છે અને કલ્યાણીએ વિષ પાનથી આત્મહત્યા કરી સકળ જ્વાળાને બુઝાવી છે. સહધર્મિણી કલ્યાણીનું શબ સંસ્કાર વિનાની અવસ્થામાં આંગણામાં પડી રહેલું છે.

તે જાણે મનની જ્વાળાથી ઉન્માદની પેઠે ઓરડામાંથી બહાર આવે છે. તે વખતે એ જુએ છે કે–તેની સામે રૂદ્ર–મૂર્તિ ફોજદાર મીર અલિખાં ઉભેલો છે. ફોજદાર તેને જોઇ રોષ પૂર્વક બોલે છે "કેમ કમલરાય! તમારી કન્યા કયાં છે?

કમલલોચન વિકટ હાસ્ય કરી ઉન્માદી મનુષ્યની પેઠે ઉદાસ દષ્ટિથી ફોજદારના મુખની તરફ જોઇ બોલ્યો—'મીરઅલીખાં! શયતાન! મારી કન્યાને તું મેળવી શકે, કિન્તુ તે આ અત્યાચારમય

દુનિયામાં નહિ ! તે તારા માટે પરલોકમાં અવસ્થાન કરે છે, ત્યાં જઇ તેની ઇજ્જતનો નાશ કર.''

આ વચનોથી ફોજદારે અતિ ક્રુદ્ધ થઇ તેને પ્રાણદંડની શિક્ષા ફરમાવી ! ચારે તરફથી ખુલ્લાં હથિયારોવાળા સિપાઇઓએ આ. વી તેને ઘેરી લીધો. મીરઅલીમાંએ તેમને હુકમ ફરમાવ્યો.

" અત્યારેજ આની હત્યા કરી નાંખો અને એ શયતાનનું માથું મારા પ્રાસાદમાં પહોંચાડો. "

એ સમયે સહસા તેની એ ભીષણ સ્વપ્નમય નિદ્રાનો ભંગ થયો. તે આશ્ચર્ય ચકિત બની શય્યામાં બેસી ભીષણ સ્વપ્નમય ઘટનાના પ્રતિકાર માટે દુર્ગાનામ સ્મરણ કરવા લાગ્યો. ઇષ્ટમંત્રનો જપ પુરો કરી, શય્યા ત્યાગ કરી તેણે જોયું તો કલ્યાણી એજ ઓરડામાં બીજી એક શય્યામાં નિદ્રાધીન થએલી છે અને રત્નમયી તેના પહેલાં શય્યા ત્યાગ કરી ઠાકુર મંદિરનું કામ કરે છે.

પિતાને જાગૃત જોઇ રત્નમયી તેની પાસે આવી ઉભી રહી. આંગણામાં એક પાટલા ઉપર તેણે તેના પ્રાતઃકૃત્ય માટેની સઘળી તૈયારી કરી રાખી હતી. કમલલોચનરાયનાં રાતાં નેત્રો અને મલિન મુખમંડળ જોઇ રત્નમયી ઘણી ભય પામી. માતા અને પિતાની વચ્ચે ગત રાત્રે થએલી બધી વાતચીત તેણે પ્રચ્છન્ન રીતે સાંભળી હતી. માતાપિતાની પેઠે તેણે પણ નિદ્રા વિના ઉદ્વેગમાં આખી રાત કાઢી હતી; કિન્તુ તે કરે શું ? એ કાર્યમાં એનું કાંઇ કામ નહોતું; તેથી બોલ્યા ચાલ્યા વિના તે ત્યાંથી ચાલી ગઈ.

રત્નમયીને ચાલતી જોઇ કમલલોચનના હૃદયમાં તે ભીષણ સ્વપ્નની લુપ્તપ્રાય સ્મૃતિનો ફરીને આવિર્ભાવ થયો. તે અસ્ફુટસ્વરે બો-

હ્યો:—" તું મરી નથી રત્ન ! તું જળમાં નથી ડુબી મરી અહા ! બચી ગયો ! કેવું ભીષણ સ્વપ્ન !"

રત્નમયીને કાને આ શબ્દો ગયા. તે મનમાં ને મનમાં બોલી—" અહા ! જો એમ બન્યું હોત તો આ સઘળી વિપદ આપદ નાશ પામી જાત; કિન્તુ હજુ મારે મરવાનો સમય થયો નથી. મૃત્યુ તો હિન્દુ રમણીને ખેલવાની વસ્તુ છે, સમય આવશે ત્યારે હું મરીશજ અને તેથી તમારાં આપદ વિપદ દૂર થશે, પિતાજી ! આ હત-ભાગિની કન્યા એને માટે પણ તૈયાર છે."

રત્નમયી મનમાં એક નૂતન જ્વાળા લઇ વિષણ્ણમુખે પાક-ગૃહમાં ચાલી ગઇ. મોટા પ્રાતઃકાળમાં ઉઠી તેણે ગાયો દહોવડાવી હતી. ઉષ્ણ જળ માટે અગ્નિ પ્રકટ કરી સૌથી પ્રથમ તેમાં દૂધ ઉનું કર્યું હતું. તે જાણતી હતી કે પિતાજીએ પૂર્વરાત્રે કાંઇ પણ આહાર કર્યો નથી, તેટલા માટે તેણે સવારમાં વહેલાં ઉઠી પિતાનાં સંધ્યાવંદનાદિ નિત્ય કર્મની સઘળી તૈયારી બરાબર કરી રાખી હતી.

કમલલોચને મનમાં વિચાર્યું:—" સ્નાન કરીને આવ્યા પછી પૂજનમાં બેસીશ. પ્રતિદિન તે સપ્તગ્રામની પાસે વહેતી સરસ્વતી નદીમાં નિત્યસ્નાન કરતો હતો: પરંતુ આજે તેણે સ્નાનાદિ નિત્ય-કાર્ય ઘર આગળજ કરી લીધું.

સંપૂર્ણ ઉષા હજુ ખીલી નહોતી. માત્ર ઉષાના પ્રકાશથી દિક્-મંડળ કાંઇક ઉજ્વળ થવા લાગ્યું હતું. પક્ષીઓ વૃક્ષરાજિની ઘટામાં ભરાઇને લલિત-મધુર ગીત ગાવા મંડી પડયાં હતાં.

કમલલોચને સ્નાન કર્યા પછી નારાયણ મંદિરમાં પ્રવેશ કર્યો. તે શક્તિમંત્રથી દીક્ષિત થયો હતો; કિન્તુ લક્ષ્મીનારાયણ તેના કુળ-પરંપરાના નિત્યસેવાના ગૃહદેવતા હતા. પૂજાદિ કર્મ પુરૂં કરી તે

બીજા ઓરડામાં ગયો. જઇને જોયું તો કલ્યાણી યથાસમય શય્યા ત્યાગ કરી ગૃહકાર્યમાં લાગી હતી. રત્નમયી પિતાને જમવા સારૂ વિવિધ પ્રકારની ઉપાહારની વસ્તુઓ તૈયાર કરી, એક આસન પાસે બેસી, થાળમાં તે સઘળી પૂરતી હતી. કમલલોચને તે ઓરડામાં પ્રવેશ કર્યો કે તરત રત્નમયી બોલી—" પિતાજી ! ગઇ રાત્રીએ તમે કાંઇ પણ જમ્યા નથી ! આજ તમારા માટે આ બધી જમવાની વસ્તુઓ હું મારા હાથે તૈયાર બનાવી લાવી છું. તમને મારા સમ છે. પિતાજી ! આ બધું તમારે જમી જવું પડશે ! "

કમલલોચન એ સ્નેહમયી કન્યાના મોઢાના શબ્દો સાંભળી વિચાર કરવા લાગ્યો—" આવું સ્નેહભરિત હૃદય આવી પિતૃભક્તિ. આવું આદરપૂર્ણ મન મારી કન્યા આ રત્નમયીનું ? ! " આ બધી બાબતનો વિચાર કરતાં તેનાં નેત્રોમાં આંસુ આવ્યાં. ઘણા શ્રમે માનસિક ઉચ્છ્વાસ દબાવી તે તૈયાર કરેલા આસન ઉપર બેઠો.

સ્નાન કર્યા પછી તેના શરીરે કાંઇક સ્નિગ્ધભાવ ગ્રહણ કર્યો હતો, ઇષ્ટદેવની પૂજા કરી રહ્યા કેડે તેના મનમાં એક નવી ચિંતા ઉપસ્થિત થઇ હતી અને તેના હૃદયમાં હજુ જે કાંઇ દિલગીરી અવશેષ રહી હતી તે સ્નેહમયી કન્યાના સ્નેહાદરથી ઘણા પ્રકારે શાંત થઇ. ગતરાત્રીએ કલ્યાણીએ તેને કથોપકથનમાં કહ્યું હતું—'' આટલા વખતથી હંમેશ ઐશ્વર્યનીજ ઉપાસના કરતા આવ્યા છો—ભગવાનની ભક્તિ તો કોઈ દિવસ કરી નથી. " આ શબ્દોને સાચા ગણીને તેણે આજ શાંતચિત્તે તે શક્તિસ્વરૂપિણી દેવી ભવાનીની પણ પૂજા કરી હતી.

પત્ની કલ્યાણી પણ ત્યાં આવીને ઉભી રહી. ઘણા આગ્રહથી

સ્વામીને તેણે થોડું ભોજન કરાવ્યું. ભાવી વિપદની ચિંતામાં રાત્રે તેણે જળપાન કર્યું નહોતું. છતાં સ્વામીએ અભુક્ત સ્થિતિમાં શયન કર્યું, તેથી તેને ઘણું દુઃખ થયું હતું.

કમલલોચન જમીને બહારના ખંડમાં ચાલ્યો ગયો. ઘટનાચક્રના પરિવર્તનથી સ્નેહમયી કન્યા રત્નમયી તથા અનુરક્તા પત્ની કલ્યાણી અત્યારે તેને આંખના કણા સમાન લાગતાં હતાં. અત્યારે તેમનો સંગ તેને વિષ સમાન જણાતો હતો. તેમનાં મોઢાં તરફ જોવાનું તેનામાં ધૈર્ય નહોતું. જ્યારે તેને વિચાર આવતો હતો કે—શારદ—નલિની સમાન પોતાની આ પ્રફુલ્લમયી કન્યા ફોજદારના હાથથી કલંકિત બનશે; ત્યારે તેના હૃદયમાં એક ભીષણ અગ્નિની ભયંકર જ્વાળા સળગી ઉઠતી હતી.

## ( ૧૫ ) માનસિક દુર્બળતા.

જમીને બહારના ખંડમાં આવતાંજ આમિલદાર કમલલોચનરાયે જે દૃશ્ય જોયું; તેનાથી તેનું મસ્તક ભ્રમિત થઈ ગયું. તે એક સરખી નજરે દ્વાર સામે જોઇ રહ્યો. દ્વાર ઉપર બે મોગલ સિપાઇઓ પહેરો ભરતા હતા, કે જેઓ ફોજદારના સિપાઇઓ હતા !

પહેલાં ફોજદારના સિપાઇઓ તેને જોતા કે તરત આદરભાવથી દૂર હઠી ઉભા રહેતા; પરંતુ આજે આ બન્ને પહેરેગીરોએ તેને જોયો, છતાં તેમણે તેને કશું આદર—માન દીધું નહિ !

કમલલોચન બહુ શંકિત થયો. તેણે એક પહેરેગીરની પાસે જઇ પૂછયું—“ કેમ, શી હકીકત છે ? ફોજદાર સાહેબ પાસેથી શું તમે કાંઇ ખબર લાવ્યા છો ? ”

" ના, સાહેબ ! અમે આપના આ ઘરની ચોકી કરવા આવ્યા છીએ. "

" અમે " શબ્દ સાંભળી વધારે આશ્ચર્ય પામી કમલલોચનરાયે પૂછ્યું—" અમે એટલે-શું તમારા એ સિવાય બીજો કોઇ છે ? "

" હા છે. પચ્ચીસ સિપાહીઓ આપના આ ઘરને ઘેરીને ચારે તરફ ચોકી કરે છે. "

" શું હું નજરકેદી છું ? "

" હા. નજરકેદી નહિ તો બીજું શું ? "

" આવી આજ્ઞા કોણે આપી ? "

" મુલ્કમાલિક ફોજદાર સાહેબે ! "

" મારી કસુર શું ? "

" તે તમે અને તેઓ જાણો. અમે તો માત્ર ચિઠ્ઠીના ચાકર-હુકૂમના તાબેદાર ! "

" તમને તેમણે કેવો હુકૂમ કર્યો છે ?

" અમને એવો હુકૂમ આપ્યો છે કે એક કીડી પણ આપના મકાનમાંથી બહાર જઇ શકે નહિ અથવા મકાનમાં પ્રવેશ કરી શકે નહિ ! "

વાત સાંભળતાં કમલલોચનના માથા ઉપર વજ્ર તૂટી પડયું. તે બરાબર સમજ્યો કે રાજ્યના કારાગારને બદલે પોતાના ઘરમાંજ પોતે કેદી બન્યો છે ! સ્વાધીનતા, સંમાન, પદગૌરવ સઘળું ગહન પાણીમાં જાણે ડુબી ગયું ! તેની પદવીની ચડતી અને ઐશ્વર્યની ઉન્નતિ જોતાં ઘણા માણસો તેના દુશ્મન બન્યા હતા, અત્યારે તે સઘળા તેનું આ શોચનીય અધઃપતન જોઇ મનમાં ઘણા ખુશી થશે. તેને અવમાનિત લાંચ્છિત-કલંકિત અને વિદ્રુપ વડે જર્જરિત

બનાવશે ! હાય ! શું આવો સર્વનાશ થયો ! અભિમાની સિપાઈઓના ઉષ્ણ નિશ્વાસ સહન ન થવાથી તે અંદરના ઓરડામાં પાછો ચાલ્યો ગયો.

વિશ્વનો ગ્રાસ કરનારી દારૂણ ચિંતા ! આવી સુન્દર સ્નિગ્ધ ઉષામાં તેનો તે સુખમય વિશ્રામખંડ જાણે અગ્નિની જ્વાળાઓથી સળગી ઉઠયો. આ ઉષ્ણતા નહિ સહન થવાથી તે એક બારી પાસે જઇ ઉભો રહ્યો. થોડે દૂર શુભ્રસલિલા પવિત્ર સરસ્વતી તરંગ કલ્લોલ કરતી વહન કરતી ચાલી જતી હતી. સરસ્વતીના વક્ષ પ્રવાહ ઉપર ચાલતાં વહાણો, હોડીઓની આકાશ સુધી ઉંચે ઉડતી સફની પતાકાઓ પવનમાં ફરી રહી હતી. એ વખતે સપ્તગ્રામ એક સારૂં મુખ્ય બંદર હતું. અંગ્રેજ, ડેનિશ, ફ્રેન્ચ અને ફીરંગી વ્યાપારીઓ સપ્તગ્રામના વિસ્તૃત બઝારમાંથી અનેક સારી ચીજો ખરીદ કરી સંપત્તિવાળી બંગભૂમિનો વૈભવ ઘણે દૂર-દરિયાપાર યુરોપમાં મોકલતા હતા, સરસ્વતીમાં એ સમયે પુષ્કળ પાણી રહેતું અને તેથી અનેક વ્યાપારીઓનાં વહાણો સરસ્વતીને કિનારે પડયાં રહેતાં. કિન્તુ એ દિવસોની આ બધી સત્ય ઘટના અત્યારે આપણને ઉપકથા જેવી લાગે છે !

સરસ્વતીને કાંઠે થોડે દૂર ફોજદારનું મોટું મકાન હતું. તેના ઉપર મોગલોની લાલ રંગની ધ્વજા ફરકતી હતી. એ મકાનને જોતાં તેના દિલમાં સહસ્ર વીંછીના દંશની પ્રબળ વેદના થવા લાગી. ગત રાત્રે પોતે એજ મકાનમાં ગયો હતો અને એજ મકાનમાંથી પોતે મનમાં ભયંકર દાવાનળની જ્વાળા લઇને ઘર તરફ પાછો આવ્યો હતો. તેને એ યંત્રણા, અધઃપતન, ભાગ્યવિપ્લવ અને સર્વનાશનું મૂળ હવે એ મકાનની અંદરજ રહેલું લાગતું હતું.

કમલલોચનથી એ દૃશ્ય જોઈ શકાયું નહિ, તેથી બારી બંધ કરી તે શય્યામાં જઈ પડયો, કિન્તુ જ્વાળામય મનમાં નિદ્રાની શાંતિ થવી અસંભવિત હતી. તે આંખો બંધ કરીનેજ પથારીમાં પડયો રહ્યો.

પૂર્વ રાત્રીએ પતિએ કાંઇ ભોજન લીધું નહોતું; તેથી કલ્યાણીએ કન્યાને મદદમાં લઇ રસોઇનું કામ પ્રાતઃકાળમાંજ પુરૂં કર્યું. પતિના ખંડમાં ઘણા ધીમા પગલે જઇને જોયું તો તે સુતેલો છે, નિદ્રામાં હશે, એમ કલ્પી તેને બોલાવ્યા વિના નિરાશ હૃદયે તે એ ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

લગભગ સવારના દશ વાગ્યાનો સમય થયો હતો. કલ્યાણી એ વખતે સ્વામીને બોલાવવા ગઇ, કમલલોચન ઉઠીને શય્યામાં બેઠો હતો; કિન્તુ ચિંતામાં નિમગ્ન હતો.

પત્નીના આગ્રહથી તે જમવા બેઠો. પણ તે કેવળ નામમાત્ર. કમલલોચને આચમન વગેરે કરી અતિ વિમર્ષભાવે ફરીને પોતાના વિશ્રામખંડમાં પ્રવેશ કર્યો.

કલ્યાણી સ્વામીની પતરાવળીમાં પ્રસાદ લેવા બેઠી. અત્યંત ભક્તિભાવે તે દેવતાનો પ્રસાદ ગણીને નિત્ય સ્વામીનું વધેલું પ્રસાદિત અન્ન ખાતી હતી, કિન્તુ તે દિવસે તેનું એ પવિત્રાન્ન ગ્રહણ કરતાં તેને જરા પણ તૃપ્તિ થઇ નહિ. તે ઘણું ઓછું અનાજ જમીને ઉઠી ઉભી થઇ ગઇ. કન્યા રત્નમયીની દશા પણ એના જેવીજ હતી !

દિવસ કોઇને માટે પણ અપેક્ષા કરતો નથી. કમલલોચને તેના વિશ્રામખંડમાં સુઇને, બેસીને દિવસ પૂરો કર્યો. આલસ્ય

કાઢવા સારૂ તેણે સહજ શયન કર્યું; પરંતુ જે તંદ્રા આવી તે સ્વપ્ન વિભીષિકામય હતી.

સંધ્યા સમયે તેના ઠાકોરજીના મંદિરમાં આરતી અર્થે નિત્ય શંખઘંટાનો ધ્વનિ થતો હતો. તે દિવસનો એ સુગંભીરધ્વનિ જાણે તેને બલિદાનનાં વાજીંત્ર વાગતાં હોય તેવો જણાવા લાગ્યો. વાદ્ય કોલાહલ બંધ થતાં તેના હૃદયને કાંઇક શાંતિનો લાભ મળ્યો.

અને રત્નમયી—તેણે પણ વિવિધ પ્રકારની દુર્ભાવનાઓમાં સમસ્ત દિવસ પૂરો કર્યો હતો. રડી રડીને બીછાનું ભીંજાવી મૂક્યું હતું; કિન્તુ કેવળ રડવાથી મનુષ્યની મહા વિપત્તિઓ દૂર થતી નથી. તે અસ્ફુટ સ્વરે બોલવા લાગી;—" મારા પિતાને નથી શું ? ઉચ્ચ રાજપદ, રાંજસંમાન, ત્રણ ગઢેલો, સિપાઇઓ, દાસદાસીઓ અતુલ ઐશ્વર્ય એ સઘળું છે-નથી શું ? કિન્તુ આ અભાગિની કન્યા માટે તેમનું તે સર્વ જવા બેઠું છે. તેમના પ્રાણ અને ધર્મ તાણાતાણ કરી રહ્યા છે. એક દિવસ આ ઐશ્વર્ય મદમાં અધીરા બની દરિદ્ર સ્વામીનું મેં અપમાન કર્યું હતું, આજે શું તેના સાંઘાતિક પ્રાયશ્ચિતનો દિવસ આવ્યો છે ? હું મરવા તૈયાર છું. મરવામાં મને કાંઇ પણ દુઃખ નથી. કિન્તુ આ વાંચ્છિત મરણપથ પ્રશસ્ત કરવા સારૂ કોની પાસે વિષ મગાવવું ? ફોજદારના સિપાઇઓ આ ઘરની બહાર કોઇને પણ નીકળવા દેતા નથી ! હાય ! શું ત્યારે મરવામાં પણ મને સ્વાધીનતા—સ્વતંત્રતા નથી ? "

" વિષ ન મળે તો બીજો ઉપાય છે; તે ઉપાય તીક્ષ્ણ અસ્ત્ર. પિતાની પાસે એક વખત મેં તીક્ષ્ણ છૂરી જોઈ હતી. તે રત્નજડીત છે. ભૂતપુર્વ નવાબ ઇરફાનખાંએ પિતાજીને તે કોઇ જરૂરી

રાજકાર્યના સાફલ્ય માટે શિરપાવ સહિત ભેટ આપી હતી. તે છૂરી તેમની પાસે છે. હું લેવા ધારૂં તો તે મળી શકે તેમ નથી, માટે તેનું નિતાંત પ્રયોજન સમજી ગમે તે ઉપાયે મારે ચોરી કરીને તે મેળવવી પડશે. આ વિપદ સમયે ક્યાં છે એ મારા વિપદવારણ મધુસુદન રૂપ સ્વામી? જો હું મરીશ તો ફરીને તેમનું દર્શન થશે નહિં. આ સિપાઇઓથી ઘેરાએલા ઘરમાંથી કોઇને બહાર મોકલવાનો કાંઇ ઉપાય નથી! તેમને આ વિપદના વર્ત્તમાન શી રીતે મોકલું?"

રાતને વખતે નિર્જન શય્યામાં સુતેલી રત્નમયી આ સર્વ ભીષણ ચિંતામાં નિમગ્ન હતી. તે હતાશ બનવાથી તેનું હૃદય ભગ્ન થઈ પડયું હતું; સુતાં સુતાં, રડતાં રડતાં, વિચારો કરતાં કરતાં અનેક મર્મચ્છેદી દીર્ઘશ્વાસ મૂકતાં મૂકતાં રત્નમયી આખરે નિદ્રાધીન થઇ ગઇ; રાતનો તે વખતે દ્વિતીય પ્રહર હતો, ઘોર રજની હતી. સમસ્ત પ્રકૃતિ ચંદ્રની ચાંદનીથી ઉજ્વળ બની રજતસ્રોતમાં વિહરતી હતી. પ્રકૃતિની ને હાસ્યમયી મૂર્તિ કમલલોચનરાયમાં જરા પણ શાંતિ લાવી શકી નહિ.

પત્ની કલ્યાણી તે દિવસ બહુજ અવસ્થ થઇ પડી હતી. તે પોતાના ઓરડામાં નિદ્રાધીન બની ગઈ હતી! કમલલોચનરાય ધીમે પગલે શય્યા ત્યાગ કરી બારી પાસે આવ્યો. તે બારી નીચે ઘરનો ન્હાનકડો બગીચો હતો. તે શબ્દ શૂન્ય, નિસ્તબ્ધ, નિખર રાત્રે તેણે ભીંતના બહારના ભાગમાં ફોજદારના ચોકીદારોનો ઉંચે સાદે થતો વાતચીતનો શબ્દ સાંભળ્યો. ભયથી તેનું હૃદય કંપી ઉઠયું.

ધીમાં પગલાં માંડતાં તે બારીનો ત્યાગ કરી એ ઓરડામાંથી કમલલોચન બહાર આવ્યો અને પાસેના બાજા ઓરડામાં તેણે પ્રવેશ કર્યો. ગાંડાની પેઠે તે બૂમ પાડીને બોલી ઉઠયો:—"ના, પલાયન કરવાનો કોઇજ ઉપાય નથી, રત્નની કલંકકાલિમામાંથી રક્ષા કરવાનો બીજો કોઈ પણ ઉપાય નથી.

રત્નમયી આ પહેલાં ઓરડામાં સુતી સુતી જે છૂરીનો વિચાર કરતી હતી, તેજ છૂરી કમલલોચને એક મોટી પેટીમાંથી બહાર કાઢી. પિશાચના જેવું એક વિકટ હાસ્ય કરી તે બોલ્યો:—"ઠીકજ થયું છે! સ્વર્ગીય નવાબ ઇરિફાનખાંએ મને આ બક્ષિસ આપતી વખતે કહ્યું હતું કે–'કમલરાય! હું આશા રાખું છું કે, બાદશાહની આપેલી આ છૂરી સામાન્ય ભેટ છે, છતાં કોઇ વખતે તમને તે ખરેખરી ખપ લાગશે.' તેમણે યોગ્ય વાતજ કરી હતી. આ સિવાય તે રત્નજડિત છૂરીનો બીજો શો સારો ઉપયોગ થઇ શકવાનો છે?"

કમલલોચન આ વખતે જાણે પ્રકૃત ઉન્માદ બન્યો હતો! રાત્રીનો દ્વિતીય પ્રહર લગભગ પુરો થવા આવ્યો હતો, છતાં તેનાં નેત્રોમાં નિદ્રા નહોતી. તેણે પિશાચની પેઠે વિકટ દૃષ્ટિથી એકવાર તે નિસ્તબ્ધ ઓરડામાં ચારે તરફ જોયું; તે પછી રત્નમયીના ઓરડાની પાસે નિઃશબ્દ પદસંચારથી ઉપસ્થિત થઇ ધીમેથી બારણાને ધકેલતાં તે તરત ઉઘડી ગયું.

રત્નમયીનો સ્વભાવ એવો હતો કે તે કદી પણ દ્વાર બંધ કરીને સુતી નહોતી. કમલલોચન ચોરની પેઠે ઘણી છૂપી રીતે પગલાં મૂકી તે ઓરડામાં દાખલ થયો, ઓરડામાંનો સ્નિગ્ધપ્રદીપ ક્ષીણ

જ્યોતિથી હજુ પણ બળતો હતો. રત્નમયી નિદ્રિતા થઇ હતી. તે શુભ્ર શય્યા ઉપર એ નિસ્પંદભાવે સુતી હતી. તેને જોઇને અનુમાન થતું હતું કે જાણે તે શુભ્ર શય્યામાં સોનેરી ચંપાનાં સુંદર પુષ્પો મુકી રાખેલાં છે! મસ્તક અવગુંઠન રહિત થઈ ગયું હતું. શ્યામ કેશરાશિ શુભ્ર ઉપાધાર-ઓશિકા ઉપર અહીંતહીં વિખેરાયલા હતા. તે અપૂર્વ કાંતિમંડિત શુભ્ર મુખમંડળ ઉપર દીવાનો પ્રકાશ પડતો હતો; તેનાથી તે મુખ જાણે વધારે સુંદર દેખાતું હતું.

કમલલોચનરાય એક દૃષ્ટે તે માધુરીમયી સ્નેહવતી પ્રતિમા તરફ જોઇ રહ્યો. અને મનમાં ને મનમાં અસ્ફુટ સ્વરે બોલવા લાગ્યો;—"જેને લીધે મારો આ સંસાર છે, જે મારા આ સંસાર નંદનનું પરિજાત છે, તેની શું હું સ્વહસ્તે હત્યા કરૂં? પિતા થઇ કન્યાના શોણિતથી હાથ રંગું? અરે, કેવી ભયાનક કલ્પના!"

ફરીથી ભીંતની પાસેના મોગલ ચોકીદારોનો કઠોર કોલાહલનો શબ્દ સહસા તેને શ્રુતિગોચર થયો. તે સાંભળી એ ફરીને ભયચકિત થયો. દૃઢતાથી તીક્ષ્ણ છૂરી લઇને કન્યાની શય્યા પાસે હત્યાકારી સ્વરૂપે આવી ઉભો રહ્યો. તે વખતે તેનું સર્વ શરીર કંપતું હતું. ગમે તેમ કરી જરા હિંમત લાવી ભીષણ ભ્રકુટી ભંગ સહિત તે બોલ્યો:—"હવે નહિ, મુહૂર્ત માત્રનો વિલંબ થવાથી મારો એ સુદૃઢ સંકલ્પ ચાલ્યો જશે! આ સુંદર સ્નેહભર્યું મુખ જેમ જેમ જોઇશ, તેમ તેમ મારા હાથની આ આબદ્ધ-દૃઢ મુષ્ટી શિથિલ પડી જશે. હવે નહિ! રત્નમયી! આજ તારો આખરનો દિવસ! આજ તારો પિશાચ પિતા તારાહૃદયના શોણિતથી શયતાન મીરઅલીખાંની પ્રચંડ વાસનાની જ્વાળાને શાંત કરી દેશે,"

આવા ઉન્માદ જેવા અસતર્ક શબ્દોચ્ચારે એકાએક રત્નમયીની નિદ્રાનો ભંગ થયો. શય્યામાંથી ઉઠી, બેઠાં થઇ વિસ્મય સાથે જોયું તો તેનો પિતા હાથમાં એક તીક્ષ્ણ હથિયાર લઇને ઉભો છે. જે છુરી મેળવવા માટે તેણે થોડીવાર પહેલાં અત્યંત વ્યાકૂળતા દેખાડી હતી, તેજ છુરી તેના પિતાના હાથમાં છે. જેની મદદથી પોતે ઘણી શીઘ્રતાથી પોતાનું મૃત્યુ લાવી શકત, તે તેનો સ્નેહમય પિતા–તેની સ્વેચ્છાથી આગ્રહ પૂર્વક તે મૃત્યુ આપવા આવ્યો છે!

રત્નમયી તેથી જરા પણ ભય પામ્યા વિના સ્નેહમય કંઠે બોલી:—"પિતાજી!"

કમલલોચન ભયથી કાંઇક પાછો હઠી ગયો. તેની દઢ મુષ્ટી શિથિલતર થઇ ગઇ. હાથ કંપવા લાગ્યો. હૃદયમાં એક પ્રકારનો મહા ઉત્પાત ઉઠયો. તેનો હૃત્ પિંડ જાણે ઉત્પાતથી વિધ્વસ્ત થતાં પાંદડાંઓ પેઠે છિન્ન વિચ્છિન્ન થઇ ગયો.

રત્નમયી બોલી:—"કઇ વાતનો ભય? કઇ વાતનો સંકોચ પિતા? મારી છાતીમાં તમારી આ છુરી ખોસી દ્યો. હુંજ તમારા સર્વનાશનું મૂળ છું. ભૂલી જાઓ કે હું તમારી કન્યા રત્નમયી છું! ભૂલી જાઓ કે આ સંસારમાં કન્યા તરીકે તમારે કોઇ હતું-જ નહિ! તમારા વંશનું ગૌરવ, મારૂં નારી સંમાન જેનાથી સચવાય એજ કરો!! હું જરા પણ ભયથી કંપિશ નહિ, જરા પણ દુઃખિત થઇશ નહિ. એક દિવસ ભવાનીની સેવા માટે ભૈરવ લુંટારાના કાલિ મંદિરમાં આ દેહ બલિદાન માટે ઉત્સર્ગીકૃત થયો હતો. કિન્તુ તે દિવસ માતાએ બલિદાન સ્વીકાર્યું નહિ. આજ તે શુભ અવસર ઉપસ્થિત થયો છે, હે પિતાજી! માનું તે શૂન્ય

ખપ્પર તમારી આ ચીર અભાગિની કન્યાના હૃદયની શોણીત ધારાથી પૂર્ણ ભરી દો !"

કમલલોચનરાય ઉદાસ નેત્રે રત્નમયીના મુખ સામે જોઇ આ સઘળું સાંભળતો હતો, તેનો હાથ કંપી ઉઠયો. મુઠી શિથિલ થઈ ગઇ. છૂરીને એકદમ જમીન ઉપર પછાડી તે ત્વરિત ગતિથી એ ઓરડા બહાર ચાલ્યો ગયો.

રત્નમયી તે ઘટનાથી જરા પણ ભય પામી નહિ. તેણે મનમાં વિચાર્યું નારાયણ મધુસુદન જે ભક્તના ભગવાન છે, તે મેં આજ પ્રત્યક્ષ જોયું છે. વિપદ કાતર ભક્તની મનોવાંચ્છના તે આવીજ રીતે પૂર્ણ કરે છે. આ છૂરી મેળવવા માટે હમણાં હું અત્યંત ઉદ્વિગ્ન થઈ રહી હતી ! તે તેમણે મારા પિતાના હાથદ્વારા મોકલી આપી છે ! મારી બધી ચિંતા પણ હવે નાશ પામી ગઈ છે. આ હથિયારજ મારા નારી સંમાનની રક્ષા કરશે. તાકાત શી છે, એ પિશાચ મીરઅલીખાંની કે તે મારો અંગ સ્પર્શ કરી શકે !

## ( ૧૬ ) પલાયન.

ભવિતવ્યનું વિધાન વિફળ થતું નથી, જોતાં જોતાંમાં ત્રણ દિવસ વીતી ગયા; છતાં કમલલોચનરાય તેની કન્યાને ફોજદારના હાથમાં આપવી કે નહિ, તે ચોક્કસ કરી શકયો નહિ !

બીજી તરફ રત્નમયીના સમુજ્વલ રૂપની સુન્દર છબી ફોજદાર મીરઅલીખાંના હૃદયમાં ઘણે ઉંડે જઈ ચોંટી ગઇ હતી. જેમ જેમ દિવસો જતા હતા તેમ તેમ તે ઘણો અધીરો બનતો જતો હતો, તેના મીઠા બોલા મળતીઆઓ કમલલોચનરાયના ઘોર શત્રુ

હતા, તેમણે તેને ભય દેખાડયો કે:—" હિન્દુઓનો વિશ્વાસ કરવો નહિ ! કમલલોચન ઘણો વિલક્ષણ પુરુષ છે. આવી રીતે એક અદ્-વાડીઉં રાહ જોશો તો તેની રૂપવતી કન્યાને તે નક્કી કયાંઇક મોક-લી દેશે."

આ વાત ફોજદાર મીરઅલીખાંના મનને સાચી લાગી. તેણે આ અગાઉથીજ કમલલોચનરાયના સર્વનાશનો સઘળો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તેના મનનો સંકલ્પ તેણે ગુપ્ત દરબાર વખતે કાર્યમાં પરિણત કર્યો.

આ ગુપ્ત દરબારમાં કમલલોચન રાયની વિરૂદ્ધ નાલિશ કરવા માટે બે પદસ્થ રાજકર્મચારીઓએ અરજી પેશ કરી. કમલરાયે આમિલદાર રૂપે વીરભૂમની પ્રજા ઉપર શાસન કરતી વખતે એક લાખ કરતાં વધારે રૂપીયા પચાવી પાડયા હતા. એજ તેની વિરૂદ્ધ-માં રેજુ થએલો અભિયોગ હતો. ફોજદાર આટલા દિવસ આ કમલલોચનરાય ઉપર યથેષ્ટ નેક નજર રાખતો હતો. તેથી તેના શત્રુઓ આજ સુધી નિશ્ચેષ્ટ રહ્યા હતા. આજ ઉપયુક્ત અવસર જોઇ, તેમણે ફોજદારની હજૂરમાં અરજી પેશ કરી.

એ અરજી ઉપર હુકૂમદાતા સ્વયં ફોજદાર હતો. તેના હુકૂમ ઉપર બોલનાર કોઇ નહોતું. આથી આ અભિયોગ લાવ-નારાઓએ કમલલોચનની વિરૂદ્ધ જે ફરિયાદ રજુ કરી હતી. તે સંબંધી સાધારણ સાક્ષીઓ લઇને, કમલલોચનને પોતાનો બચાવ કરવાનો સમય આપ્યા વિના ફોજદારે એજ દરબારમાં આદેશ કર્યો કે—પ્રમાણો ઉપરથી સિદ્ધ થયું છે કે આમિલદાર કમલલોચ-નરાયે સરકારના લાખ રૂપીયા પચાવી પાડયા છે, માટે તે આમિ-

લદાર કમલલોચનરાયનું સર્વસ્વ સરકારમાં વસુલ કરવામાં આવે છે. આ હુકમનો હમણુંજ અમલ કરવો, એવો મારો આદેશ છે, તે નાસી જવા પામે નહિ; માટે પૂરતા બંદોબસ્તની જરૂર છે. એને બંદીવાન બનાવી કારાગારમાં રાખવાનું ફરમાન કરવામાં આવે છે."

સરકારના આવા હુકમના બળથી બળવાન સિપાઇઓને સાથે લઇ એક સેનાપતિ કમલલોચનના ઘર આગળ હાજર થયો.

કમલલોચન આ વખતે બહારના ખંડમાં બેઠો હતો, સેનાપતિને વધારે મુશ્કેલી નડી નહિ. તે ફોજદારના હુકમના બળ ઉપર અતિ સહેલાઇથી અસ્ત્રના ઉપયોગ વિના કમલલોચનરાયને કેદી બનાવી શક્યો. પછી તેને બેડીઓ પહેરાવી કારાગારમાં તેને પૂરવામાં આવ્યો.

કમલલોચનના બધા હિન્દુ મુસલમાન સિપાઇઓમાંથી ફોજદારના તીજોરીખાનામાં વારંવાર માગણી થયા કરતી હતી. કાંઇક બખેડો ઉપસ્થિત થાય એમ ધારી, ફોજદારે બુદ્ધિનો ઉપયોગ કરી બે દિવસ પહેલાંજ ઢાકા તરફ એક સરકારી વહાણમાં તિજોરી લઇ જવા નિમિત્તે કમલલોચનના હિન્દુ સિપાઇઓને એ વહાણ પર ચોકીદાર તરીકે મોકલી દીધા હતા બાકીના જે સર્વ સિપાઇઓ રહ્યા હતા તે મુસલમાન હતા. ફોજદાર જાણતો હતો કે તેમના તરફથી કમલલોચનને કાંઇ પણ સહાયતા મળવાની નથી.

ફોજદારે જાણ્યું કે કમલલોચન ઝાઝી તકલીફ વિના કેદી બનીને સરકારી કારાગારમાં પૂરાયો છે, એટલે તેના નાસી જવા સંબંધની એની સઘળી ચિંતા દૂર થઇ. એજ દિવસ જો તે તેની સૌન્દર્યવતી કન્યાને બળાત્કારે પોતાના મહેલમાં લાવે તો તેથી તેના રૂઆ

નામને કલંક લાગે. આથી તેણે બીજા પણ બે એક દિવસ રાહ જોવાનો સંકલ્પ કર્યો પરંતુ કમલલોચનના ઘરની ચારે તરફ ચોકી પહેરાનો જે બંદોબસ્ત હતો તે બમણો કરી દીધો.

સ્વામીના કારાવાસના સમાચારથી એકાંતાનુરક્તા પત્ની કલ્યાણી મૂર્ચ્છા ખાઇ જમીન ઉપર પડી. રત્નમયી તેની માતાની સારવારમાં નિયુક્ત થઈ. તે એવા વખતમાં પણ હૃદયનું બળ હારી નહિ. હજુ પણ તેને આશા હતી કે ફોજદાર તેના પિતાને કારારુદ્ધ કરી રાખશે; પણ તેની હત્યા કરવાનું સાહસ તે કદી પણ કરશે નહિ.

રત્નમયીએ અનેક કષ્ટે મૂર્ચ્છિતા માતામાં ચૈતન્ય સંપાદન કર્યું. માતાને આશાપૂર્ણ વાક્યે બોલાવી કહ્યું-" ભય શું છે મા તમારે ? મારા પિતાજીને બેઃ દિવસ રોકી રાખી શકે; એટલી હિંમત ફોજદારમાં નથી." ગભરાઇ ગએલી કલ્યાણી કન્યાનાં સાંત્વનાયુક્ત વચનોથી હૃદયને દૃઢ બનાવી ઉઠીને બેઠી થઇ.

દિવસ વીતી ગયો. રજનીનો પ્રથમ પ્રહર પણ વીતી ગયો છે. અને તેજ દિવસ ના બે પ્રહર સુધીના ગુપ્ત પરામર્શ પછી કમલલોચનરાયના ઘરના ખાસ ભાગોનું રક્ષણ કરનારા હિન્દુ પહેરેગીરોએ મંત્રણા કરી સ્થિર કર્યું છે કે—' જો ફોજદારનો કોઈ પ્રહરી બળાત્કારથી અંદર પ્રવેશ કરવા ઇચ્છે, તો આપણે તેની હત્યા કરી નાંખવી, પ્રાણ હોય ત્યાં સુધી તેમને કોઇને અંદર જવા દેવો નહિ."

આ કેટલાએક રાજપૂત કમલલોચનના પોતાના હોઈ ગૃહરક્ષક રીકે તેનું નિમક ખાતા હતા એ ઉપરોક્ત ઉદ્દેશથી હિન્દુ દરવાન ભોદારોએ પોતાનાં આવશ્યકીય હથિયારોનો સવારથી સંગ્રહ કરી રાખ્યો હતો.

ગંભીર રાત્રે કેટલાએક મોગલ પ્રહરી મકાનના આંગણામાં આવવાની ચેષ્ટા કરવા લાગ્યા. રાજપૂતોએ તેમને રોકવાનો પ્રયત્ન કર્યો અને એમ કરવા જતાં તકરાર થઇ પડી.

ગૃહરક્ષક રજપૂતોની સંખ્યા માત્ર આઠ ! અને તે ઘરને ઘેરી રહેલા મોગલોની સંખ્યા લગભગ પચીસ. દરવાનો જ્યારે દેવડીનો પ્રવેશ પથ રોકીને સંગીન હાથમાં લઇને ઉભા રહ્યા; ત્યારે એક વિષમ લડાઇ ઉભી થઇ. ઉભય પક્ષમાં યુદ્ધ જામ્યું અને ભયાનક કોલાહલ ઉપસ્થિત થયો.

એ ભિષણ કોલાહલ શબ્દ આંગણામાંથી અંતઃપુરમાં જઇ માતા તથા કન્યાને કાને પહોંચ્યો. એ વખતે એક પરિચારિકાએ હાંફતાં હાંફતાં આવીને સમાચાર આપ્યા—'માજી ! તમે અત્યારે ને અત્યારે પલાયન કરો ! ફોજદારના સિપાઇઓ અંદર આવવાની ચેષ્ટા કરે છે.

માતા અને કન્યા પરસ્પર એક બીજાના મુખ સામે જોવા લાગ્યાં. તેઓ વેશ પરિવર્તન કર્યા વિના નીચે ઉતરી આવ્યા. પાછળજ ઘરનો બગીચો હતો.

એ બગીચાની એક તરફ બહારના ભાગમાં બે પહેરેગીરો નિયુક્ત હતા; કિન્તુ આ વખતે તે સ્થાન પહેરેગીર વગરનું હતું; કેમકે તે બન્ને જણા મોટો કોલાહલ સાંભળીને પોતાની જગ્યા છોડી દેવડી તરફ દોડયા ગયા હતા.

રત્નમયીએ તેની માતાને કહ્યું—"માતા આપણે ઘરને બીજે બારણે થઇને પલાયન કરી જઇએ."

"પલાયન કરવાના ઉપાય ક્યાં છે! જો, કેટલાણે પણ પહેરેગીરો છે!"

"પંડ્રગોગીરો છે તેથી શું થયું? જો મધુસુદન સહાય હશે–તો આદ્યશક્તિ સતીની સંમાર-રક્ષયિત્રી હશે—તો જોઇ લેજો જનની! તેઓજ આપણુને પલાયન કરવાનો ઉપાય કરી આપશે!"

રત્નમયી ઉતાવળી ઉતાવળી અગ્રેસર થઇ અત્યંત નિઃશબ્દ પણે ઉદ્યાનનો દરવાજો ઉઘાડવા ગઈ. અને બારણું જરા ખોલી, મોઢું ઉંચુ કરી ચારે તરફ જોઇ લીધું. કોઇ પણ મનુષ્ય તેની નજરે પડયું નહિ. તેણે માતાને કહ્યું—"માતા! સત્વર આવો. ખરેખર, મધુસુદન આપણા વિપદ ભય-હરણ છે?"

માતા અને કન્યા તે બારણા વાટે બહાર નીકળી સરિયામ રસ્તો છોડી વાંકાચુંકા માર્ગે ચાલવા લાગ્યાં. નિકટમાંજ એક બીજો બગીચો હતો. આ બગીચો ઠાકુર મંદિરનો હતો; તે બન્ને એ બાગમાં એક વૃક્ષની પાછળ સંતાઇ ગયાં; કારણ કે પાછળ કોઇનાં પગલાંનો ધ્વનિ તેમને સંભળાતો લાગ્યો: પરંતુ બીજેજ ક્ષણે તેઓ સમજ્યાં કે તેમનો ભ્રમ હતો. આવી જાતની ભયાનક વિપત્તિને સમયે એવી સર્વ પ્રકારની ભ્રાંતિ થવી અતિ સ્વાભાવિક હોય છે!

રત્નમયી બોલી:—'માતા! હું આ માર્ગ જાણું છું. આ શેઠનો બગીચો હતો. પિતાજીએ તેને વેચાતો લઇ ઠાકુર મંદિરની સંપત્તિ બનાવ્યો છે. આ શેઠ સપ્તગ્રામમાં ઘણા શ્રીમંત હતા, અને મારા પિતાના પરમ સ્નેહી હતા. વિવાહ પહેલાં પાલખીમાં બેસી હું આ રસ્તે સરસ્વતીની નદીમાં સ્નાન કરવા જતી હતી. ચાલો, આપણે બાગમાં થઇને બહાર જઇએ. એમ કરવાથી આપણે ઘણા થોડા સમયમાં સરસ્વતીને તીરે પહોંચી જઇશું.

માતા અને કન્યા ધર્મનાશના ભયથી ઘણાં ઉતાવળે ચાલવા લાગ્યાં. તેઓ યથા સમય જન સમાગમ પરિશૂન્ય, તરંગોના મૃદુ ઉચ્છ્વાસોના શબ્દથી મુખરિત સરસ્વતીના તીરે આવી પહોંચ્યાં. નદી તીરે અનેક શીવ મંદિર હતાં. વચ્ચે સ્નાન કરવા માટે ઘાટ બાંધેલા હતા. સરસ્વતી તે વખતે પૂર્ણ વેગવતી હતી. સપ્તગ્રામ તે વખતે બંગાળાનું પ્રધાન વાણિજ્ય સ્થાન હતું. અને તેથી અનુમાન થાય છે કે પુણ્યતોયા સરસ્વતી એટલા માટેજ સપ્તગ્રામની લક્ષ્મીના આવાસદુર્ગના રક્ષણ માટે પ્રચંડ વેગથી પ્રવાહિતા થઇ રહી હતી.

એક અશ્વત્થ વૃક્ષ નીચે માતા અને કન્યા અંધકારમાં આત્મ ગોપન કરી તે ભયંકર રાત્રીમાં વિશ્રામ કરવા બેઠાં. ત્યાં કોઈ મનુષ્ય પ્રાણી નહોતું; એટલે સુધી કે શિયાળ વગેરે પ્રાણીઓ પણ કાંઇક વિચાર કરીને એ સ્થાનનો ત્યાગ કરી ગયાં હતાં.

માતા કલ્યાણી ઘણીવાર સુધી ઉભા રહી થાકી જવાથી કલાંત બની તે વૃક્ષ નીચે બેશી ગઇ. કન્યા રત્નમયી સામે બેઠી. ઝાડોની ગાઢી ઘટાએ ચંદ્રનાં કિરણોને અટકાવી દીધાં હતાં. તેથી તે સ્થળ ઘણું અંધકારમય ભાસતું હતું.

માતા કલ્યાણીએ કન્યા રત્નમયીને કહ્યું:—" આપણાં અદૃષ્ટમાં આટલું બધું ભોગવવાનું હતું બ્હેન ? "

" માતા ! એના વિચાર કર્યા કરવાથી આપણા નષ્ટ ભાગ્ય સ્રોતને કાંઈ પાછા લાવી શકાશે નહિ, "

" ત્યારે હવે શું થશે હું નથી જાણતી કે આ આ હતભાગિનીના અદૃષ્ટમાં હજુ કેટલુંયે મહાદુઃખ માંડેલું હશે ! "

"તમને વધારે હું શું સમજાવું માતા! ભગવાનની ઉપર વિશ્વાસ કરો. ભગવાનની શક્તિ કેટલી બધી છે તે તો તમે સમજો છો, તેમની સહાય ન હોત તો આપણે ઘરની બહાર આવી શકત નહિ."

"તે હું સઘળું સમજું છું રત્ન! હું મારા માટે ચિંતા કરતી નથી. સાથે તું પૂર્ણ યુવતી કન્યા છે! વિપદ તો પગલે પગલે આવે છે! આપણને કોણ આશ્રય આપશે?"

એ સમયે કોણ જાણે એ વૃક્ષાંતરાળે અંધકારમાંથી બોલી ઉઠ્યું:—"મધુસુદનના આ વિશાળ સંસારમાં આશ્રયનાં સ્થાનોનો અભાવ ક્યાં છે? તમારી સર્વ વાત મેં સાંભળી છે. તમે મારી કન્યા સમાન છો; આવો મારી સાથે."

જેણે આ વાત કહી તેનો કંઠ સ્વર જાણે વિણાના ઝંકાર જેવો કાનને અતિ તૃપ્ત કરે તેવો હતો અને એ વાત જાણે કાંઇક અપૂર્વ સ્નેહભરી સહાનુભૂતિના નિશ્વાસવાળો હતો એ અંધકારમાં છૂપાએલી રમણી, વિપન્ના માતા અને કન્યાની સન્મુખ આવીને ઉભી હતી.

કલ્યાણી અને રત્નમયીએ જોયું કે-તે એક અપૂર્વ ભૈરવી મૂર્તિ છે! તે બન્ને તેના ચરણમાં પડયાં—

ભૈરવીએ આશીર્વાદ આપ્યો:—"લાંબા આયુષ્યવાળાં થાઓ બ્હેનો! તમે નિર્ભય બની મારી સાથે આવો" માતા અને કન્યા બન્ને બોલ્યા વિના તેની પાછળ જવા લાગ્યાં.

આ તરફની હકીકત આ પ્રમાણે. હવે એ વખતે કારાગારમાં કમલલોચનરાય શું કરતો હતો તે આપણે જોઇએ.

એક પ્રસ્તરવેદી ઉપર શ્રૃંખલા બદ્ધ અવસ્થામાં તે ઉપવિષ્ટ થયો હતો. મર્મચ્છેદી અપમાનથી અને ભીષણ ભવિષ્યની ચિંતાથી ધૃતદુગ્ધ વડે પરિપુષ્ટ થએલી તેની હેમકાંતિ થોડા વખતમાંજ અતિ મલિન થઇ ગઇ હતી. તેની આહારની વ્યવસ્થા માટે એક હિન્દુ રસોઇઆની ગોઠવણ થઇ હતી. અત્યારે તે રસોઈ તૈયાર કરી મૂકી ગયો છે; કિન્તુ પરમ હિન્દુ, એક નિષ્ઠ બ્રાહ્મણ કમલલોચન ઘૃણાપૂર્વક તેનો સ્પર્શ પણ કરતો નથી. અંધકારમય ભવિષ્યની ચિંતામાંજ તે નિમગ્ન બની ગયો છે.

કમલલોચનરાય હોઠ દબાવીને બોલે છે:—"મધુસુદન! મરવા માટે હું જરાપણ કાયર નથી! મારો ભય કેવળ રત્નમયી માટે છે. મીરઅલીખાં! જીવન હશે ત્યાં સુધી મારી કન્યાનું તારા જેવા શયતાનના હાથમાં કદી પણ સમર્પણ કરીશ નહિ! નવાબ શાયસ્તખાં જેવો ન્યાયવાન્ માણસ જ્યારે અત્યારે બંગાળાનો સુબેદાર છે, ત્યારે આ અત્યાચારનો બદલો એક દિવસ હું લઇશ ને લઇશજ!"

બીજી ક્ષણે તેના મનમાં શાંતિમય ગૃહકેન્દ્રની વાત ઉદિત ગઈ. પતિવ્રતા પત્ની કલ્યાણી, સ્નેહમયી કન્યા રત્નમયી એ ચાંચ તમસાચ્છન્ન કારાગૃહના કાજળલિપ્ત અંધકારને ભેદીને તેની આંખો સામે ઉજ્જવળ મૂર્તિરૂપે ફૂટી નીકળી. હાય! તે તો તેમની રક્ષા માટે કાંઈ વ્યવસ્થા કરવા આવી શક્યો નહિ!

મનશ્ચક્ષુની મદદથી તેણે જોયું કે મોગલ સેનાએ તેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો છે. કલ્યાણી અને રત્નમયીને બળાત્કારે લઈ જવા માટે તે ચેષ્ટા કરે છે. અને તેની કન્યા તથા પત્ની નારી

પ્રતિજ્ઞાના રક્ષણ માટે હથિયારથી આત્મહત્યા કરે છે. તેમના હૃદયમાંથી નીકળતા શોણિત-વડે અંદરના ઓરડા—ઓસરીઓ જાણે લાલ રંગનાં થઇ ગયાં છે !

કમલલોચનરામ ગાંડાની પેઠે ચીત્કાર કરીને બોલ્યો—"નારાયણ ! મધુસુદન ! આ શી વિભીષિકા મને દેખાડો છો ? પ્રભુ ! રક્ષા કરો. હું મહાપાપી છું. મને ક્ષમા કરો. આ પીડા અતિ અસહ્ય છે ! અસહ્ય છે ! !"

આ શબ્દો પુરા થતાંજ તે એ ફંડાર પ્રસ્તરવેદી ઉપર મુર્છિત થઇ પડી ગયો. એ ચેતનાહીન અવસ્થાએ મુહૂર્તમાત્રમાં તેની સકળ યંત્રણાનું અવસાન કરી દીધું.

---

## (૧૭) ભૈરવી.

ભૈરવી આગળ આગળ ચાલતી હતી; કારણકે તે રેતાળ પ્રદેશ તેને પરિચિત હતો. રત્નમયી અને તેની માતા નિર્વાક અવસ્થામાં પાછળ ચાલતાં હતાં. એ વખતે જ્યોત્સ્ના ફુટી હતી. અને રસ્તો ખોળવાને માટે કાંઇપણ હરકત આવતી નહોતી.

ચાલતાં ચાલતાં પ્રાયઃ અર્ધકોશ માર્ગ કાપ્યા પછી ભૈરવી ગાઢ જંગલથી છવાએલા એક ભગ્ન મકાનના દ્વાર પાસે આવી ઉભી રહી. દ્રુતગમનથી ઉપજેલી સ્વેદધારા વસ્ત્રાંચલવડે લુછી નાંખી આશ્વાસ વ્યંજક સ્વરે તે બોલી—"બ્હેનો ! તમને હવે ભયનું કાંઇ પણ કારણ નથી; આપણે જનાર્દનના આશ્રમમાં આવી પહોંચ્યા છીએ.

રત્નમયીએ મનમાં વિચાર્યું કે જનાર્દન કોઇ દસ્યુદલપતિનું નામ હશે. આ પહેલાં એક દિવસ તેને વન મધ્યસ્થ આવીજ જાતના એક નિર્જન ખંડેરમાં લઈ જવામાં આવી હતી; કે જ્યાં એક દસ્યુનું નામ હતું જનાર્દન. કાંઇક કુતુહલ થવાથી તેણે પ્રશ્ન કર્યો—"એ જનાર્દન કોણ ?"

ભૈરવી બોલી;—"બ્હેન ! તે જનાર્દન આ જગત્‌ના પાલક, આશ્રિતના રક્ષક, નારીના માનને સાચવનાર અને મુર, મધુ, કૈટભ, કંસ વગેરે દૈત્યોનો નાશ કરનારા છે, શિશુપાળનો એમણેજ વધ કર્યો હતો. કાલિંદીને કાંઠે લલિત કોમળ બાંસુરીનાદે તેમણેજ વ્રજની ગોપાંગનાઓનાં મન હરણુ કરી લીધાં હતાં."

રત્નમયી બોલી—"દેવી ! મૂર્ખતાથી મેં આપને એવો પ્રશ્ન પૂછ્યો હતો. હવે હું સમજી છું કે તમારા તે જનાર્દન કોણ છે ! હવે મેં જાણ્યું છે કે એજ જનાર્દને અમારી આ મહાવિપત્તિના સમયમાં તમને અમારાં ઉદ્ધાર કરનારાં તરીકે અહીં મોકલેલાં છે."

ભૈરવીએ એ વાતનો કાંઇપણ ઉત્તર ન દીધો. તેણે તે જંગલના મધ્ય ભાગમાં આવેલા ભગ્ન મકાનનું દ્વાર ધીમેથી હડસેલી કહ્યું:—"કાલ ! જાગે છે કે ?"

આ સંબોધનથી સહસા એક જણ અંદરથી દ્વાર ઉઘાડી બહાર આવી બોલ્યો:—"મા ! શું તમે જ્યારે બહાર હો ત્યારે તમારૂં આ સંતાન નિશ્ચિંત થઇને ઉંઘી શકે ?"

કાળનું પુરૂં નામ કાળભૈરવ હતું; કિન્તુ ભૈરવી તેને લાડમાં 'કાળ' વા 'કાળો' કહીને સંબોધન કરતી હતી. તેની મૂર્તિ યમદૂત સમાન હતી, દેહ માંસ પેશીથી ભરપૂર અને અતિ બલિષ્ઠ હતો. તેને જોતાંજ એક શક્તિમાન વીરપુરૂષ કહેવાનું મન થઇ જતું હતું.

ભૈરવી બોલી—"કાળ ! મુરારીએ આપણને આજે બે અતિથિ આણી આપ્યાં છે. આવી રાત્રે તું એમની પરિચર્યાની સઘળી વ્યવસ્થા બરાબર કરી શકશે કે ?"

કાળભૈરવ હસીને બોલ્યો:-"તમારા આ લક્ષ્મીના ભંડારમાં કોઇપણ જણસનો અભાવ નથી અને માતા ! જો કદાચ હોય તો તમારો આ લાડકો પુત્ર કાળભૈરવ જીવતો છે ત્યાં કોઇપણ વસ્તુનો અભાવ રહેશે નહિ. તમે તેઓને લઇને અંદર આવો માજી !"

મુખ્યદ્વાર પૂર્વવત્ બંધ થયું. સહુએ અંદર પ્રવેશ કર્યો. એક ન્હાનું બારણું વટાવી તેઓ એક બીજા મકાનમાં આવ્યાં. એ મકાન સારી રીતે ધોળેલું હતું અને સઘળા ખંડો મનુષ્યોને વસવા યોગ્ય આવશ્યકીય સાધનોથી ભરપૂર હતા. સામે એક ક્ષુદ્ર ઓટો હતો અને તેની પૂર્વ તરફના ભાગમાં લક્ષ્મીનારાયણનું મંદિર હતું.

લીલાકમલહસ્તા, સુલોહિત-સુકોમલ—પટ્ટવાસથી વિભૂષિતા, સ્ફુરિતાધરા, હાસ્યમુખી નારાયણી જનાર્દનની પડખે ઉભી હતી. અહા ! ઉભેલી એ મૂર્તિ કેટલી બધી તૃપ્તિમય ! કેટલી પ્રેમમય ! કેટલી સોહાગમય !

અને કમળાની તરફ ઉભેલા-કમલનયન, સુન્દર મોરપિચ્છ-વિમંડિત, રક્ત કમળના જેવા અધરવાળા શ્રી નારાયણ હતા. તેમનો નિકપચરિત સુકાંતિમય દેહ, સ્વર્ણખચિત સુંદર પીતાંબરથી શોભતો હતો. ગળામાં અતિ શુભ્ર સુયત્નથી ગુંથેલ, ઘણો સુગંધીદાર શુભ્ર માલતીનો હાર હતો. કરકમલમાં સ્વર્ણમુખ મધુર મુરલી હતી અને એ ચંદન ચર્ચિત, અલકચુંબિત, કસ્તુરીના તિલકથી શોભતા, ચંદ્રની કાંતિ જેવા મુકુટથી વિશોભિત સ્મિત વદનમંડળ

ઉપર જાણે એક અપૂર્વ પ્રેમમય હાસ્ય વિલસતું હતું. તે હાસ્ય અશાંતને શાંત કરતું. જ્વાળા ઉપર ચંદનનો લેપ લગાડતું, અમાવાસ્યાના ચંદ્રમાં પ્રકાશ ફેલાવતું શોભતું હતુ. તેને કઇ ઉપમા આપી શકાય ?

ઓરડામાં સમુજ્વલ, સુગંધી ધૃતપ્રદીપ બળતો હતો. કસ્તુરીના વાસવાળો દીવાનો શુભ પ્રકાશ એ રાધામાધવ અને લીલામયી વ્રજેશ્વરીના રમણીય મુખ ઉપર પડતો હતો. નવી ગુંથેલી માલતીમાળાની સુવાસથી તે દેવસ્થાન સુપવિત્ર સ્વર્ગીય સૌરભથી પૂર્ણ બન્યું હતું. અનેક સુગંધીમય શેફાલી પુષ્પ નિર્માલ્યરૂપે પડી રહેલાં હતાં.

ભૈરવીએ મંદિરમાં આવી રત્નમયી અને તેની માતાને અનુલક્ષી કહ્યું–" લક્ષ્મીનારાયણના ચરણમાં પ્રણામ કરી તમે થોડી વિશ્રાંતિ લ્યો." એ વખને ત્રણે જણાંએ ભક્તિભાવે દેવદેવીના ચરણમાં નમસ્કાર કર્યા

ભૈરવી બે હાથ જોડી નતજાનુ થઇ શ્રી માધવના શુચિશુભ્ર મુખારવિંદ તરફ જોઇ કોમળ લલિતકંઠે બોલવા લાગી:–

संचरदधर सुधामधुरध्वनि मुखरितमोहनवंशम् ।
चलितदृगंचलचंचलमौलि कपालविलोलवतंसम् ॥
चंद्रकचारुमयुरशिखंडकमंडल वलयितकेशम् ।
प्रचुरपुरंदरधनुरनुरंजित मेदुरमुदिरसुवेशम् ॥
मणिमयकरमनोहरकुंडल मंडितगंडमुदारम् ।
पीतवसनमनुगतमुनिमनुज सुरासुरवरपरिवारम् ॥

નમસ્કાર કર્યાં પછી ભૈરવી સર્વને લઈ બીજા એક નિર્જન ખંડમાં હાજર થઈ. કાલભૈરવની મહેનતથી તે ઠેકાણે વેશપરિવર્તનની અને શ્રમ દૂર કરવાની સમસ્ત વ્યવસ્થા આ પહેલાં થઈ ગઇ હતી. શયનને માટે બે તરફ બે અજીનાસન પાથરી રાખ્યાં હતાં. બે પથ્થરનાં પાત્રોમાં દેવતાની પ્રસાદી—ફળ, મૂળ અને મિષ્ટાન્નાદિ હતાં અને માટીનાં વાસણમાં પિપાસા શાંત કરવાનું સ્નિગ્ધ સરસ્વતીનું જળ હતું.

ભૈરવી બોલી—"તમે આજ જગત્પાલક શ્રીજનાર્દનનાં અતિથિ છો. કૃપા કરી તેમણે આજે તમને અહીં આણ્યાં છે. કૃપા કરી તેમણેજ તમારા માટે આ સમસ્ત પ્રસાદની વ્યવસ્થા કરી છે. આજ તમે શ્રાંત અને કલાંત છો અહીં તમારે કોઇ પ્રકારની આશંકા નથી. યમદૂત પણ અહીં આવવાનું સાહસ કરી શકશે નહિ. આ મૃગચર્મના આસન ઉપર શયન કરી નિશ્ચિંત મને શ્રી ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં નિદ્રા લેજો. સ્વપ્ન નિવારણ શ્રી મધુસુદનનું સ્મરણ કરી શયન કરવાથી કાંઇપણ ખરાબ સ્વપ્ન તમારી શાંતિમાં વ્યાઘાત કરશે નહિ કાલે અતિ પ્રત્યૂષમાં તમે મને ફરીથી જોઈ શકશો."

બીજું વધારે કાંઇપણ ન બોલતાં ભૈરવી અન્ય કાર્ય માટે તે ઓરડાનો ત્યાગ કરી ગઇ. રત્નમયીએ તેની માતાને પૂછ્યું—"માતા! આ આપણે ક્યાં આવ્યાં?"

કલ્યાણી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલી – " લક્ષ્મીનારાયણે આપણા ઉપર કૃપા કરીને આપણને જે સ્થાને લાવી મૂક્યાં છે, એજ નિરાપદ સ્થાને આપણે આવ્યાં છીએ બ્હેન ! "

રત્નમયીએ કહ્યું :- " આપણે તો નારાયણના ચરણાશ્રયમાં આવી નિરાપદ થયાં; કિન્તુ ......"

" તારા પિતાની વાત કરે છે ? રૂપકેશ તો સર્વવ્યાપી છે ! તેમણે જ્યારે આવી રીતે આપણને આશ્રય દીધો છે અને અસંભાવિત ઉપાયે વિપત્તિમાંથી મુક્ત કર્યાં છે; ત્યારે તારા પિતાનું પણ તે એવીજ રીતે રક્ષણ કરશે, સાચું કહું તો રત્નમયી ! આ વખતે મારા હૃદયમાં તે મધુસુદને એક નવી સહિષ્ણુતા શક્તિ આ ... દીધી છે. એ નારાયણ ઉપર દૃઢ વિશ્વાસ રાખી હું હવે એ સર્વ ચિંતાનો ત્યાગ કરીશ. તેજ મારા સીમંતનું સીંદુર ચિર ઉજ્વલ કરી રાખશે. "

" માતા ! હું તમારી અતિ અયોગ્ય અને હતભાગિની કન્યા છું. શા માટે મને તમે ગર્ભમાં ધારણ કરી હતી ? હાય ! તમે ગતરાત્રીએ તો રાજરાણી હતાં માતા ! કિન્તુ મારા જેવી અભાગિની કન્યાને લીધેજ તમારી આજે આવી દુર્દશા થઇ છે ! આ શોચનીય મહા વિપ્લવમય ભાગ્ય પરિવર્ત્તન છે ! ".

બહુ વાર સુધી રત્નમયીના હૃદયમાં વિપ્લવકારી મર્મવેદનાનો એક ઝંઝાવાત ઉડી રહ્યો હતો. તેનો વેગ નહિ સહેવાયાથી તે રડી પડી. તુહિનબિન્દુ વિનાની નલિની જેવા તેના તે ચિંતાકાતર મલીન ગંડદેશ ઉપર થઇને અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો.

કલ્યાણી કન્યાની અશ્રુધારા લુછી બોલી—" પુત્રી ! આ સંસારમાં સુખ દુઃખ નામની કોઇ જુદી વસ્તુજ નથી ! દિવસ અને રાત્રિ જેમ પુર્વાપર રહે છે, વસંત અને વર્ષા જેમ પ્રતિવર્ષ આવે છે, પ્રકાશ અને અંધકાર જેમ ક્રમે ક્રમે દેખાય છે: તેમજ સુખ

અને દુઃખ પણ અનુક્રમે આવે છે. હંમેશ દિવસ રહેતો નથી, હંમેશ રાત્રિ પણ રહેતી નથી. એ નારાયણની કૃપાથી આપણા આટલા દિવસો સુખમાં ગયા છે અને સુખના વિલાસ વિભ્રમમાં પડી આપણે તેમના ચરણમાં કોઇ અજ્ઞાત અપરાધ કર્યો હશે; તેથીજ આજે આપણને આવા દુઃખના દિવસો આવ્યા છે. સુખ અને દુઃખ ઉભય મનુષ્યના કર્મફળ સૂચિત ફળ છે. જો રત્ન ! એમ કરવાથી આ દુઃખજ તને સુખ જેવું થઇ પડશે. ”

માતાની એ ઉપદેશપૂર્ણ વાતથી રત્નમયીના ચિત્તમાં ઘણે અંશે શાંતિ થઇ તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી—‘ મને ગર્ભમાં ધરનારી આ કલ્યાણીદેવી, કમલલોચનરાયની ઉપયુક્ત સહધર્મિણીજ છે . ।

તેની દૃષ્ટિ એ વખતે સહસા તે પ્રસ્તર પાત્રમાં મૂકેલા ફળમૂળ તરફ ગઇ. એ બોલી—“ માતા ! દેવતાનો પ્રસાદ કાંઇક ખાઓ. હું ધારૂં છું કે તમને ઘણી તૃષા લાગી છે અને માર્ગ પણ ઘણો ચાલી આવ્યાં છો પગે ચાલવાનો તમને કદી પણ અભ્યાસ નથી માતા ! ”

કલ્યાણીએ કહ્યું—‘ પ્રથમ તું ખા. તારા ખાધા સિવાય હું કાંઇપણ ખાઇશ નહિં. ”

માતાનો દઢ આગ્રહ જોઇ રત્નમયાએ તે પ્રસ્તર પાત્રમાંથી ફળ, મુળ, મિષ્ટાન્ન વગેરે જમીને જળપાન કર્યું. તે પછી માતા પ્રત્યે બોલી—“ હવે તમે જમો માતા ! ”

કલ્યાણી તે ભના પાત્રમાંથી બહુજ થોડો પદાર્થ મોઢામાં મૂકી, પાણી પીને બોલી:—“ બસ ! ”

"બીજું કાંઇ વધારે નહિ જમો ?"

"ના."

"કેમ ?"

"ભૂલી ગઈ છો કે રત્ન ! તારા પિતા આ વખતે કારાગારમાં છે. તેઓ એક નિષ્ઠાવાન હિન્દુ છે ત્યાં તેમણે પાણી પણ નહિ લીધું હોય ? અને તેને માટે સુયોગ પણ ક્યાં છે ? તેઓ ઉપવાસી હોવાને લીધે હું કાંઇ પણ જમી શકીશ નહિ. જો જમું તો આ વિપદમાં આશ્રયદાતા નારાયણજી મારી ઉપર અતિ અપ્રસન્ન થાય. નારાયણનો પ્રસાદ થોડો લીધો છે-તેનાથી મારી ક્ષુધા તૃષા સહુ ચાલી ગઈ છે."

રત્નમયી તેના ઉત્તરમાં કાંઈ બોલી નહિ. તેણે એક મૃગચર્મ ઉપર શયન કરી તેની માતાને સૂવા માટે આગ્રહ કર્યો. મનમાં ને મનમાં તે બોલી:-"સતી લક્ષ્મી મારી માતા ! તમારા ગર્ભમાં જન્મીને તમારી હતભાગિની કન્યા રત્નમયી જો આવા પ્રકારનો સુપવિત્ર સ્વાર્થકલંકહીન પતિભક્તિનો એક અંશ પણ પામી શકી હોત તો, તેની આજ આવી દુર્દશા હોત નહિ અને તમારી ઉપર પણ કાંઇ વિપત્તિ આવત નહિ. હું સ્પષ્ટ જોઉં છું કે એક દિવસ ઐશ્વર્ય મદના ગર્વથી અધીરી બની મારા તે ઇષ્ટદેવ સ્વામીનું અપમાન કરવાના પાપને પરિણામે આજ અમારી આ દુર્દશા છે !"

## ૧૮ અવિચારી પગલું.

દિવસ અને રાત્રિ ભગવાનના અખંડનીય નિયમ હોઇ કદી કોઇને માટે તે રાહ જોતાં નથી તો પછી રત્નમયી અને તેની માતા કલ્યાણીને માટે તેઓ કેમ રાહ જુએ ?

રત્નમયી અને તેની માતાએ મોટા પરોઢીઆમાં શય્યા ત્યાગ કર્યો હતો; કિન્તુ બન્ને જણાં તે સુમધુર પ્રભાતમાં ગહન ચિંતામાં નિમગ્ન હતાં. રાત્રે માતા અને પુત્રી કોઇને પણ નિંદ્રા આવી નહોતી.

એ વખતે ભૈરવી આવી દ્વારપ્રાંતમાં ઉભી રહી. તે તન્વંગી, ભગવાં વસ્ત્ર વાળી, ચંપકલાંચ્છિત, ગૌરકાંતિ સમન્વિતા ભૈરવી મૂર્તિ જોઇ માતા અને કન્યા બન્ને વિસ્મિત થયાં. તેઓને જણાયું કે જાણે સ્વયં લક્ષ્મી બ્રહ્મચારિણીનું સ્વપ્ન લઇ તેના ખંડના બારણા આગળ ઉપસ્થિત થઇ છે.

આટલું રૂપ શું નારીમાં હશે ? વિધાતાએ આ સૌન્દર્યવતીના કોઇપણ અંગમાં કાંઇપણ ત્રુટી રાખી નહોતી. છિદ્ર ખોળનારી આંખને જીભ પણ આ પવિત્ર રૂપની વિરૂદ્ધ સમાલોચના કરવા જતાં એક વાર નિર્વાક અને શક્તિહીણ બની જતી હતી.

રત્નમયીના મનમાં રૂપનો ગર્વ હતો. ભૈરવીની યૌવન તરંગાં વળી રતિને લજાવે તેવી કાંતિ જોઇ તે દર્પ કમી થઇ ગયો. એ એ એક દ્રષ્ટે તેના મુખની તરફ જોઇ રહી. ભૈરવી મૃદુ હાસ્યયુક્ત સ્નેહમય સ્વરે બોલીઃ—" બહેન ! અનુમાન થાય છે કે કાલે તમને એકેયને નિદ્રા આવી નથી ! "

કલ્યાણીએ પૂછ્યું—" તે તમે કેવી રીતે જાણ્યું માતા ? "

" તમારાં મુખ અને આંખો એ સર્વ બોલી દેખાડે છે. જનાર્દન જ્યાં લક્ષ્મી સહિત રહે ત્યાં ભય કઇ વાતનો હોય : ઉદ્વેગ શી બાબતનો હોય ? ચિંતા કયા પ્રકારની હોય ? "

" સાચું છે માતા ! કિન્તુ અમે ઘણાં પાપી છીએ. આવી

કિંમતી વાત આપની પેઠે આવી રીતના ભાવથી વિચારીને જોવાનું શ્રી જનાર્દને અમને હૃદય આપ્યું નથી. ”

“ કાલે રાત્રે તમારો પરિચય મેળવવાનો અવસર મળ્યો નથી, અત્યારે હું તે જાણવા પામી શકીશ કે ? ”

કલ્યાણી સ્વામીનું નામ લેવામાં મુંઝાય છે એ જોઇ રત્નમયી બોલી—“ હું સમગ્રામના આમિલદાર કમલલોચનરાયની કન્યા છું અને આ મારી માતા છે. ”

“ કમલલોચનરાયની કન્યા અને પત્ની આજ દુર્દશામાં પડીને આજનાર્દનના આશ્રયમાં આવ્યાં છે ! કેમ બ્હેન ! એકાએક તમારી અવસ્થાના આવા પરિવર્તનનું કારણ શું ? ”

કલ્યાણીએ પાછળની ઘટના ભૈરવીને એકે એક કહી બતાવી સમસ્ત વૃત્તાંત સાંભળ્યા પછી ભૈરવી બોલી—“ ભગવાન જે કરે છે તે સારા માટેજ કરે છે, સુખ દુઃખને જો તમે સમાન દૃષ્ટિથી જોઇ શકો તો તમારે અનુશોચનનું કાંઇ કારણ રહે નહિ. આ ફોજદાર મીરઅલીખાંના અત્યાચારની વાત હું પ્રત્યક્ષ રીતે ઘણી ઘણી જાણું છું કિન્તુ તેનાથી જરા પણ દુઃખીત થવું નહિ આ. અનાશ્રયના આશ્રય જનાર્દનના ચરણમાં સ્થાન પામીને હુ અસાધારણ સહિષ્ણુતાની કાંઇક અધિકારિણી થઇ છું મારી પેઠે તમે પણ એ પૂર્ણશાંતિમય ઋષિકેશને તમારા સર્વસ્વ તરીકે ગણો એટલે તમને કાંઇ પણ મનઃકષ્ટ થશે નહિ. જ્યારે તમે ઘટનાચક્રથી દોરાઇ મારા આ પવિત્ર દેવાયતનમાં ઉપસ્થિત થયાં છો; ત્યારે તમારે કાંઇ આ શકાનું કારણ નથી. ”

માતા અને કન્યા આ પ્રબોધ વાણીથી આશ્વાસન પામી,

આસન ત્યાગ કરી ભૈરવીના પગમાં પડવા ઉદ્યત થયાં; કિન્તુ ભૈરવી થોડી દૂર ખસી ઉભી રહી બોલી—: "છટ્! એવું કામ ન કરશો. હું એક તો આ જન્મનાં પાપથી માનસિક કષ્ટ પામું છું તે ઉપર આ બીજું નૂતન પાપ કરવા ઇચ્છતી નથી પ્રણામ કરવા હોય તો આ લક્ષ્મી— જનાર્દનને કરો."

માતા અને પુત્રીએ એ પ્રમાણે કર્યું. પછી કલ્યાણી બોલી:– "માતા ! નથી જાણુની કે પૂર્વજન્મમાં તમે અમારાં કોણ હશો ? તમને એક વાત કહું !"

"ખુશીથી કહો."

"મારા સ્વામી મહાવિપદમાં છો અમારૂં ઘર નવાબના સિપાઇઓના કબજામાં છે. તેઓ અત્યારે કારાગારમાં છે. ને નિષ્ઠુર ફોજદારે તેમની હત્યા કરી છે કે નહિ ને હું નથી જાણુતી! માતા! મારા સ્વામીના સમાચાર કોઇ પણ રીતે આવી શકે તો હું તમારા ચરણમાં ચિરવિક્રિતા થઇને રહીશ !"

"તેની ચિંતા શા માટે કરો છો ? જ્યારે કાળ ભૈરવ જેવો ઉપયોગી પુત્ર મારે છે; ત્યારે આ કાર્યમાં કોઇ પણ જાતની આપણને અડચણ આવવાની નથી." આટલું કહી ભૈરવીએ એક શંખ લઇ ફૂંક્યો. તે સુગંભીર શંખનાદથી એ નિર્જન દેવાલય શબ્દાયમાન થઇ ઉઠયું. અને એજ ગંભીર શંખનાદ દૂર વાયુમા વિલીન થતાં ન થતાંમાં તો તેનો પ્રિય અનુચર કાળભૈરવ તેની સામે આવીને ઉપસ્થિત થયો

"આ પ્રભાતમાં મને શા માટે બોલાવ્યો જનની ?"

ભૈરવી મહાસ્યમુખે બોલી - "તારે એકવાર સમગ્રામ જવાનું છે."

" શા માટે ! " કાળભૈરવે જાણવા માગ્યું.

" કમલલોચનરાય સંબંધી સમસ્ત ઘટના કાળભૈરવને ભૈરવી-એ કહી સંભળાવી. તે અતિ સહજમાં સઘળું સમજી ગયો. પછી તેણે કહ્યું – " એમાં મોટી શી વાત છે ? તમારા આ અયોગ્ય સંતાનને અસાધ્ય કામ શું છે માતા ! આજ સંધ્યાકાળ પહેલાંજ હું તમને તે ખબર લાવી આપીશ. બીજું કાંઈ કહેવાનું છે જનની ! ? "

"ના, તારે અત્યારે જવું હોય તો ખુશીથી જા."

ભક્તિભાવથી ભૈરવીના ચરણમાં વંદન કરી કાળભૈરવ ચાલ્યો ગયો. ભૈરવી, કલ્યાણી અને રત્નમયી પ્રત્યે બોલી–' કાલે રાત્રે તમને એકેયને બરાબર નિદ્રા આવી નથી આહાર વગેરેની વ્યવસ્થા પણ હું સારી રીતે કરી શકી નથી. સરસ્વતી અહીંથી પ્રાયઃ અર્ધકોશ દૂર છે. કિન્તુ આ જંગલમાં એક ન્હાની નદી છે; તેનું પાણી ઘણું સુંદર છે. જાન્હવીના સલિલ જેવું સ્વચ્છ છે. આ વનનો જે માર્ગ બરાબર દક્ષિણ તરફ ચાલ્યો ગયો છે, તે રસ્તે જવાથી એ ન્હાની નદી ઉપર જઈ શકાશે તમારે ખપ પુરતાં વસ્ત્રાદિ આ ઓરડામાં છે. આ પ્રભાતમાં મારૂં એક નિત્યકર્તવ્ય છે. જો તે નહોત તો હું તમારી સાથે આવત તમે સુખેથી જાઓ. આ વનમાં તમારે કાંઇ ભય નથી; છતાં અન્ય રસ્તે અથવા બહુ દૂર ન જશો."

ભૈરવી બીજા ઓરડામાં ચાલી ગઇ. માતા અને કન્યા ત્યાંથી સ્નાન માટે મુખ્યદ્વારમાંથી બહાર નીકળી ભૈરવીએ દેખાડેલે વનને માર્ગે ચાલવા લાગ્યાં. સાથે એક વિશ્વાસુ ચાકર લીધો.

રત્નમયી સ્વભાવથીજ ચંચળ હતી. આજસુધી તે જનપૂર્ણ શહેરમાં વાસ કરતી આવી હતી. તેનું શ્વસુરગૃહ ન્હાના ગામમાં હતું; છતાં ત્યાંની ગામડીયણ સુન્દરીઓનો સ્વભાવસુલભ સૌન્દર્ય દર્શનનો સુખભોગ તેના અદષ્ટમાં ઘણો થોડો નિર્માણ થયો હતો.

માતાને સ્નાન કરવા ઘાટ ઉપર ઉતરેલી જોઇ રત્નમયીએ સ્વાભાવિક ચંચળતા વશ થઇ નજીકની એક ન્હાની ઝાડીમાં પ્રવેશ કર્યો, એ ઝાડીમાં એક સ્થળેથી સુગંધી ચંપાની વાસ આવી તેની ઘ્રાણેન્દ્રિયને વધારે તૃપ્ત કરતી હતી; તેથી તે પ્રસ્ફૂટિત સુગંધી ચંપક પુષ્પને તોડવા જંગલમાં વધારે આગળ ને આગળ વધી.

પરંતુ જંગલના માર્ગનો દોષ એજ છે કે તે તત્કાળ મુસાફરોને માર્ગ ભૂલાવે છે. રત્નમયી સીધે રસ્તે ચાલી જતી હતી. સહસા તે થોડે દૂર જઇને ઉભી રહી, સામે એક મોટું ચંપાનું વૃક્ષ હતું. તે વૃક્ષની નીચે સુવાસ ફેલાઇ રહી હતી. કારણકે ફુલ તોડનાર કોઇ નહિ હોવાથી હજારો ફુલ નીચે પડયાં હતાં. અને તે મનોમદ સુવાસથી આકૃષ્ટ થઇ રત્નમયીએ આ જંગલની મધ્યમાં પ્રવેશ કર્યો હતો.

તેના મનમાં તત્કાળ એક વાસના જાગી ઉઠી કે કેટલાંક ફૂલોનો સંગ્રહ કરી તે મંદિરમાંના જનાર્દનની પૂજા કરીશ. સ્નાન માટે તે જતી વખતે સાધારણ કપડાં પહેરી ગઇ હતી, એટલે વૃક્ષની નીચે જે ફૂલો ધુળમાં રોળાતાં પડયાં હતાં, તે શાંતચિત્તે એકઠાં કરી પોતાનાં કપડામાં તેનો સંચય કરવા લાગી. સહસા તે ઘોર જંગલની મધ્યમાં તેણે કોઇનાં પગલાંઓનો શબ્દ સાંભળ્યો. રત્નમયી તે સંગ્રહિત પુષ્પો કપડામાં બાંધી પાછી ફરી ઉભી રહી.

તેણે આશ્ચર્યચકિત થઈ જોયું. તેની છેક સમીપમાં બે સશસ્ત્ર મુસલમાન સિપાઇઓ આવી ઉભા રહ્યા છે. આ સિપાઇઓ પ્રથમ તેના પિતાના તાબામાં નોકર હતા.

તે સિપાઇઓમાંનો એક જણ અગ્રેસર થઇ રત્નમયી પ્રત્યે બોલ્યોઃ—"બિબિ ! ખુદા અમારી ઉપર અતિ દયાવાન્ થયા છે. ફોજદાર સાહેબે ઢંઢેરો પીટાવ્યો છે કે જે તમને પકડી લાવે તેને એક હજાર રૂપિયા બક્ષિસ આપવા. અમે તમને ખોળીએ છીએ. અને ફરતા ફરતા આ જંગલમાં આવી ચડયા છીએ. કાલે રાત્રે તમે ઘરનો ત્યાગ કરી પલાયન કરી ગયાં હતાં અને આ એકજ રાત્રીની અંદર તમે બહુ દૂર જઈ શકશો નહિ એમ વિચારી અમે આ જંગલમાં પ્રવેશ કર્યો છે, ખુદા અમારી મદદમાં છે, હવે અમને લાગે છે કે અમારૂં આટલું કષ્ટ અને આટલો પરિશ્રમ સફળ થયાં છે."

રત્નમયી પોતાની વિપન્ન અવસ્થા સમજી શકી. સહસા ચાંચલ્યને વશ બની. માતૃસંગ ત્યાગ કરી, આ નિર્જન જંગલમાં પ્રવેશ કરી પોતે એક ભયાનક, અયોગ્ય કામ કર્યું છે, એમ પણ તે જાણી શકી, કિન્તુ અત્યારે હવે એ ભ્રાંતિના પ્રતિકારનો કોઇ ઉપાય નહોતો. એ મહાવિપદના સમયે રત્નમયીના મનમાં એકાએક એ વિપદનિવારણ નારાયણની વાત યાદ આવી. ભૈરવીની ગત રાત્રીની તે ઉપદેશ વાણીએ તેના હૃદયમાં એ વખતે એક મહા શક્તિનો વિકાસ કર્યો. તે મનમાં ને મનમાં બોલી—માળા ગુંથીને જનાર્દનની પૂજા કરીશ એમ કહી મેં આ વનમાં પ્રવેશ કરી ચંપાનાં ફૂલ વીણવા માંડયાં હતાં, તેજ જનાર્દન આજ મારી આ મહાવિપદમાંથી રક્ષા કરશે.

રત્નમયી ધૈર્ય ધારણ કરીને બોલી–"શયતાનો ! મને પકડવી એ મહેલું કામ છે, એમ મનમાં ધારશો નહિ, હિન્દુ રમણીના સતીત્વનું તેજ કેવો જ્વાળામય અગ્નિ પેદા કરી શકે છે, તે જો તમે જાણતા હોત તો આ ઘૃણિત કાર્યમાં અગ્રેસર થાત નહિ. મારા પિતાના અન્નથી તમારૂં શરીર છે, એજ તમે મારા ઉપર આજ અત્યાચાર કરવા આવ્યા છો ? હાય ! આ દુનિયાજ હલાલ નથી–સર્વ હરામ છે !"

તે સૈનિકમાંથી એક જણુ બોલ્યો:–" તમારા પિતાએ કાંઇ અન્ન આપીને અમારૂં પોષણ કર્યું નથી ગિણિ ! નવાબના આપેલા પગારથી અમારો આ દેહ પરિપુષ્ટ થયો છે. તમારો પિતા તે વખતે વડસ્થ અધિકારી હતો; તેથી નવાબના હુકમથી અમે તેના મહેલની રક્ષા કરતા હતા. અત્યારે તેની પદમર્યાદાનો લોપ થઇ ગયો છે. તે હમણાં કેદખાનામાં છે. જો તમને અમે એ ફોજદાર સાહેબની પાસે લઈ જઇ શકીએ, તો એક હજાર રૂપિયા નગદ મેળવી અમારૂં નસીબ ફેરવી શકીએ. અમારૂં કહેવું સહેલાઇથી સાંભળો, નહિ તો દુઃખ ઉત્પન્ન થશે." આટલું કહી તે બન્ને શયતાનો રત્નમયીની તરફ આગળ વધ્યા. રત્નમયીએ તે વખતે જાણ્યું કે પોતે ભયાનક વિપદમાં પડી છે.

પિતાના આપેલી તે છૂરી રત્નમયીના વસ્ત્રમાં સંતાડેલી હતી. સમયાનુસાર બુદ્ધિબળથી તેને બહાર કાઢી દઢ મુઠમાં પકડી તે બોલી–"સાવધાન શયતાન ! હવે એક પણ ડગલું જો તમે આગળ ભરશો તો તમારૂં મૃત્યુ થશે !"

એ વખતે ક્યાંકથી કોઇ અજાણ્યા હાથે ફેંકાએલું તીર આવ્યું અને તે બન્ને સૈનિકોમાંના એકને ઘાયલ કર્યો. બીજો સિપાઈ તત્કાળ પ્રાણભયથી બીજી દિશા તરફ પલાયન કરી ગયો.

આ રીતે દૈવસહાયતાથી અપ્રત્યાશિતભાવે વિપત્તિમાંથી છૂટી રત્નમયી થોડે દૂર પાછી ફરી; એટલામાં એણે જોયું તો ભૈરવી તેના બે અનુચર તથા રત્નમયીની માતાને લઇને તે તરફ આવતી હતી. હવે તે સમજી કે પોતે કઇ રીતે દુઃખમાંથી છૂટી છે!

ભૈરવી તેની નિકટ આવી તિરસ્કારસૂચક સ્વરે બોલી:–"તું આવી મૂર્ખ છોકરી છે? આ ઘોર જંગલમાં આટલે બધે દૂર એકલાં અવાય કે? તને એકલી મોકલીને મારાથી નિશ્ચિંત રહેવાયું નહિ, તેથી હું અહીં આવી. મધુસૂદનની કૃપાથી આજ તારા નારી સંમાનની રક્ષા થઇ છે. સાવધાન! આવું મુર્ખતા ભર્યું કામ કદીપણ કરીશ નહિ?"

આવી રીતના કઠોર તિરસ્કારથી પ્રગલ્ભા રત્નમયી એક અક્ષર પણ બોલ્યા વિના ભૈરવી અને તેની માતાની પાછળ ચાલવા લાગી.

## (૧૯) પ્રાયશ્ચિત્તનો પ્રકાર.

સંધ્યા સમયની આરતી થઇ ગઇ છે. ધુપ, દીપની સુવાસથી હજુ પણ મંદિરની ચારે તરફ સુગંધ પ્રસરી રહેલ છે.

એક નિર્જન ઓરડામાં બેસી ભૈરવી, કલ્યાણી અને રત્નમયી વાતોચીતો કરે છે. કાળભૈરવ શહેરમાંથી ફરીને હજુ પાછો આવ્યો નથી, આથી કલ્યાણી બહુ ઉત્કંઠિત થઇ રહી છે.

રત્નમયીના સંબંધમાં બનેલી સમસ્ત હકીકત કલ્યાણીએ ભૈરવીને અકપટભાવે કહી હતી. ભૈરવી સર્વ ઘટના સાંભળીને બહુ ચિંતીતા બની હતી. તેણે કલ્યાણીને મૃદુ ગંભીર સ્વરે કહ્યું–“તમને હું જે કહું તે સાંભળી મનમાં દુઃખ લગાડશો નહિ. તમારી કન્યાના એક દિવસના સામાન્ય પાપથી, તમારા સ્વામીના એક દિવસના હઠના કારણથી આ સર્વ ઘટના બની છે. તમારી કન્યા રત્નમયી જો તેના સ્વામીના અંતઃકરણને આઘાત કરી તેના મોઢા ઉપર અપમાનસૂચક શબ્દો ન બોલી હોત અને તમારા સ્વામીએ જમાઇનો આવી રીતે રૂક્ષ ભાવે તિરસ્કાર કર્યો ન હોત તો તમારી કન્યા રત્નમયી આટલા દિવસમાં હૃદયની શાંતિ, મનનું સુખ, સાસુ અને સ્વામીની સેવા વગેરેથી સુખી થઇને પોતાના દિવસો સુખમાં ગાળતી હોત. ભૈરવના હાથમાં સપડાવાનો અને તે પછી સ્વામીઓના અચાનક મેળાપનો પ્રસંગ પણ ન બનત હરપ્રસાદની માતા દ્વિતીય પુત્રવધુ લાવવાની વ્યવસ્થા ન કરત, ભૈરવ લુંટારાદ્વારા બંદિની ન બનત, રત્નમયીને સાક્ષી તરીકે મીરઅલીના દરબારમાં જવું ન પડત અને ફોજદારને રત્નમયીના અતુલનીય સૌન્દર્યને જોવાની તક ન મળત. પરિણામે આજ તમારા સ્વામીના અદૃષ્ટમાં આ ઉત્પાતરાહુ પોતાની શક્તિનો વિકાસ કરી શક્યો નહોત.”

ભૈરવી કાંઇક વિચાર કરી એકાએક બોલતી બંધ થઇ ગઇ. કલ્યાણીએ કહ્યું:—“જનનિ ! તમે સાક્ષાત્ પ્રજ્ઞારૂપિણી છો. અમે આ સંસારના અંધ-અજ્ઞાન જીવ છીએ. ભવિષ્ય જોવાની શક્તિ અમારામાં બહુ થોડી છે; કિન્તુ જે બની ગયું છે, તેના સ્રોતને ફેરવવાની શક્તિ અમારામાં મુદ્દલ નથી. અમારાં અજ્ઞાનથી કરેલાં

પાપોનું જો કોઇ પ્રાયશ્ચિત્ત હોય અને તે પ્રાયશ્ચિત્ત અતિ કઠોર હોય; તો પણ તે અમે કરવા સારૂ તૈયાર છીએ. અમને એ પ્રાયશ્ચિત બતાવો માતા !"

ભૈરવી બોલી:—" તમારૂં પાપ અતિ કઠોર છે; છતાં તે પાપ અજ્ઞાનથી થએલું હોવાને લીધે તેનું પ્રાયશ્ચિત ઘણું થોડું છે. સ્વામી નારાયણ છે, સ્વામી સ્ત્રીનો મહાગુરૂ છે. સ્વામી સ્ત્રીનો ઇષ્ટદેવ છે. સતીમાં જે ગૌરવ, તેજ, આત્મવિશ્વાસ, અભિમાન, સમાજપૂજા વગેરે હોય તે બધું એ સ્વામીની સેવાનું ફળ છે. ભક્ત જેવી રીતે ફળ, મૂળ, ગંગાજળ, સુવાસિત ચંદનસિક્ત પુષ્પ અને અર્ધ્યદ્વારા દેવની પ્રાર્થના કરે છે. તેવી રીતે સતી પણ ભક્તિ, પ્રીતિ, નિઃસ્વાર્થ સ્નેહ, અકપટ પ્રેમ, અપરૂષ વાણી, મન તથા હૃદયનું જે કાંઈ શ્રેષ્ઠ હોય. એ સર્વથી સ્વામીની પૂજા કરે છે. સ્વામી દરિદ્ર હોય. છતાં તેને મહા શ્રીમંત ગણી સેવા કરે છે. મૂર્ખ હોય છતાં મહા પંડિત ધારી તેના ઉપદેશનું પાલન કરે છે. વિકૃત અંગવાળો કે વ્યાધિગ્રસ્ત હોય; છતાં તેને કામદેવ જેવો રમણીય દેવમૂર્તિ સ્વરૂપે જુએ છે. ભક્ત જેવી રીતે કામના હીન થઇ તેના કરેલા યજ્ઞની પૂજાનું સમસ્ત ફળ શ્રીકૃષ્ણને સમર્પણ કરે છે, તેવીજ રીતે સતી પણ નિષ્કામ ભાવે ફળની આશા રાખ્યા સિવાય પોતાનાં સુખ દુઃખ, માન-અભિમાન, અપમાન, મર્મ વ્યથાં વગેરે ભૂલી સ્વામી દેવતાની પ્રીતિ માટે સ્વામી સેવા કરે છે. તિરસ્કાર પુરસ્કાર, પ્રશંસા, અપ્રશંસા, લાંછના એ કોઇની તરફ તેની દૃષ્ટિ હોતી નથી. તેનાથી અન્યથા પાપ છે. અને પાપથી અધઃપતન થાય છે. સૂર્ય જેમ જગતનો નેત્ર સ્વરૂપ છે, જ્યોતિ

સ્વરૂપ છે, તેમ સ્વામી પણ સતીના નેત્ર રૂપે છે. જ્યોતિર્મય ગર્વનો વિકાસ છે, નારી ઉપર સ્વામીનો જેટલો અધિકાર છે, તેટલો બીજા કોઇનો પણ અધિકાર નથી. ભક્ત ઉપર દેવનો જેટલો અધિકાર છે; તેથી સ્વામીને સર્વસ્વ જાણનારી નારી ઉપર સ્વામીનો અધિક અધિકાર છે. દેવના અપમાનથી જેમ ભક્તનો સર્વ નાશ થાય છે; તેમજ સ્વામીની અવમાનનાથી, સ્વામીની ઉપેક્ષાથી સતીનો સર્વનાશ થાય છે. તેનું પ્રત્યક્ષ, જાજ્વલ્યમાન પ્રમાણ—તમે બન્ને જણ મનમાં માઠું ન આણશો બ્હેનો ! કિન્તુ સાચું કહો જોઇએ કે એક દિવસના ભ્રમમાં જે કર્મફળની સૃષ્ટિ તમે કરી છે, તેનું અતિ શોચનીય અપ્રતિકાર્ય ફળ આજે ભોગવો છો કે નહિ ?"

ભૈરવીનો પ્રત્યેક શબ્દ જાણે પ્રદિપ્ત અગ્નિશિખા પેઠે રત્નમયીના હૃદયને સ્પર્શ કરી વળ્યો અને તેની તીવ્ર શક્તિથી જાણે તે તુષાનલની યંત્રણા ભોગવવા લાગી. જે પિતામાતાથી તેણે આ પૃથ્વીનો પ્રકાશ જોયો છે, જે તેનાં ભગવત્ પ્રેરિત ગુરૂ અને ઉપદેષ્ટા છે; તેઓએ કદી પણ તેને આવા પ્રકારનો ઉપદેશ આપ્યો નથી. જો ઉપદેશ આપ્યો હોત તો અભિમાન વશ બની મોહની છલનાથી તે તેના ઇષ્ટદેવ સ્વામીનું શા સારૂ અપમાન કરત ?

વાર્તાલાપથી તેનું મર્મસ્થળ વીંધાઇ હૃદયમાં એક અસહનીય જ્વાળા ઉપસ્થિત થઇ, તે બરાબર જાણી શકી નહિ કે એ જ્વાળા વીંછીના દંશથી, અગ્નિદાહથી કે વિદ્યુતથી ઉત્પન્ન થઇ છે. મનમાં ને મનમાં તે આ પહેલાં ઘણી પીડા પામી હતી. ધુંધવાતા અગ્નિની પેઠે તે રહી રહીને તેને બાળતી હતી, કિન્તુ આજ જાણે તે

છાની રીતે સળગતો અગ્નિ સેંકડો મોઢાં લઇને તેના હૃત્પિંડ, પંજરાસ્થિ અને મસ્તિષ્કને દહન કરવા લાગ્યો,

કલ્યાણી પણ આ કોમળ તિરસ્કારની જ્વાળામય શક્તિથી છૂટે તેમ નહોતું. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી:— "હાય મેં પણ શું કર્યું છે? જે વખતે આવા ગુણવાન્ જમાઇને માઠું લાગે તેવી વાતથી પીડા પમાડીને સ્વામીએ તેમનું અપમાન કર્યું; તે વખતે હું પણ પત્નીના કર્તવ્યનું પાલન કરી શકી નહિ. તેમને સુપંથે દોરી શકી નહિ. મારી આ મોઢે ચડાવેલી કન્યાએ જ્યારે તેના સ્વામીનું અપમાન કર્યું; ત્યારે પણ હું મારી કન્યાનો તિરસ્કાર કરી તેને અટકાવી શકી નહિં. વળી હરપ્રસાદનો હાથ પકડી તેને પાછા લાવવાની ચેષ્ટા પણ મેં કરી નહિ. ઐશ્વર્યજનિત થોડો મદગર્વ તે વખતે મારા ચિત્તને વિકળ કરી રહ્યો હતો. મારા સ્વામી ધનવાન્, સમાજમાં આગેવાન, નવાબના ઉચ્ચપદસ્થ અધિકારી, મારા જેવું સદ્ભાગ્ય બીજા કોનું છે! મારા જેવુ ઐશ્વર્ય બીજા કોને છે! આવા પ્રકારના વિચારોમાં હું પડી હતી, પરંતુ ખરો માર્ગ જોઈ શકી નહોતી. કેવળ દ્રવ્ય, અલંકાર, સુખ, ઐશ્વર્ય એ સર્વને માટે હું. સ્વામીની સેવા કરતી આવી છું: કિન્તુ કદી પણ નિઃસ્વાર્થભાવે, કર્મફળની આશા છોડી દઇને તેમની ઉપાસના કરવાનું હું શીખી નથી. હું જોઉં છું કે આ ભૈરવી નારી રૂપ દેવી છે! તે અમારા સંબંધમાં જે જે બોલી છે. તે યોગ્ય છે, માતા –અને કન્યા ઉભય અમે મહા પાપી છીએ. અને એ પાપના કઠોર પ્રાયશ્ચિતની હવે ખાસ આવશ્યકતા છે."

કલ્યાણી વધારે સહન કરી શકી નહિ, તેના હૈયામાં જે

યાતના થતી હતી; તેથી તેનાં નીલકમલ સમાન નેત્રમાંથી અ-
શ્રુધારા ચાલી નીકળી, તે અશ્રુ જાણે કેટલાંયે મર્મસ્પર્શી, કરૂણા
કથાથી પૂર્ણ હતાં, કલ્યાણી વસ્ત્રાંચલથી નયન લુછી નાંખી ભૈરવી
પ્રત્યે બોલી—"માતા ! હવે વધારે યાતના અમે સહી શકતાં
નથી, આ વખતે જો કાંઇ પણ આ જગત્‌માં અમારે સ્પૃહણીય
હોય તો તે મારા સ્વામીનું બહુ મૂલ્ય જીવન છે. સત્ય છે કે બે
દિવસ પહેલાં હું રાજરાણી હતી. અને આજ નસીબના ખેલથી
રસ્તાની ભીખારિણી બની ગઇ છું. ખેર–હું તેથી તિલમાત્ર દુ:ખિત
ભયભીત કે ચિંતાતુર નથી. શું કરવાથી મારા શીમંતનું સિન્દુર
ચિરસમુજ્જવલ રહે, તે મને કહો માતા ? આપને કહ્યું નથી અને
કહેવું પણ નથી, એમ મેં મનમાં ધાર્યું હતું, પણ કહ્યા સિવાય ચા-
લવાનું નથી. એ વાત ઘણી ભયાનક છે ! અતિ વિભીષિકામય
છે ! અમે બે ત્રણ દિવસથી આપને આશ્રયે આવ્યા છીએ,
કિન્તુ એક પણ દિવસ મેં સુખે નિંદ્રા લીધી નથી. પલકહીન
નેત્રે, અગ્નિમય શય્યામાં, ભીષણ આતંકમય સ્વપ્નથી ભય પામી
ઉઠી. નિંદ્રા વિનાનાં નેત્રે રાત્રીના પ્રહરો ગણ્યા છે, સર્વદા જાણે
મારાં નેત્રોની સામે એક રૂધિર–રંજિત ભીષણ દશ્ય દેખાય છે !
દુષ્ટ, મમતા વિહીન, શયતાન ફોજદારની આજ્ઞાથી જાણે મારા
સ્વામીને મૃત્યુ દંડની સજા થઇ છે. તેમને શ્રૃંખલાબદ્ધ અવસ્થામાં
વધ્યભૂમિમાં લાવવામાં આવ્યાં છે. પછી જાણે ઘાતકના તીક્ષ્ણ
ખડગે થોડી વારને માટે તેમના માથા ઉપર વિદ્યુતની ઝલક ઉત્પ-
ન્ન કરી. અને તે પછી–તે પછી–મહા વિપરીત વાત ! સર્વત્ર
રૂધિર ! જાણે તે રૂધિર સ્ત્રોતથી નદી વહી રહી છે ! રક્ષા કરો
માતા ! મારી એ ભીષણ યંત્રણાથી રક્ષા કરો !"

કલ્યાણી વિશેષ બોલી શકી નહિ. નયનના પાણીથી તેનું અંગ ભીંજાઇ ગયું. વાયુથી કંપતાં પાંદડાં પેઠે તે થર થર ધ્રુજવા લાગી. હૃદયમાં પ્રચંડ જ્વાળામયી અનુશોચના અને નેત્ર સામે રૂધિર સ્રોતમંડિત સ્વામીનું કપાએલું મસ્તક! કલ્યાણી તેથી જાણે મૃત્યુથી અધિક યંત્રણા ભોગવવા લાગી.

ભૈરવી બોલી:—" અનુતાપજ પાપનું પ્રકૃત પ્રાયશ્ચિત છે. તમારા પાપના પ્રાયશ્ચિતનો આરંભ થયો છે. એ પ્રાયશ્ચિત–યજ્ઞની પૂર્ણાહુતિ તમારે કાલે આપવી પડશે. કાલે શુભ પૂર્ણિમા છે. ઘણો સારો યોગ છે. આજ માતા તથા કન્યા ઉપવાસ કરી, ગંગા જળનું પાન કરી સ્વામીની મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં શયન કરો. કાલે સમસ્ત દિવસ તમારે—

देवकीतनयः दुःखदावाग्ने राधिकारमण रम्यसुमूर्ते ।
दुःखमोचन दयार्णवनाथ श्रीपते समय दुःखमशेषम् ॥

આ મહા મંત્રનો જપ કરવો પડશે. પછી મોડી રાત્રે શુચિમય દેહે, ભક્તિપૂર્ણ હૃદયે, એકાંત ચિત્તે જનાર્દનની અર્ચના કરવી. એક નજરે તેમની અનુપમ કાંતિ તરફ જોઇ રહી પોત પોતાના સ્વામીની મૂર્તિનું ધ્યાન ધરવું. આવી રીતે ધ્યાન કરવાના ફળથી તમે બન્ને તે મુરલીધર મૂર્તિ સાથે ઓતપ્રોત થએલી તમારા પોત પોતાના સ્વામીની મૂર્તિ જોઇ શકશો. જો એ પ્રમાણે થાય તો જાણજો કે તમારાં બન્નેનાં પુર્વ સંચિત અજ્ઞાનકૃત પાપોનું પ્રાયશ્ચિત થયું છે."

કલ્યાણી અને રત્નમયી એ રીતે કરવા તૈયાર થયાં. ભૈરવીએ તેમના સંયમની વ્યવસ્થા કરી દીધી.

## ( ૨૦ ) કૃપારામ

જેની અદૃશ્ય રૂપતૃષામાં આહુતિરૂપે પ્રતિત થઈ આજ રત્નમયી અને કલ્યાણીની આ દુર્દશા થઇ છે અને રાજાના જેવો ઐશ્વર્યશાલી તથા ક્ષમતાવાન કમલલોચનરાય રસ્તાનો ભિખારી બન્યો છે. તેના ઘરમાં એકવાર આપણે અતિ સભય પ્રવેશ કરવો પડશે.

મીરઅલીખાં કમલલોચનને અવરૂદ્ધ કરી ઘણો એક નિશ્ચિત થયો; કિન્તુ બીજા દિવસના પ્રભાતમાં જ્યારે તેણે સાંભળ્યું કે–તેનો પ્રધાન શિકાર રત્નમયી, તેની માતા સહિત ઘરનો ત્યાગ કરી પલાયન કરી ગઇ છે, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ અને સાથે સાથે તેણે પુરસ્કાર જાહેર કર્યો કે જે કોઇ રત્નમયીને પકડી આપશે, તેને દશ સહસ્ત્ર મુદ્રા બક્ષિસ મળશે.

અનેક જણાઓએ રત્નમયીને આંખે દેખી નહોતી; એટલે એ દશહજાર દામની સહાયતાથી નસીબ ફેરવવાની ઇચ્છા તેમને થઈ; પણ કોઇ નવાબની સંમુખ સહસા અગ્રેસર થઇ શકયું નહિ; કારણ કે તેઓએ જાણ્યું હતું કે એ બિબિને પકડી લાવવાથી જેમ પુરસ્કારની સંભાવના છે, તેમ અસાફલ્યમાં પ્રાણદંડનો ભય પણ છે. આથી એ વાતમાં કોઇ અગ્રેસર થયું નહિ. મીરઅલીખાં રોષપૂર્વક ગર્જના કરી બોલ્યો–“આ સર્વ કમબખ્ત બદમાસ સિપાઇઓને એકદમ દૂર કરો. તેમની આજીવિકા બંધ કરી કેદમાં નાખો.”

મીરઅલીખાંના ખાસ કર્મચારીનું નામ કૃપારામરાય ચૌધુરી હતું. એ કમલલોચનરાયની જ્ઞાતિનો હતો, જ. તેવિત્રાના પરિણામે બંગાળામાં પહેલાના વખતમાં અનેક જણનો સર્વનાશ થઇ ગયો.

છે. કૃપારામ, કમલલોચનની ઐશ્વર્ય વૃદ્ધિ તથા નવાબ સરકારમાં પ્રતિપત્તિ જોઇ ઇર્ષ્યાયુક્ત બની મનમાંને મનમાં તેનો ઉચ્છેદ કરવાની કામના કરતો હતો, જે બે કર્મચારી કમલલોચનરાયના મામલા સમયે મુખ્ય ફરિયાદી રૂપે ઉપસ્થિત થયા હતા; તેઓ આ કૃપારામના બન્ધુ હતા. કૃપારામ પણ તે ઠેકાણે ઉપસ્થિત હતો.

નવાબ મીરઅલીખાં સરોષકટાક્ષે કૃપારામ પ્રત્યે બોલ્યો—"હતભ્ય હરામી શયતાન! તારા મગજમાં તિલમાત્ર બુદ્ધિ નથી. આવો સુયોગ તું હાથે કરી ગુમાવે છે! આ કમલલોચનરાયની જગ્યા હું તને આપીશ. કમલલોચન આ જીવન તારી સાથે શત્રુતા સાધતો આવ્યો છે, તારા હાથમાં-પગમાં જિંજિર પડે તેની વ્યવસ્થા પણ તેણે એક દિવસ કરી હતી, પણ મેં તારી ઉપર તે વખતે દયા રાખી હતી; એટલે તે ફાવી શકયો નહોતો. આ વખતે તારે પ્રતિહિંસા કરવાનો પૂર્ણ સુયોગ આવ્યો છે, કમલલોચનરાયનું મૃત્યુ અનિવાર્ય છે. હું સુબેદાર શાયરતખાના દરબારમાં આ સરકારી પૈસા પચાવી પાડવા બાબતનો રિપોર્ટ લખી મોકલું છું, નિશ્ચય તેને પ્રાણદંડની સજા થશે. એ વખતે જો હું ધારૂં તો તમને આમિલદાર બનાવી શકું."

બંગાળાના ઇતિહાસમાં વિશ્વાસઘાતકોના અભાવ કોઇપણ યુગમાં નહોતો. એટલે કૃપારામ મીરઅલીખાંના એ તિરસ્કારને પુરસ્કાર ગણી બોલ્યો:—"જનાબ! મહેરબાન! હું પ્રતિજ્ઞા કરૂં છું કે પંદર દિવસની અંદર કમલલોચનની કન્યાને આપના દરબારમાં હાજર કરી દઇશ."

મીરઅલીખાં કૃપારામના મુખ ઉપર એક મર્મભેદી દૃષ્ટિ નિક્ષેપ કરી બોલ્યો—"જો તમે તેને હાજર ન કરી શકો તો?"

"હુજુરાલી મારી ઉપર જે દંડની વ્યવસ્થા કરશે, તેને હું સાનંદચિત્તે ગ્રહણ કરીશ."

"જો આ કાર્યમાં અસાફલ્ય થાવ, જો તમારી અક્ષમતાને લીધે મારી આશાનો ભંગ થાય; તો તેને માટે હું તમને આ જીવન કેદની સજા વ્યવસ્થા કરીશ. કારાગારામાંજ અનાહારથી તથા યંત્રણાથી તમારો દેહાન્ત થશે,"

કૃપારામ દંડની વાત સાંભળી ચમકી ઉઠયો; કિન્તુ મનોભાવનું ગોપન કરી બોલ્યો—"પણ જો એ રત્નબિબિને પકડીને હુજુરમાં હાજર કરી શકું તો?"

"તો તમારી પદોન્નતિ કરી દઇશ. તેમજ આ સપ્તગ્રામના આ સિલહદાર થશો. કમલરાયનાં ઘરબાર વગેરે તમને મળશે; કિન્તુ મનમાં એટલું જાણજો કે આજથી પંદર દિવસનો તમને સમય આપું છું."

આટલું કહી મીરઆલીખાં તે ઓરડાનો ત્યાગ કરી ગયો. કૃપારામનું ધ્યાન નહોતું કે ફોજદાર તે ઓરડાનો ત્યાગ કરી ચાલ્યો ગયો છે; એટલે કાયમના અભ્યાસને લીધે ને શયતાન સલામો કરતો કરતો બોલ્યો—"હુજુરાલીનો જય જયકાર થાઓ. હુજૂર ગરીબપરવર! મુલ્કમાલિક!"

એ વખતે એક પ્રહરીએ આવી તેને પાછળથી કહ્યું—"ચૌધુરી સાહેબ!"

કૃપારામની ચમક એ વખતે ભાંગી. તેણે જોયું તો નવાબ ઓરડામાંથી ચાલ્યો ગયો હતો. અને તેને જેણે સંબોધન કર્યું હતું તેનું નામ જમાદાર જાફરઅલી હતું. જાફરઅલીને જોતાં કૃપારામના

મોઢાએ આનંદાચ્છત્રાસિત ભાવ ધારણ કર્યો. તે બોલ્યો–" શું ખબર છે જાફરઅલી? મિનહાજ ક્યાં?"

"હુઝુર! બંદાની ગુસ્તાખી માફ કરશો. મિનહાજ મરી ગયો છે અને ખબર આપવા માટે હું જ આવ્યો છું."

" શયતાનના છોકરા! શું ખબર છે તે ઉતાવળે કહે!

"અમે ઘણો પ્રયત્ન કરી તે બિબિને ખોળી કાઢી હતી: પણ નસીબ અવળું તેથી તે જાળમાં સપડાઈ શકી નહિ."

કૃપારામે જાફરને સુચના કરી તેથી તે એની પાછળ ચાલ્યો. કારણ કે એ સંબંધમાં તે જાફરની સાથે જે વાત કરવા ચાહતો હતો; તે ઘણી ગુપ્ત વાત હતી. વળી નવાબ અંતરાળેથી તેમની વાતચીત સાંભળી જાય એ ભયથી કૃપારામ જાફરને તેના દફતરખાનામાં લઈ ગયો.

રત્નમયીને ચંપાના વૃક્ષ નીચે, જે બે પ્રહરીઓ પકડવા ગયા હતા; તેમાંનો જાફરઅલી એક જણ હતો. તેના સંગીને ઘાયલ થએલો જોઈ તે પ્રાણભયથી ઉંચે શ્વાસે ત્યાંથી પલાયન કરી ગયો હતો. રત્નમયીનો ભેટો થયો ત્યારથી છેવટ સુધીની સમસ્ત ઘટના જાફરે તેના ધણીને કહી દેખાડી. રત્નમયીને તે બન્ને પ્રહરીઓ જાણતા હતા. તેથીજ કૃપારામે તેમને એ કામ માટે મોકલ્યા હતા.

જાફરઅલીની વાત સાંભળી કૃપારામ બહુ ચિંતિત થયો. બે ચાર ક્ષણ વિચાર કર્યા પછી તેના મગજમાં એક નવો વિચાર આવ્યો. કૃપારામે જાફરને કહ્યું–"આ જંગલનો રસ્તો તને સારી રીતે યાદ છે?"

જાફર એ વાતથી ધૈર્ય મેળવી બોલ્યો–"હા, યાદ છે. આ વખતે શું હુજૂર પોતે જવાના છે ?"

"હા, અત્યારે તું વિશ્રામ કર. કાલે પ્રભાતમાં હું બેચાર જણને લઇ તારી સાથે આવીશ."

જાફરને રજા આપી કૃપારામ ચિંતાનિમગ્ન થયો. તે મનમાં ને મનમાં બોલ્યો–"કમલલોચને જ્યારે આજીવન મારા ધ્વંસનો પ્રયત્ન કર્યો છે, ત્યારે તે મારા ભવિષ્યના સૌભાગ્યનો મહાશત્રુ છે. એટલે તેના ઉચ્છેદ સાધનનો પથ પકડવામાં પાપ શું છે ? સંસારમાં મોટા લોક થવું હોય તો આટલા ન્યાય–અન્યાય, ધર્માધર્મ વિચારવાથી ચાલી શકે નહિ. મારા મહાસ્વાર્થના મુખમાં જે આવી પડશે, તેને હું પતંગવત્ પગદલિત કરીશ."

કમલલોચનની કન્યા રત્નમયી મારા ભાઇની પુત્રી ગણાય. બાલ્યાવસ્થામાં તેને આ ખોળામાં લઇ મેં આદર કર્યો છે, મારા ઉપર તે ઘણો સારો ભાવ રાખતી, કિન્તુ એ સર્વ મમતાની વાડી અત્યારે વિચારવાથી ચાલશે નહિ. કમલલોચન અર્થબળથી, પદગૌરવથી મહાદાભિક બની ગયો હતો. તેણે એક દિવસ મારૂં અપમાન કરી મને દૂર કર્યો હતો. "અન્નથી પુષ્ટ થએલો દાસ, કૃતઘ્ન કુતરો !" વગેરે શબ્દો આજ પણ અગ્નિશિખા પેઠે મને જ્વાલા પ્રદાન કરે છે ! એ અપમાનનો પ્રતિશોધ આ વખતે લઇશ, કમલલોચનનું પ્રાસાદ તુલ્ય ઘર, ઉચ્ચ રાજપદ, લોક—સમાજમાં સંમાન' પાલખી, નોકર—ચાકર ઐશ્વર્યના ઉચ્ચપદનું જે કાંઇ હોય તે સર્વ મારૂંજ થશે. મારા સ્વાર્થના મુખમાં એ રત્નમયી–પતંગી પદદલિત થઈ મરશે."

"વંશ ગૌરવનું કલંક ચોંટશે! સાચું છે કે કમલરાય મારો જ્યેષ્ટ—કુટુંબી ભાઇ છે. બાલ્યકાળથી પિતૃમાતૃહીન જોઈ તેણે મારૂં પાલન કર્યું છે તેને લીધે મારૂં આ ઉચ્ચપદ છે. કિન્તુ તેના શબ્દોની યંત્રણા; અપમાનની વેદના, એ સઘળું હું જ્યાં સુધી નહિ ભૂલું ત્યાં સુધી મારા હૃદયમાં જરાપણ શાંતિ થશે નહિ. ઞાતિ જનને કદી કોઇએ ક્ષમા આપી નથી. દુઃશાસને કુરૂસભામાં પાંડવ-પત્ની યાજ્ઞસેનીનું અપમાન કર્યું હતું—તે શાસ્ત્રનીજ કથા ? રત્નમયી કોઈ પણ રીતે પરિત્રાણ—રક્ષણ પામવાની નથી.' આ જવાબ મીરઅલી કોઇ પણ રીતે તેને છોડવાનો નથી. ભવિતવ્ય તીક્ષ્ણ ખડગના આઘાતથી રત્નમયી જ્યારે શિરચ્છેદ કરવા ઉદ્યત થયું છે. ત્યારે એ સુયોગમાં હું મારો સ્વાર્થ કેમ ન સાધી લઉં ? લોકો નિંદા કરશે, સમાજ ઘૃણા કરશે, હું તેને તિલમાત્ર આદર કરીશ નહિ. રૂપિયાની છોળો ઉછાળી, આવું ઘૃણિત કાર્ય કરવા છતાં પણ હું સમાજમાં પૂજ્ય થઇશ?"

કોઇ શયતાની કર્મના સાફલ્યની આશાથી શયતાનનું હંમેશનું કૃષ્ણવદન મંડળ જેમ સહસા સમુજ્વળ ભાવ ધારણ કરે છે તેમ કૃપારામના વિષાદક્લિષ્ટ, ચિંતાંધકાર મુખ ઉપર એ વખતે નારકીય જ્યોતિઃ ફૂટી ઉઠી. પછી મનમાં ને મનમાં તેણે એ સંબંધી બીજી પણ કેટલીક સાંઘાતિક મતલબ ગોઠવી. કેવી રીતે રત્નમયીનો સર્વનાશ તેણે કર્યો તે હવે પછી વાર્તાના પ્રવાહમાં જણાશે.

## (૨૧) છળ.

ભગવાનની પાસે જે સુખ ઐશ્વર્ય માટે પ્રાર્થના કરે છે, તે તેમની કૃપાથી ઐહિક સંપત્તિ મેળવે છે; કિન્તુ મનુષ્યનો સ્વભાવ

એવા છે કે સંપદ કરામલકવત્ હાથમાં આવતાંજ તે ભગવાનને ભૂલી જાય છે અને પ્રાપ્ત થએલી લક્ષ્મીનીજ તે ઉપાસના કર્યા કરે છે. દુઃખના દિવસો આવે ત્યારે તે ભગવાનને બોલાવે છે; કિન્તુ સંપદના મદગર્વથી તેણે અસંખ્ય પાપ કર્મ કર્યાં હોય છે; એટલે વિપદને વખતે તે ભગવાનને જેવી રીતે બોલાવે તેવી રીતે બોલાવી શકતો નથી.

પરંતુ જ્યારે અનુતાપના અશ્રુજળથી તેનાં નેત્રો ભરાઇ આવે છે, વિવેક જ્યારે ધર્મને માર્ગે ચલાવે છે, ભગવાનને જ્યારે તે એકજ અવલંબનરૂપ ધારી તેમના ચરણમાં આળોટી પડે છે; ત્યારે દયાળુ ભગવાન સ્વહસ્તે અનુતપ્ત ભક્તના નેત્રોની ધારા લુછી નાંખે છે.

કલ્યાણી અને રત્નમયીને માટે ભૈરવીએ પ્રાયશ્ચિત્તનો જે પ્રકાર બતાવ્યો હતો તેનું કારણ બીજું કાંઇ નહોતું. તેમના એકાંતચિત્તે ભગવાનને આત્મસમર્પણ કરવાથી ભગવાનની કૃપા થતાં બધું દુઃખ દૂર થઇ જાય અને ભક્તવત્સલ ભગવાનજ તેમની રક્ષા કરે.

ભૈરવીનો ઉદ્દેશ્ય સફળ થયો ક્રમાગત અનુતાપથી અનુશોચનાથી માતા અને પુત્રીના મનનો મેલ દૂર થઇ ગયો. તેઓ સ્વચ્છ સુવર્ણનાં બની ગયાં. બીજે દિવસ મધ્યાહ્ન વખતે ભૈરવીએ કલ્યાણીને કહ્યું:– " બ્હેન ! કોઇની સહાયતાનું હવે પ્રયોજન નથી; ભગવાનજ તમારૂં સર્વ સંકટમાં રક્ષણ કરશે."

કલ્યાણી બોલી–"માતા ! હું નથી જાણતી કે ગતજન્મમાં તમે અમારાં કોણ હતાં ? આ જન્મમાં તમે અમને જે દિવ્યપથ દેખાડી દીધો છે, તેથી અમે નવું જીવન મેળવ્યું છે. અને તમે પણ અમારૂં જનનીનું કામ કર્યું છે; કિન્તુ માતા ! મા અને પુત્રોમાં હજુ પૂર્ણ પરિચય થયો નથી."

કલ્યાણીનો મનોગત ભાવ સમજીને ભૈરવી બોલી—"તમને હું જ્યારે મારા હૃદયમાં લઇ આવી છું, ત્યારે તે હૃદયની સમસ્ત-ગુપ્તકથા તમને જણાવવી ઉચિત છે. હું તમારી પાસે કાંઇ પણ છૂપાવીશ નહિ. મારા સ્વામી એક જમીનદાર હતા. તેઓ ઘણા સભ્ય માણસ હતા. જીવો ઉપર દયા, ધર્મ ઉપર અનુરક્તિ, પરહિત ચિકીર્ષામાં સર્વસ્વ સમર્પણ, ન્યાય મર્યાદાના રક્ષણ માટે પોતાના સ્વાર્થનો ત્યાગ, આ બધા અલોક સામાન્ય ગુણો વિધાતાએ તેમને આપ્યા હતા. તેમણે રાજમહાલમાં નવાબ સરકારમાં નોકરી લીધી હતી. ન્યાયદર્શી નવાબ સાહસ્તખાં તેમની તરફ ઘણી સ્નેહની નજરે જોતો હતો; તેને લીધેજ તેમનો સર્વનાશ થયો. જે મીરઅલીખાંને લીધે તમે રસ્તાનાં ભિખારી આજે બની ગયાં છો, તેજ મીરઅલી તેમનો પ્રધાન શત્રુ બની ઉભો અને એક ભીષણ રાજનૈતિક ષડ્યંત્રમાં પડી મારા સ્વામી કારારૂદ્ધ થયા."

ભૈરવી આગળ અધિક બોલી શકી નહિ. તેની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. કલ્યાણી બોલી—"માતા! આપે જે કહ્યું છે, તે બસ છે. તેનાથી તમારા મનને આટલું કષ્ટ થશે એમ જાણતી હોત તો એ વાત હું છેડત નહિ."

એ વખતે કાળભૈરવે આવી સમાચાર આપ્યા કે—"જનનિ! કલ્યાણી બ્હેનના દિયર કૃપારામ ચૌધુરી એક દુઃખના સમાચાર લઈ આવ્યા છે, તે એમની સાથે એકવાર છૂપી રીતે મળવા ચાહે છે."

કૃપારામનું નામ સાંભળી સરલહૃદય કલ્યાણી અતિ હર્ષિત થઈ ઉઠી. કૃપારામની સાથે કમલલોચનને યથેષ્ટ સમભાવ હતો; છતાં મનની અંદર જે ભાવ હતો તે કલ્યાણી જાણતી ન હોતી. એક

પરિવારનો ગણી કૃપારામની સામે બહાર આવવામાં કલ્યાણીને કાંઇ સંકોચ થયો નહિ. કૃપારામે તેની રત્નને ખોળામાં રાખી મોટી કરી હતી અને કલ્યાણીને પણ જયેષ્ઠ ભ્રાતૃજાયા જાણી યથેષ્ટ સંમાન આપતો હતો.

કૃપારામનું નામ સાંભળી કલ્યાણી બોલી-" તેમને અહીં લઇ આવો. ' ભૈરવીને ઇશારતમાં કહ્યું - "તમે અહીંથી ખસી જાઓ માતા !" એટલે ભૈરવી રત્નને લઇ તે ઓરડાનો ત્યાગ કરી ગઇ.

અત્યંત ભક્તિ-શ્રદ્ધા દેખાડી કૃપારામરાય ચૌધુરીએ કલ્યાણીની પદરજ લીધી. કેમકે તે તેના વડિલ બન્ધુની વહુ હતી.

કલ્યણી બોલી-" શા સમાચાર છે ભાઈ ?"

" રત્નને મોટી વિપત્તિ છે, ભાભી ! નવાબે દશ હજાર રૂપિયાનો પુરસ્કાર પ્રકટ કર્યો છે. રત્નને જે તેના મહેલમાં પહોંચાડશે, તે એ પુરસ્કાર મેળવશે. "

" કેવી ખરાબ વાત ! તમારા ભાઇ કેમ છે ? "

" તેમના સંબંધમાં તમારે કાંઇ ભય નથી. તમે સાક્ષાત્ સતી લક્ષ્મી છો—પછી ભય શાનો ? તમારૂં ઘણું નિમક મેં ખાધું છે. ભાઈને કોઈ પણ પ્રકારની અસુવિધા ન થાય, તેનો બંદોબસ્ત કરવામાં મેં કાંઇ ત્રુટિ રાખી નથી. તમે જાણો છો કે- મારૂં જે કાંઇ ઐશ્વર્ય છે, તે સર્વ તેમના માટે છે હું મારો જીવ આપીને પણ તેમને બચાવીશ. "

સ્વામીની નિરાપદ અવસ્થા સંબંધી સમાચાર મેળવી કલ્યાણી કેટલેક અંશે પ્રફુલ્લિત થઈ. કૃપારામને તે હંમેશ સ્નેહની નજરે જોતી હતી અને કૃપારામ મનમાં કમલલોચનના સર્વ નાશની

ચેષ્ટા પોષતો હતો; છતાં અત્યાર સુધી સર્વની તરફ તે આત્મીય-તાનો ભાવ બતાવતો આવ્યો હતો.

સરલહૃદયા કલ્યાણી બોલી–"બીજું શું બોલીને તમને આ-શીર્વાદ આપું ભાઇ! ભગવાન તમારી હજુ પણ શ્રીવૃદ્ધિ કરે. કહો, ત્યારે હવે રત્નને બચાવવાનો ઉપાય શું ?"

"ભાભી! તે ઉપાય ગોઠવ્યા વિના હું આવ્યો નથી! હું પાલખી પણ સાથે લાવ્યો છું. મારા ગુપ્તચરો ત્રણ ચાર દિવસથી તમને શોધવાને ફરે છે. રત્નનો નારી ધર્મ, આપણું કુળ ગૌરવ જો અતૂટ રાખવા ચાહતાં હો તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના રત્નને મારી સાથે આવવા દ્યો. હું જોઇને આવ્યો છું કે નવાબની આજ્ઞાથી પચાસ મુસલમાન સિપાઇઓ રત્નને પકડવા માટે રવાના કરવામાં આવ્યા છે. હરકોઇ ઉપાયથી હું ભાઇને બચાવીશ. જો ન બચાવી શકું તો હું રાયવંશનું કલંક થાઉં. કિન્તુ રત્નને બચાવવામાં અહીંથી પલાયન સિવાય કોઇ પણ માર્ગ મને દેખાઈ શકતો નથી.

કલ્યાણી આ ભીષણ વાત સાંભળી એક મર્મભેદી દીર્ઘ નિશ્વાસ મૂકી બોલી–"ભાઇ! તમે રત્નને ક્યાં લઇ જશો ?"

"રાજમહેલમાં એક મારો સ્નેહી છે, તેને ઘેર હું મારી સ્નેહમયી રત્નને છૂપાવી રાખીશ અને એજ સુયોગમાં બંગાળા-બહાર ઓરીસાના સુબેદાર નવાબ શાયસ્તખાંના દરબારમાં ભાઇની મુક્તિને માટે અરજી કરીશ."

કૃપારામના મુખના સંત્રસ્ત ભાવ અને થોડી વ્યાકુળતા જોઇ સરલહૃદયા કલ્યાણી સહજમાં છેતરાઇ ગઇ. તે વ્યગ્રભાવે બોલી–

"ક્યાં તમારી પાલખી છે? જાઓ, તમે રત્નને લઇને, રત્નની રક્ષાથી તમારા રાયવંશની મર્યાદા રહેશે. હું હમણાં અહીં રત્નને બોલાવી લાવું છું."

કલ્યાણી તરત તે સ્થાનનો ત્યાગ કરી ગઈ. બીજા ઓરડામાં ભૈરવી આગળ તેણે બધી વાત કહી સંભળાવી. ભવિતવ્યતાના દોરવ્યાથી તીક્ષ્ણ બુદ્ધિવાળી ભૈરવી રત્નના સ્થાનાંતરના સંબંધમાં કાંઇ પણ શંકા લાવી શકી નહિ. રત્નમયા પણ તેના કૃપારામ કાકાને બાળપણથી જાણતી હતી; એટલે માતાના મુખની સઘળી વાત સાંભળીને તત્કાળ વિપદથી મુક્ત થવા સારૂ કૃપારામની સાથે જવા તે તૈયાર થઇ.

કૃપારામની પાલખી બહારના દ્વારપ્રાંતમાં હતી. કલ્યાણી અને ભૈરવીએ દ્વાર સુધી આવી રત્નમયાને પાલખી પર ચઢાવી, આઠ બળેવાન્ વાહકો પાલખી લઇ છૂટયા અને અભાગીની રત્નમયા એક નરપિશાચની છલનામાં પડી ભીષણ વિપત્તિના મોઢા તરફ આગળને આગળ જવા લાગી.

## ( ૨૨ ) ઉદ્ધાર.

આ પહેલાં બીજી પણ કેટલીક ઘટના બની ગઇ હતી. તેનો થોડો ઉલ્લેખ અહીં કરવાની આવશ્યકતા છે. કલ્યાણીના અનુરોધથી ભૈરવીએ હરપ્રસાદ પાસે તેની પત્નીની આ નિરાશ્રય અવસ્થા જણાવવા એક માણસને મોકલ્યો હતો. તે માણસ બીજો કોઇ નહિ, પણ આપણો કાળભૈરવ હતો.

કાળભૈરવના મુખથી સમસ્ત ઘટનાં સાંભળી હરપ્રસાદ ભીત અને સ્તંભિત થઇ ગયો. કમલલોચનનું એવી રીતનું ભાગ્યપરિવર્તન થયું છે અને તેની પત્ની તથા કન્યાની એવી શોચનીય દશા થઇ છે, તે વિચારતાં તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે ચિત્કાર કરી બોલી ઉઠયો–' હાય! પ્રભુ, નારાયણ! આ શું કર્યું ?"

બહાર કાળભૈરવને વિશ્રામની વ્યવસ્થા કરી દીધી. મર્મવેદનાથી અધીર બની તેણે અંતઃપુરમાં પ્રવેશ કર્યો, માતાના ઓરડાની સામે ઉભો રહી તે બોલ્યો—" મા ! "

પુત્રનો વિકૃત કંઠ સ્વર સાંભળી જનની બહાર આવી બોલી–" કેમ છે પ્રસાદ ! "

હરપ્રસાદનાં અશ્રુયુક્ત નેત્રો જોઇ ગૃહિણીનું મુખ સુકાઇ ગયું. તેણે કાતર ભાવથી પૂછયું—" શી હકીકત છે ? "

હરપ્રસાદે સમસ્ત ઘટના તેની માતાને કહી સંભળાવી. સઘળી વાત સાંભળ્યા પછી ગૃહિણી માથા ઉપર હાથ મુકી બેસી ગઇ. તે ઉચ્ચ સ્વરે બોલી ઉઠી–" હવે શું થશે પ્રસાદ ? એ મારી કુળલક્ષ્મી છે–મોટી વહુ છે. મારા આ અંધકારમય સંસારનો ઉજ્વળ પ્રકાશ છે ! "

પ્રવૃત્તિને લીધે માતા પુત્રમાં સંગ્રામ ઉત્પન્ન થયો. માતાએ રત્નમયી ઉપર જે અન્યાયમય દંડની આજ્ઞા કરી હતી, તેનો પ્રત્યાહાર કરવા તે કોઇ પણ રીતે પ્રસ્તુત નહોતી અને માતૃભક્ત હરપ્રસાદ જે દંડાજ્ઞાને કબુલ રાખી મૌનમુખે અપરાધીની પેઠે કાળ નિર્ગમન કરતો હતો, તેના પ્રત્યાહારનો આજ દિવસ હતો. એટલા માટે હરપ્રસાદ બોલ્યો—" માતા ! પૈશાદાર કમલ-

લોચનરાય અને તેમની કન્યા ઉપર તમારો જે ક્રોધ હતો, તે હવે ચાલ્યો જશે, એમ મને લાગે છે. કારણ કે તેઓ હાલ રસ્તાનાં ભિખારી બની ગયાં છે."

માતા, પુત્રની આવી તીવ્ર વિદ્રુતપૂર્ણ વાતથી યથેષ્ટ મર્મ પીડિત અને અનુતપ્ત થઇ અશ્રુપૂર્ણ નેત્રે બોલી:–"મોટી વહુ ઉપરનો સમસ્ત રાગ અત્યારે ચાલ્યો ગયો છે. મેં કેવળ તારૂં અપમાન કર્યાને લીધેજ આવી કઠોર વ્યવસ્થા કરી હતી. માતાની આગળ પુત્રી અનેક અપરાધ કરે. ગર્ભજાત કન્યા કોઇ અપરાધ કરે તો માતૃહૃદયની એક દુર્બળતા એ છે કે તેની ગર્ભધારિણી માતા કન્યાને તે સહજમાં ક્ષમા કરી શકે છે, કિન્તુ મેં તેને પરાઇ પુત્રી ગણીને એના અપરાધની ક્ષમા આપી નહોતી. મારા કુળની લક્ષ્મી મોટી વહુને શયતાન નવાબ લુંટી લઇ જાય, તેના કરતાં મારૂં મૃત્યુ થાય એ વધારે સારૂં છે. મેં જો તને ગર્ભમાં ધારણ કર્યો હોય, મારા દેહનું શોણિતપાન કરી જો તું પુષ્ટ અને વર્ધિત થયો હોય, માતાના દુગ્ધનું જો કાંઇ ઋણ રહેતું હોય, તો તું તરત મારી પુત્રવધુને ઘરમાં લઇ આવ. આપણે આ ગામનો ત્યાગ કરી જરૂર પડશે તો બીજે કોઇ પણ સ્થળે જતાં રહીશું. બીજી એક વાત એ છે કે—જો તેને બચાવી રક્ષણ કરી શકે નહિ તો તેનો નારી ધર્મ કલંકિત થતા પહેલાં તારા હાથે તું તેની હત્યા કરી નાખજે, મારો તને એજ આદેશ છે. જેમ બને તેમ હરકોઈ ઉપાયે વહુને અહીં પાછી લાવવાનો વિચાર રાખજે."

કર્તવ્ય-ધર્મ અને પ્રવૃત્તિના સંગ્રામમાં હરપ્રસાદનોજ વિજય થયો, તેના હૃદય ઉપર જે મોટો ભાર હતો તે દૂર થઇ ગયો,

હરપ્રસાદ માતાના ચરણની રજ માથા ઉપર ચડાવી કાળભૈરવની સાથે તે સંબંધી વિચાર નિશ્ચિત કરવા માટે બહાર ચાલ્યો ગયો.

બીજી એક વ્યક્તિએ દ્વાર પાછળ છૂપાઇને ઉભાં રહી આ બધી વાતચીત સાંભળી લીધી. સાંભળતાંજ તેનું મર્મસ્થળ કંપી ઉઠયું. તે બોલી:-" અરે, સર્વનાશ! બહેનને આવી વિપત્તિ! નારાયણ! આ શું કર્યું પ્રભુ?" તે વ્યક્તિ બીજી કોઈ નહિ પણ પ્રભાવતીજ હતી.

હરપ્રસાદ બહાર આવ્યો કે તરત કાળભૈરવ બોલી ઉઠયો- "શું વિચાર નક્કી કર્યો?"

"મારી પત્નીને પાછી લાવવી એ નિશ્ચય છે."

પાસે એક પંચાંગ પડયું હતું. હરપ્રસાદ તેનાં પૃષ્ઠ ફેરવવા લાગ્યો. અશ્લેષા-મઘા, વ્યહરસ્પર્શ, દિશાશૂલ વગેરે અશુભ યોગનો અધિકાર પ્રથમના બે દિવસ ઉપર હતો. ત્રીજે દિવસ શુભ હતો. હરપ્રસાદે એ જોઇ કાળભૈરવને કહ્યું-"બે દિવસ પછી શુભયોગ છે. હું તે દહાડે વહેલો પ્રત્યુષમાં અહીંથી પાલખીમાં નીકળીશ. એ વિના બીજો કોઇ ઉપાય સૂઝતો નથી."

કાળભૈરવ બોલ્યો-"એ તો ઠીક; કિન્તુ 'પરમદિવસ' નો અતિક્રમ થઇ જાય નહિ. નવાબનાં માણસો ચારે તરફ ફરે છે."

હરપ્રસાદ એ વાત સાંભળી માથે હાથ દઇ બેઠો. એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી તે બોલ્યો-"ત્યારે તેનો શો ઉપાય કાળભૈરવ?"

"ઉપાય છે પ્રભુ! મને વિશ્વાસ છે કે મંદિરમાંથી બહાર નીકળવામાં પણ તમે નિરાપદ નથી. અમારાં જનની ભૈરવીની દેહ રક્ષા માટે મારા જેવા બીજા પણ પચ્ચીસ કાળભૈરવ છે. તેઓથી તમારૂં રક્ષણ કરવામાં આવશે."

"કાળભૈરવે તે સાથે તે જંગલના મધ્યવર્તી આશ્રયસ્થાનનો ગુપ્ત પથ પરિચિત કરાવી દીધો. તે પથ પકડી હરપ્રસાદ નિર્દિષ્ટ દિવસે લગભગ નવ વાગ્યાને વખતે ભૈરવીના નિવાસસ્થળમાં આવી ઉપસ્થિત થયો.

× × × × ×

હરપ્રસાદ મંદિરના દ્વાર આગળ પહોંચ્યો. તે પહેલાં દશ મિનિટેજ કૃપારામ રત્નમયીને લઇ ચાલ્યો ગયો હતો. કાળભૈરવ તેના આગમનની આશામાં તે દેવાયતનના પ્રવેશ દ્વાર આગળ રાહ જોતો હતો ભૈરવને જોઇ હરપ્રસાદ બોલ્યો–" સમાચાર સારા છે કે ખોટા ?"

"ખોટા કરતાં કાંઇક સારા. બ્હેનના કાકા આવી તેમને લઇ ગયા છે,"

હરપ્રસાદ સવિસ્મય ચિત્કાર કરી બોલી ઉઠયો–" કાકા ? કૃપારામરાય ! સર્વ નાશ થઇ ગયો ! તે શયતાનના હાથમાં એ પડી ?"

હરપ્રસાદે કૃપારામ સંબંધી સમસ્ત કથા કાળભૈરવને કહી સંભળાવી. કૃપારામનો પ્રકૃત સ્વભાવ હરપ્રસાદની સાસુ પણ જાણતી નહોતી; એટલે તેણે કૃપારામની છલનામય મિષ્ટ વાતોથી મુગ્ધ બની રત્નને તેના હાથમાં સોંપી હતી. દશહજાર રૂપિયાના પુરસ્કારના લોભથી તે નિશ્ચય રત્નમયીનું નવાબના હાથમાં સમર્પણ કરી દેશે.

હરપ્રસાદને મુખે સમસ્ત વાત સાંભળી કાળભૈરવ બોલ્યો–" ભાઇ ! આ ઉપરથી મને લાગે છે કે તેઓ હજુ જંગલના

માર્ગથી બહાર જવા પામ્યા નહિ હોય ! અમારા દશ લાકડીઓ વાળા માણસો તૈયાર છે. ચાલો–આપણે હમણાંજ પાલખીને ઘેરી લઈએ. તેમની સાથે આઠ જણ ઉચકનારા અને બીજા ચાર હિન્દુ ચોકીદારો છે. ભય શી વાતનો છે ?"

પત્નીની એ મહા વિપત્તિનો અને તેના શોચનીય પરિણામનો વિચાર કરી ચિરદિન શાસ્ત્રાધ્યાયી બ્રાહ્મણના સર્વ શરીરમાં વિદ્યુત્ સ્રોત વહી રહ્યો. હરપ્રસાદ બોલ્યો–"ભૈરવ ! એમ હોય તો હવે વધારે વિલંબ કરો નહિ. મને પણ ન હોય તો એક લાકડી આપો. ચિરદિન ઘૃતદુગ્ધથી પુષ્ટ થએલા આ બાહુની શક્તિની આજ મારે પરીક્ષા કરવી પડશે."

કાળભૈરવ હરપ્રસાદને સાથે લઇ એજ વખતે જંગલને એક અન્ય માર્ગે ત્વરાથી જવા લાગ્યો. એ ઠેકાણે ખરેખર દશ લાકડીઓવાળા તૈયાર હતા. કાળભૈરવ તેમના પ્રત્યે બોલ્યો–"ભાઇઓ! આજ એક સતીનું સતીત્વ વિપન્ન દશામાં છે; તેથી તમે સૌ મારી સાથે આવો."

તત્કાળ તે દશ જણા લાકડીઓ લઇ કાળભૈરવની પાછળ ચાલવા લાગ્યા. આ જંગલમય સ્થાનના સઘળા માર્ગો તેમને સુપરિચિત હતા. કાળભૈરવે એક વૃક્ષની ટોચ ઉપર ચડી જોયું તો જણાયું કે પાલખી બરાબર જંગલના મધ્ય રસ્તે હતી.

કાળભૈરવ હુંકાર કરી બોલ્યો–"ભાઈ ! માતા કપાલિની આપણને સહાય છે. હવે થોડો રસ્તો કાપ્યા પછી આપણે તરત એ પાલખીને પકડી લઇશું." કાળભૈરવ એ નહોતો જાણતો કે તેજ

જંગલના એક ગુપ્તસ્થાનમાં શયતાન કૃપારામના પચ્ચીસ સશસ્ત્ર સિપાઇઓ છૂપાએલા છે.

કાળભૈરવ હરપ્રસાદ અને તેના સાથીઓએ જે વખતે એ કુંડો રસ્તો કાપી નાંખ્યો, તેજ વખતે કૃપારામે એક વટવૃક્ષતળે પાલખીને નીચે મુકવાનો આદેશ કર્યો. તે વટવૃક્ષના સાંનિધ્યનાગાઢ જંગલમાં તેના પૂર્વોક્ત પચ્ચીસ મોગલ સિપાઇઓ આત્મગોપન કરી-છૂપાઈ-રહ્યા હતા.

કૃપારામે મનમા ને મનમાં વિચાર કર્યો-" હવે મને કોણ રોકી શકશે ? આ વખતે મારૂં નસીબ ફર્યું છે." બરાબર એજ વખતે તેણે વનની મધ્યમાંથી એક ભીષણ ચિત્કાર સાંભળ્યો-"જય ! કાલીમાતાની જય !!"

જે વિશ્વાસઘાતક, મહાપાપી હોય છે, તે પ્રાયઃ કાપુરૂષ હોય છે. કૃપારામ વનના અદૃશ્ય સ્થળમાંથી આ ભીષણ ચિત્કાર શબ્દ સાંભળી ચમકી ઉઠ્યો. તત્કાળ તેના સંકેતધ્વનિથી તે પચ્ચીસ મોગલ યોદ્ધાઓ પાલખીને ચારે તરફથી ઘેરીને ઉભા રહ્યા. કૃપારામ બોલ્યો-"સિપાઇઓ ! હોંશિયાર ! આ જંગલમાં ડાકુઓનો વધારે ભય છે. આ પાલખીમાં નવાબની બેગમ છે. જાન જાય તો પણ પાછા હઠશો નહિ."

એ વખતે ભૈરવનું લશ્કર તે સ્થળે આવી ઉપસ્થિત થયું. હરપસાદ વિશ્વાસઘાતક કૃપારામને જોઇ ક્રોધ અને ક્ષોભથી ગર્જના કરી બોલ્યો-"નરાધમ ! રાયવંશના કલંક ! આટલા માટે શું કમલલોચનરાયે તારા જેવા ભિક્ષુક શયતાનને માર્ગમાંથી ઘેર લાવી, અન્ન વસ્ત્ર આપી ઉછેર્યો હતો ! હાય ! ભગવાનનું વજ્ર શું હજી

પણ શબ્દ વિનાનું છે ! જે તારા ભાઇની પુત્રી, જે તારા વંશનું લોહી, જેને તેં બાળપણથી ખોળામાં ઉછેરી છે–તે તારી કન્યા સ્વરૂપ રત્નમયીને શું તું નીચ સ્વાર્થસિદ્ધિ સારૂ પારકા હાથમાં સોંપી, પવિત્ર રાયવંશના ગૌરવને હમેશને માટે કલંકિત કરવા જાય છે ?"

કૃપારામ હરપ્રસાદને સામે જોઈ સમજ્યો કે–" કામ કાંઇ લુંટારાઓનું નથી ! તેણે તેના સિપાઇઓને આજ્ઞા કરી–" આ સર્વને હમણાં એકદમ પકડી લ્યો."

આ આજ્ઞા મળતાંજ મોગલ સિપાઇઓએ હરપ્રસાદના દળ ઉપર આક્રમણ કર્યું. હરપ્રસાદ અગ્રેસર થતો હતો, તે વખતે કાળભૈરવે તેને જોરથી દૂર લઇ જઈ કહ્યું–" પ્રભુ ! તમારા ચરણની રજ આપો. તમે પાલખીની નજીક જાઓ અને બ્હેનને જંગલની અંદર પલાયન કરી જવાનું કહો." કાળભૈરવનાં જવલંત નેત્રો જોઇ અને તેની દૃઢ પ્રતિજ્ઞાવ્યંજક કઠોર વાણી સાંભળી હરપ્રસાદ પાછો હઠી ઉભો રહ્યો અને કાળભૈરવે વેગથી નવાબના સિપાઇઓ ઉપર આક્રમણ કર્યું.

રત્નમયી જાણી શકી નહિ કે આમ એકાએક આ બધું શાથી બન્યું ! તેના હૃદયમાંના એ વિપ્લવમય વખતે હરપ્રસાદ તેની પાલખીની સામે આવી બોલ્યો–"રત્નમયી ! અત્યારેજ પાલખીમાંથી બહાર નીકળી આવ."

સ્વામીનો કંઠસ્વરે સાંભળી રત્નમયી પાલખીમાંથી બહાર આવી બોલી–"તમે ? તમે–આ સ્થળે ?"

"હા, હુંજ. સાંભળ, રત્નમયી ! તારો કાકો કૃપારામ ઘોર વિશ્વાસઘાતક શયતાન છે, તારી માતાએ તેને ઓળખ્યો નથી. તું જો અહીંથી બચવા ચાહતી હોય, નારીધર્મનું રક્ષણ કરવા ઇચ્છતી હોય, તો અત્યારેજ આ જંગલની વિપરીત દિશા તરફ પલાયન કરી જા. જે ભગવાને એક દિવસ તારૂં ભૈરવ લુંટારાના હાથથી રક્ષણ કર્યું હતું, તે આજ પણ તારી રક્ષા કરશે. જા શીઘ્ર જા. જે રીતે વીરવિક્રમ કાળ ભૈરવ લડે છે; તેથી હજુ પણ અર્ધો કલાક અમે ટકીશું, એટલામાં તું ઘણે દૂર નીકળી જઇ શકશે. જા, તત્કાળ પલાયન કરી જા."

રત્નમયી પાલખીમાંથી નીચે ઉતરી. પાલખી ઉપાડનારા ઓ અત્યાર પહેલાં ક્યારનાએ પલાયન કરી ગયા હતા. પાલખી-ના રક્ષકો પણ સિપાઇઓની સાથે લડાઈમાં જોડાયા હતા. એટલે એ તરફ પાલખીના રક્ષક રૂપે કોઇ હાજર નહોતું.

રત્નમયી સ્વામીના ચરણની રજ લઇ બોલી—"તમારૂં શું થશે નાથ ?"

હરપ્રસાદ બોલ્યો—"એ વાત ભગવાનના હાથમાં મૂક. મારા માટે તું વિચાર કરીશ નહિ. ચિંતા પણ કરીશ નહિ, કાળ-ભૈરવ સાથે હોય ત્યાં સુધી મને પકડવા કોઈ શકિતવાન નથી. ?"

રત્નમયી રંડતી રડતી એકાંત મને નારાયણને સંભારતી સંભારતી તે સ્થાનનો ત્યાગ કરી હરપ્રસાદના નિદર્શિત વિપરીત દિશાના જંગલમાં પ્રવિષ્ટ થઇ.પત્નીને વિપન્મુકત જોઇ હરપ્રસાદ ભૈરવનાથની સહાય માટે આગળ થયો.

આશુ ઉપર આવી લડતાં લડતાં કેટલાક લાકડીઓવાળા જમીન ઉપર પડયા અને કેટલાક સિપાઇઓને હાથે કેદ પકડાયા. હરપ્રસાદ પણ તેમાં બાકી રહ્યો નહિ.

કૃપારામે એ વખતે અવસર મેળવી પાલખી નિકટ જઇ જોયું તો પાલખીનું દ્વાર ખુલ્લું છે. પિંજર ખાલી કરી વહિંગિણી પલાયન કરી ગઇ છે. તેણે તત્કાલ જંગલમાં ચાર સિપાઇઓને રત્નમયીનો શોધ કરવા મોકલી તે હરપ્રસાદ તથા કાળભૈરવને સાથે લઇ આગળ વધ્યો.

## (૨૩) નવી આફત.

આ સ્થળે આપણે ઇતિહાસની થોડી વાત કરીશું. સમ્રાટ્ આલમગીર અથવા ઔરંગઝેબ તે વખતે દિલ્હીના સિંહાસન ઉપર હતો. એ વખતે મહારાણા રાજસિંહ અને છત્રપતિ શિવાજી મહારાજની સાથે યુદ્ધની ધમાલમાં તે ઘણો વ્યસ્થ બની ગયો હતો, એ યુદ્ધવ્યવસ્થામાં દિલ્હીનો પૂર્ણ રાજકોપ ક્રમશઃ શૂન્ય થઇ જવા માંડયો હતો. ઔરંગઝેબ બાદશાહને નાણાંની ભીડ પડવા લાગી હતી અને સમગ્ર હિન્દુસ્થાનની સ્વર્ણપ્રસુ, શસ્યશ્યામલા બંગભૂમિમાંથી નિયમિત રાજભાગ આવતો નહોતો—એ મોટી બેઅદબીની બાબત હતી ! સમ્રાટ આલમગીરે ખુબ દબાણ કરી તેના પ્રતિનિધિ બંગેશ્વર શાયસ્તખાંને લખ્યું કે—“ નાણાંની જરૂર છે. હરકોઇ ઉપાયે રાજ્યનો હક વસુલ કરી મોકલી આપો. ”

નવાબ શાયસ્તખાં તે વખતે બંગાળ, બિહાર, ઓરીસાનો સુબેદાર હતો બંગાળમાં એ વખતે અનાજ ઘણું સસ્તું હતું. પ્રજાની

અવસ્થા પણ ઘણી ઉન્નત હતી. શાયસ્તખાં રૂપિયાના આઠ મણ ચોખા ઠરાવી એક સરકારી કોઠાર તૈયાર કરાવતો હતો. બંગાળાની સ્થિતિ એ વખતે ઘણી સારી હતી; છતાં સઘળે સ્થળેથી દિલ્હીના દરબારમાં કેમ નાણું આવતું નહોતું ?

તેણે તેના દક્ષિણહસ્તિસમાન બંગબિહારના મહેસુલ–મંત્રી જિંદાઅલીને તિરસ્કાર સૂચક સ્વરે કહ્યું—“ બાદશાહની ચીઠ્ઠી મળ્યા પછી મેં કાગળપત્ર અને મહાલ સમૂહોના હિસાબ તપાસી જોયા અને તેથી એમ સમજાયું કે બંગાળાના સપ્તગ્રામ તરફ સરકારની વસુલાત ઘણી ઘણી બાકી પડતી જાય છે તો એ પ્રમાણે થવાનું કારણ શું છે ?”

આ સુયોગમાં અમે એક અંદરની વાત કહી નાંખવા ધારીએ છીએ. આ જીંદાઅલીના મનમાં બહુ દિવસથી સપ્તગ્રામ સરકારના ફોજદાર થવાની ઇચ્છા હતી. કિન્તુ મીરઅલીખાં તે પદનો ઉમેદવાર હોવાથી તેની તે ઇચ્છા પાર પડી નહોતી. મીરઅલીખાં શયસ્તખાંનો અતિ નિકટનો સંબંધી હતો. તેથી તેને એ પદવી મળી હતી. જીંદાઅલી તેટલા વખતમાં મીરઅલીનો ઘોર શત્રુ થયો હતો. આ તરફ આમિલદાર કમલલોચનરાય જીંદાઅલીનો પરમ મિત્ર હતો. મીરઅલીને હલકો પાડવા સારૂ કમલલોચનને ગુપ્ત પરામર્શ આપી સહાયતા સારૂ તેણે એ મહાલની વસુલાત બાકી રખાવી હતી.

મીરઅલી રાત દિવસ વિલાસ વ્યસનમાં મગ્ન રહેતો હતો. સુન્દર નર્તકી અને શિરાઝીની સંમોહિની માદકતામા તેના દિવસો વ્યતિત થતા હતા. રાજકાર્યમાં તેનું કાંઇ પણ ધ્યાન

નહોતું. આ બધી વાત તેણે યોગ્ય અવસરે બંગબિહારેશ્વર સુબેદાર શાયસ્તખાંને જણાવવામાં ત્રૂટી કરી નહિ.

તે વખતે શાયસ્તખાંએ હુકૂમ આપ્યો—"હું કોલેજ રાજમહાલનો ત્યાગ કરી સપ્તગ્રામ તરફ જઇશ. મીરઅલીની સુસ્તી ઉરાડી હું પોતેજ સરકારી પ્રાપ્ય પગાર લેતો આવીશ."

આ કમલલોચનરાયની સાથે નવાબ મીરઅલીના વિવાદની એક મહિના અગાઉની વાત છે. બંગ, બિહાર અને ઉડિસાના મુલકના માલિકની સાથે જે પ્રકારનાં માણસો, અસબાબ હોવાની જરૂર હતી, તે પ્રકારની સર્વ તૈયારી કરી સપ્તગ્રામ જવાની વ્યવસ્થા ન કરતાં અને મીરઅલીને પહેલાંથી કોઇપણ જાતના સમાચાર આપ્યા વિના શાયસ્તખાં ઘણી છૂપી રીતે સપ્તગ્રામ તરફ ઉપડી ગયો.

જે દિવસે રત્નમયીને લઇ જંગલમાં એ હંગામ ઉપસ્થિત થયો હતો તે દિવસે પ્રભાતમાં નવાબ શાયસ્તખાંનું નાવ તેના અનુસારી યાનવાહન સમેત હુગલી નદીની પાર્શ્વવાહિની ગંગાના પ્રવાહ ઉપર હાજર થયું હતું.

નવાબનું નાવ જરા દૂર હતું; કારણકે તેમાં બેગમ તથા તેની કન્યા મતિયા—બિબિ હતાં. નવાબના તે નાવમાં બેગમની પરિચારિકા–દાસીઓ, બેગમના ભાઇના પુત્રો જિંદાખાં તથા રહમતખાં વગેરે હતાં.

નવાબ સુખશય્યામાં પડયો હતો. કન્યા મતિયા ઉર્ફે મોતીબીબી તેને એક પુસ્તક વાંચી સંભળાવતી હતી અને વચ્ચે વચ્ચે જોતી હતી કે નવાબ ઉંઘમાં પડયા છે કે નહિ ? એ વખતે મતિ-

યાએ સવિસ્મય જોયું—એક દૂર દૂરની દ્રુતગામી નૌકામાંથી જાણે કોઇએ એક ક્ષણમાં ગંગાતરંગમાં ઝંપલાવ્યું અને તે વ્યક્તિ સ્ત્રી જાતિની લાગી.

મતિએ તે દેખાવ જોઇ નવાબને કહ્યું—" પિતાજી ! જુઓ છો કે ? આપની સામે તે રમણીની હત્યા થઇ ! "

જીંદાખાં અને રહમતખાં નવાબની પાસે પડેલા એક ગાલિચા ઉપર બેસી વિશ્રામ કરતા હતા. તેઓ સચકિત ઉઠી ઉભા થયા અને બોલ્યા—" બ્હેન ! એ માણુસ કઇ અને તરફ ક્યાં ડુબ્યું છે ? "

મતિયાએ અંગુલી નિર્દેશથી તે વખતે અદૂરવર્તી નૌકા દેખાડી અને જિંદાખાં તથા રહમતખાં બન્ને ભાઇઓ તત્કાળ જળમાં ઝીપલાઇ પડયા. વધારે કહેવાની જરૂર નથી કે અતિ સામાન્ય ચેષ્ટાથીજ તેમણે તે નિમજ્જિત દેહનો ઉદ્ધાર કર્યો. પૂર્વોક્ત નૌકામાં જે બે માણુસો હતાં; તેમણે પણ તે વખતે બંદુક ચલાવી. જિંદાખાંના દક્ષિણ સ્કંધે તે બંદુકની ગોળી ચામડીને ભેદીને ચાલી ગઈ.

જીવન મરણનો વ્યાપાર હતો એટલે જીંદાખાં બોલ્યો—" રહમત ! તું આ સ્ત્રીને પકડી રાખ. આપણી નૌકા પાસે છે. હું એ શયતાનોને પકડવાનો પ્રયત્ન કરૂં છું." એટલું કહી જિંદાખાં પોતાના આઘાતની ઉપેક્ષા કરી પૂર્વદષ્ટ નૌકા પાસે ઉપસ્થિત થયો; કિન્તુ તે શયતાનોએ ફરીને બંદુક ઉપાડી.

જિંદાખાં તે તરફ લક્ષ ન આપતાં નૌકાનો પાછળનો ભાગ પકડી ઉપર ચડી ગયો અને રોષથી ધિક્કાર કરી બોલ્યો—"

હું નવાબ શાયસ્તખાંનો સેનાપતિ છું. તમે કોણ છો ? કેમ આવા ઘૃણિત કાર્યમાં પ્રવૃત્ત થયા છો ?"

નવાબ શાયસ્તખાંનું નામ સાંભળી તે બન્ને અધમ પુરુષો ઝંખવાણા પડી ગયા અને ભયથી તેઓ કંપવા લાગ્યા. તેમના હાથમાંથી બંદુકો પડી ગઇ. તેઓ પોતાના જાન બચાવવા માટે બોલ્યા–" હુઝુરાલી ! અમે ચિઠ્ઠીના ચાકર ! ફોજદાર મીરઅલીખાંના આદેશથી આ હિન્દુ જનાંનાને તમારી પાસે લાવતા હતા. તેણે પોતાની ઇચ્છાથી પાણીમાં ઝંપલાવ્યું છે. અમારો એમાં કાંઇપણ અપરાધ નથી."

એ વખતે બંગેશ્વરની એક ન્હાની નૌકા તે ઠેકાણે આવી પહોંચી. રહમતખાં તે નૌકામાં હતો. અત્યાર પહેલાં એ જળનિમજ્જિત સ્ત્રીને રહમતે નવાબની નૌકામાં લાવી મૂકી હતી. રહમત જિંદાખાંને ઉદ્દેશીને બોલ્યો–" ભાઈ ! તમને શું મોટો આઘાત થયો છે ? "

" ના, કાંઇ વધારે વાગ્યું નથી. આજ એક વિપન્ના, જળનિમજ્જિતા સ્ત્રીને ઉગારી શકયો છું તેનાથી ઉપજેલા આનંદની તુલનામાં મારા આ સ્કંધને થએલો આઘાત ઘણો સામાન્ય છે. ચાલો, આપણે આપણી નૌકામાં પાછા જઇએ."

જિંદાખાંએ રહમતને સંક્ષેપમાં મીરઅલી સંબંધી સમસ્ત ઘટના કહી સંભળાવી અને ઉપરોક્ત નૌકાના બન્ને આરોહીઓને અર્થાત્ મીરઅલીખાંના તે અનુચરયુગલને તેના આદેશથી નવાગત મોગલસેનાને હાથે કેદ કરવામાં આવ્યા.

જિંદાખાં બોલ્યો–"રહમત ! નવાબની નૌકાની બાજુની નૌ-

અમાં સરકારી હકિમ સાહેબ છે. તું હમણાં તેમને સમાચાર આપ. હું નવાબની નૌકામાં જાઉં છું," તે જળ નિમજ્જિતા રમણી રત્નમયીજ હતી, એ વાચકોએ થોડા અનુમાનની સહાયતાથી સમજી લીધું હશે. શી રીતે રત્નમયી પૂર્વોક્ત દુષ્ટ પુરૂષોના હાથમાં સપડાઇ તે આપણે હવે બોલીશું.

હરપ્રસાદના ઉપદેશથી જંગલમાં પ્રવેશ કરી થોડે દૂર ગયા પછી રત્નમયી રસ્તામાં ભૂલી પડી. જંગલમાં એક વાર માર્ગ ભૂલવાથી તે મોટી વિપત્તિમાં પડી. જો કે પહેલાં તે ઘણી વાર આપત્તિમાં સપડાઇ હતી; કિન્તુ આ વખતની વિપત્તિ તે સર્વ કરતાં વધારે ભયંકર હતી.

ઝપાઝપી વખતે બે મોગલ સિપાઇઓ બરાબર લક્ષ રાખી રહ્યા હતા. રત્નમયી એક માણસની સાથે વાત કરે છે, તે એમણે જોયું હતું. તેમાંનો એક જણ પૂર્વનો પરિચિત છે. તે સિપાઇ કૃપારામનો ગુપ્તચર જાફરઅલી હતો કે જેણે ચંપાના ઝાડ નીચેથી ન્હાસી આવીને કૃપારામને રત્નમયીના સંબંધમાં સમાચાર આપ્યા હતા. જાફરઅલીએ જ્યારે જોયું કે રત્નમયીએ જંગલમાં પ્રવેશ કર્યો છે, ત્યારે તે યુદ્ધમાં દાખલ ન થતાં પોતાના એક સંગી સિપાઇને લઇ અતિ સતર્કભાવે રત્નમયીની પાછળ પડયો અને હતભાગિની રત્નમયી નસીબની ચલાવી ચાલીને માર્ગ ભૂલી. ભૈરવીના મંદિરની તરફ ન જતાં વનને બીજે માર્ગે ગંગા તીરે આવી.

રત્ન તે વખતે ઘણીજ શ્રાંત અને કલાંત બની ગઇ હતી. તેના સર્વાંગે સ્વેદધારા છૂટી હતી. આગળ ચાલવામાં એ અક્ષમ હતી. સામે પ્રખર સ્રોતમયી પુણ્ય સલિલા જાહ્નવી કલકલ નાદે

વહી રહી હતી. રત્નમયીના મનમાં એક વાતે એ વખતે ઘણું અધિપત્યનો વિકાસ કર્યો હતો. હરપ્રસાદે તેને કહ્યું હતું કે—"જો આત્મરક્ષા કરવા અસમર્થ બને તો છેવટ આત્મહત્યા કરી પોતાના નારીધર્મને બચાવજે."

રત્નમયી ગંગામાં ડૂબી મરવાનો સંકલ્પ કરી ધીમે પગલે સૈકતભૂમિમાં ઉતરે છે, એ વખતે પૂર્વોક્ત બન્ને દુષ્ટ પુરૂષો સહસા પાછળથી આવ્યા અને તેની આંખો દબાવી દીધી. આ જણમાંના એકે નવાબના માણસ તરીકે અથવા તો હથિયારની અણી દેખાડીને એક ગરીબ ખારવાને ભય બતાવી એક ન્હાની હોડી તૈયાર કરાવી લાવ્યો હતો. શયતાનોએ ભયથી અર્ધમુર્ચ્છિતા રત્નને તે નૌકામાં ઉંચકી લીધી.

જાફરઅલી રત્નનું બંધન તોડી નાંખીને બોલ્યો "બિબિ! આ વખતે તમને કોણ બચાવશે? અમારા નસીબને અવળી દિશામાં ફેરવવાની તમે ચેષ્ટા કરી હતી. આ વખતે કયાં જશો તમે!"

રત્નમયીએ એ વાતનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે હવે ભગવાન ઉપર વિશ્વાસ કરવાનું શીખી હતી. વિપદભયહારી મધુસુદનને બોલાવવાનું શીખી હતી. જીવન અને મૃત્યુ, સુખ અને દુ:ખ એ સઘળું તે સમયે તેની આંખ આગળ સરખું હતું. એટલે તે કેવળ આકાશ તરફ અંગુલિનિર્દેશ કરી નીચું મુખ કરી જોઇ રહી.

જાફરઅલી બોલ્યો—"આકાશ તરફ જોઇ રહેવાથી કાંઇ પણ નહિ વળે. બિબિ! આ જંગલ નથી—દરિયો છે."

નવાબની બેગમ, એટલે જાફરઅલીના મનમાં તેનાપર ખૂબ ગુસ્સો હોવાછતાં પણ રત્નમયીને બે ચાર કડવી વાતો સંભળાવવાના પ્રલોભ ન-નો તેણે ત્યાગ કર્યો. અગત્ય પડતાં રત્નમયીને નૌકામાં રાખી પોતે બહાર બેસી તેના સંગી સાથે વાતચીત કરવામાં વ્યસ્ત બન્યો. આ તરફ રત્નમયી પણ ઉદ્ધારના ઉપાયની ચિંતા કરવા લાગી. તેણે વિચાર કર્યો:—" શયતાનો અત્યારે વાતોમાં વ્યસ્ત દેખાય છે, એ મારા સંબંધમાં ઉપયુક્ત અવસર છે. આ શાંત, સુનિર્મળ, ચંચળ ઉર્મિઓથી વિક્ષુભિત, સર્વ જ્વાળાની શાંતિ કરનાર પવિત્ર ગંગાના પાણીમાં આત્મસમર્પણ કરવું એ કેટલા સુખનું છે ! સાંભળ્યું છે કે ગંગામાં મરે છે, તેને આપઘાતનું પાપ લાગતું નથી. મારા સ્વામીએ, મારા દેવતાએ, મારા મધુસુદને મને મરવાની સલાહ આપી છે." આ પ્રમાણે વિચાર કરી હતભાગિની રત્નમયી-એ તે વખતે ગંગાના ગર્ભમાં ઝંપલાવ્યું. આ પછીની ઘટના પાઠકો જાણે છે.

## ( ૨૪ ) પાપીના હાથમાં પ્રજા.

" અત્યારે કેમ છે બ્હેન ? "

" બહુ સારૂં છે; કિન્તુ હું ક્યાં છું ? અને આપ કોણ છો ?"

' હું એક સામાન્ય સ્ત્રી છું. તેથી પર મારે એક મુખ છે. એટલે એક સાથે તમારા બે પ્રશ્નોના જવાબ આપી શકીશ નહિ બ્હેન ! તમે બંગાળા અને બિહારના માલિક નવાબ શાયસ્તખાંની નૌકામાં છો. તમારે કોઇ જાતનો હવે ભય નથી ! "

"આપ કોણ છો? આપનો પરિચય આપો, સાક્ષાત્ કરૂણા-રૂપિણી નારી આપ છો, છતાં પણ હું બોલું છું કે મારા જીવનની રક્ષા કરી આપે એક અન્યાય ભરેલું કામ કર્યું છે!"

"જુઓ—મને ફુરસદ ઘણી ઓછી છે. ન્યાય કે અન્યાયની બાબત જરા ફુરસદ મળશે, એટલે વિચારી જોઇશ; કિન્તુ તે પહેલાં હું તમને એક વાત કહું છું કે મને 'આપ' કહીને તમે સંબોધન કરશો નહિ."

"આપનો પરિચય આપ પ્રથમ આપો."

"હું નવાબ શાયસ્તખાંની એક બાંદિ છું."

"અસંભવ! અવિશ્વાસ્ય વાત! જેનું આવું સુન્દર રૂપ છે, જેનું આટલું ઉચ્ચ હૃદય છે, જેનું આવું મર્મભર્યું મુખ છે, જેનાં આવાં સ્નેહરસથી છલકાતાં સુંદર બે નેત્રો છે, જેની આવી વીણાવિનિંદિત સુન્દર સુકંપિત સ્વર લહરી છે, તે શું કદી પણ બાંદિ હોઇ શકે?!"

"તમે બંગાળા દેશનાં લોક છો. દિલ્હી—આગ્રાનું રાજ અંતઃપુર તમે કદી પણ દેખ્યું નથી. મારાથી વધારે સુંદર બાંદિઓ, ત્યાં સુન્દરી બેગમની રૂપકળાને મલિન કરી દઈ ચારે દિશાએ હાસ્ય-ભર્યા મુખે ફર્યા કરે છે."

"તે હશે; કિન્તુ અમારા હિન્દુઓમા એક પ્રચલિત વાત છે કે મનજ નારાયણ છે. મારૂં મન આજ આપનો દેવી જેવો વ્યવહાર જોઇ મને બોલી દેખાડે છે કે—"

"શું બોલી દેખાડે છે?"

"આપ બંગાળા–બિહાર–ઉડિસાના દંડમુંડના વિધાતા, સાક્ષાત્ ન્યાય ધર્મના અવતાર, નવાબ શાહિસ્તખાંની દુહિતા છો !"

"જો તેમજ હોય તો ?"

જે વાત કહેલી હતી તે ઉઠીને ઉભી થઇ બોલી—"મારી ગુસ્તાખી થઈ છે, નવાબ કન્યાને લાયક માન આપવામાં મેં ભૂલ કરી છે." એટલું બોલી તેણે એક લાંબી મોટી કુર્નિશ કરી.

નવાબ કન્યા મતિયાબિબિ અને રત્નમયી વચ્ચે વાત ચાલતી હતી. જિંદખાંએ આસન્ન મૃત્યુના કોળીયાથી રત્નનો ઉદ્ધાર કરી મતિબિબિ પાસે તેને પહોંચાડી દીધી હતી અને મતિબેગમેજ સેવા સુશ્રૂષાથી તેને જીવનની સીમા ઉપર લાવી મૂકી હતી,

આ મતિયા વિધાતાની અપૂર્વ સૃષ્ટિ હતી. તેના સકળઅંગના સૌન્દર્યસમાવેશમાં,, સૃષ્ટિકર્ત્તા વિધાતાએ કોઇપણ પ્રકારની કૃપણતા કરી નહોતી. તે ઉપરાંત તેણે તેના હૃદયને એથી પણ સુન્દર બનાવ્યું હતું. બંગાળા–બિહાર–ઉડિસા જેના ભ્રકુટીભંગમાં કંપી ઉઠતાં હતાં તે મહા પ્રતાપશાલી નવાબ શાયસ્તખાંની કન્યા હોવા છતાં પણ તેનામનમાં અહંકાર લેશમાત્ર નહોતો. બંગાળા દેશ મતિયાનાં નેત્રોને ઘણો સારો લાગ્યો હતો. એ શસ્ય શ્યામલા ફળજળ પૂર્ણા, પક્ષીઓના કૂજનથી મુખરિતા, સ્નિગ્ધ સલિલની સંપદથી વિભૂષિતા, કમળાનું ક્રીડા નિકેતન' ચિરપૂણ્યભૂમિ બંગાળામાં રહેતાં તેના હૃદયમાં કોઇ અજબ તૃપ્તિ અને અનુરક્તિ ઉત્પન્ન થતાં. તેનો સ્વામી નવાબનો પ્રધાન સેનાપતિ હતો અને બંગદેશમાંજ તે રહેતો હતો એટલે મોતી બેગમને દિલ્હી આગ્રાનો ઉત્સવ કોલાહલમય રાજમહેલનો ત્યાગ કરીને પિતાની પાસે,

સ્વામીની પાસે રહેવાનુંજ ઠીક લાગતું હતું. બંગાળાના ચંદ્રનો પ્રકાશ બંગાળાની નદીઓનાં જળ, બંગાળાનાં સૂર્યકિરણ, બંગાળાનાં સુમિષ્ઠ ફળ તેને ઘણાં સારાં લાગતાં હતાં.

મતિયા બેગમન રત્નમીયને સાદર પાસે બેસાડી બોલી-"આટલા બધા રૂપની સંપત્તિ લઇને તું પૃથ્વી ઉપર આવી છે; કિન્તું કયા દુઃખથી મરવા જતી હતી રત્નમયી !?"

એક અપરિચિત મુખમાંથી રત્ન પોતાનું નામ સાંભળી આશ્ચર્યાન્વિત થઈ બોલી:—"મારૂં નામ આપે શીરીતે જાણ્યું?"

મતિયા કૃત્રિમ તિરસ્કારથી બોલી—"વળી 'આપ'! હું તમારી ન્હાની બ્હેન— ન્હાનીને કોઇ 'આપ' કહી સંબોધન કરે? તમારૂં નામ જાણવું એ શું એક ઘણું અઘરૂં કામ છે? મારા પિતા નવાબ શાયસ્તખાં બંગાળા- બિહાર- ઉડિસા એ ત્રણ ત્રણ સુબાઓનુ આધિપત્ય કરતા હોય અને હું તમારૂં નામ જાણું એ શું મોટી વાત છે રત્નમયી?"

રત્નમયી બોલી—"મેં પ્રથમ આપને કહ્યું છે કે મને મૃત્યુમુખમાંથી બચાવી આપે અન્યાયનું કામ કરેલું છે: કિન્તુ અત્યારે જાણું છું કે આપે ઠીકજ કામ કર્યું છે."

"કેમ?"

"જો એમ ન બન્યું હોત તો આપના જેવી દેવી પ્રતિમાની ભગિની તરીકે પરિચિત થવાની સંભાવના મને કોઇ રહેત નહિ?"

"એ સહુ મહત્તા હવે રહેવા દો. તમારા સીમંતનું સમુજ્વળ સિન્દુરચિહ્ન કહી આપે છે કે તમે સધવા છો. તમે હવે સંપૂર્ણ સ્વસ્થ થયાં છો. સ્વામીને ઘેર જવા ધારતાં હો તો તેને માટે હું બંદોબસ્ત કરી આપું."

આ વાત સાંભળતાંજ રત્નમયીનાં બન્ને ચક્ષુ અશ્રુઓથી ભરાઇ આવ્યાં, કેટલાંક આંસુઓનું જળ વહીને નીચેના તે બસરાઇ આસન ઉપર પડ્યું. મોતિબિબિએ પોતાના વસ્ત્ર વડે અતિ યત્ન પૂર્વક ગંડપ્રવાહી અશ્રુધારા લુછી નાખી કહ્યું—" અનુમાન થાય છે કે તમારા સ્વામીના પ્રસંગની સાથે કોઇ અતિ કષ્ટ આપે એવી સ્મૃતિ જડાએલી છે. જો તેની જિજ્ઞાસા કરી હું તમારા મનઃકષ્ટનું કારણ બની હોઉં, તો તમે મને ક્ષમા કરશો."

આ વાત સાંભળી રત્નમયી વિષણ્ણમુખે બોલી:—" આપનું અનુમાન યથાર્થ છે. ખરેખર એક અતિ કષ્ટકર સ્મૃતિ મારા અને સ્વામીના જીવનની સાથે જડાએલી છે. હું સમસ્ત ઘટના આપને સ્પષ્ટ કહી બતાવું છું." એમ કહી ભૈરવ લુંટારાની વાતથી આરંભ કરી મીરઅલીના અત્યાચાર સંબંધી સમસ્ત હકીકત રત્નમયીએ મતિયાબિબિને કહી સંભળાવી. આ કરૂણ કહાણીએ મતિયાના કોમળ હૃદયમાં અતિ તીક્ષ્ણ બાણના જેવો આઘાત કર્યો.

મતિયા બોલી—" જ્યારે તમને બ્હેન કહું છું ત્યારે બ્હેનનું કામ પણ હું કરીશ. પ્રબળ પ્રતાપી નવાબ શાયસ્તખાની કન્યા રૂપે જન્મ લઇ જો કોઇ સત્તા મારી હોય તો એ સત્તાનો સદુપયોગ કરવાનો આવો સરસ સુયોગ મને અન્ય કોઇ મળી શકશે નહી. તમે જરા રહો. હું પિતાની પાસે જઇને હમણાંજ આવું છું."

આટલું કહી મતિયા ત્વરિત પગલે તે સ્થળનો ત્યાગ કરી ચાલી ગઇ. રત્નમયી મનમાં ને મનમાં વિચાર કરવા લાગી:—" આ મોતિબિબિ કોણ જાણે દેવી છે કે માનવી છે?"

કાળભૈરવ અને હરપ્રસાદને કારાગારમાં પૂરી શયતાન કૃપારામે

પછી શું કર્યું, તે આપણે જોઇએ. તેણે મનમાં ને મનમા એક વિચાર નક્કી કર્યો કે—હરપ્રસાદની બીજી પત્ની પ્રભાવતીને પકડી લાવવી. પ્રભા એક પરમ સુન્દર યુવતી છે, એમ તે જાણતો હતો એટલે તેણે એક દૂતી અને દશ સવારોને હરપ્રસાદનું ઘર લૂંટી તેની બીજી સ્રીને પકડી લાવવા મોકલ્યા. મીરઅલીખાંએ તેમને સંપૂર્ણ અધિકાર આપ્યો હતો. રત્નમયીને હસ્તગત કરવાનો ઉપાય નહોતો; એટલે પોતાનાં પ્રાણ બચાવવાના હેતુથી તેણે નિરપરાધીની પ્રભાના સર્વનાશની આવી ભીષણ વ્યવસ્થા કરી.

આ દુનિયામાં બે જાતના સ્વાર્થી જીવ હોય છે. એક પોતાના મનમાં એમ જાણે છે કે આ લોકજ સર્વસ્વ છે—પરલોક છે કે નહિ તે કોણ જાણે છે? અને બીજી જાતના જીવ એવા છે કે જેઓ કાંઇક બીજી બાજુ તપાસીને કામ કરે છે. આપણી નવલ કથામાંનો તે કૃપારામ પહેલી જાતનો સ્વાર્થી મનુષ્ય હતો. તેની તે દૂતિનું નામ કાલિની હતું. એ હતભાગિનીએ આખું જીવન આવાં નીચ કાર્યોમાંજ વ્યતિત કર્યું હતું. કૃપારામ તેને પગાર આપતો હતો. તેની સહાયતાથી મીરઅલીખાંની વિલાસવાસનાના ઉત્તરના સાધક સ્વરૂપે બીજી પણ બે ચાર કુળલલનાઓનો કૃપારામે સર્વનાશ કર્યો હતો; એટલે છળની જાળ કેવી રીતે પાથરી એ વિહંગિણી પ્રભાને પકડવી તે સંબંધી પુરતી સલાહ આપી તેણે એ દુષ્ટાને મોકલી હતી.

બીજી બાજુ પ્રભા દરેક ક્ષણે આશાભરિત આંખે રાહ જોતી હતી કે હરપ્રસાદ રત્નમયીને લઇને કયારે પાછો આવે! સમગ્ર દિવસ જ્યારે વીતી ગયો; પણ સ્વામી ઘેર ન આવ્યો, ત્યારે તેણે તે પ્રમાદ છે એમ માન્યું.

એ સમયે એક બીજી નવી વિપત્તિ ઉપસ્થિત થઇ હતી. રત્નમયીની વિપદના વર્તમાનથી તેની વૃદ્ધ સાસુ પ્રબળ માનસિક ઉત્તેજનાને લીધે ભીષણ જ્વરથી શય્યાવશ બની હતી. ગામના ચિકિત્સકને બોલાવ્યો હતો તે દવા આપી પ્રભાને કહી ગયો હતો કે "વૃદ્ધાવસ્થાનો મંદવાડ છે, માટે ધ્યાન રાખજો બ્હેન!"

સાસુ બિમાર અને સ્વામી ઘેર નહિ; એટલે પ્રભાવતી બહુ ઉદાસ બની ગઇ હતી. તે ઘરનું કામ કરતી હતી. એ વખતે પૂર્વોક્ત દુષ્ટા ત્યાં આવી પહોંચી. પ્રભાને પીછાનવામાં તેને વધારે સમય લાગ્યો નહિ. પ્રભાએ તેની સામે જોઇ પૂછ્યું:—"તમે કોણ છો?"

તેણે કહ્યું:—"ધીમે બોલો બ્હેન! તમારા ઉપર મોટી વિપત્તિ છે. હું ભૈરવીની પાસેથી આવું છું. તમે જરા છેટાં ચાલો. આ ઠેકાણે તમને બધી વાત કહેવાય તેમ નથી."

પ્રભાએ મનમાં ને મનમાં વિચાર કર્યો, પછી તેણે કહ્યું:— "મારા સ્વામી અને રત્નમયી ક્યાં છે? તેઓ કેમ છે?"

"સૌ કુશળ છે. તમારા સ્વામી પાલખી લઇને તમારી રાહ જુએ છે. તમે દૂર ચાલો. હું ત્યાં તમને બધી વાત સ્પષ્ટ કહી સંભળાવું છું." તે રંડાએ પોતાનાં નેત્રો અને મુખ વગેરેનો ભાવ ફેરવી નાંખી, એવો વિલક્ષણ દેખાવ કર્યો કે પ્રભાને સઘળું સાચું લાગ્યું. તે સમજી કે પોતાની ઉપર વિપત્તિ આવી છે. બરાબર એ વખતે યોગ્ય અવસર સમજી તે દુષ્ટાએ હરપ્રસાદનું ઉપવસ્ત્ર અને વીંટી પોતાનાં લુગડાંમાંથી બહાર કાઢી પ્રભાને બતાવ્યા અને

બોલી:—" અત્યારે જે સમય ઉપસ્થિત થયો છે, તેમાં પદે પદે સંદેહ થાય છે. તમને વિશ્વાસ નહિ આવે એમ માની હરપ્રસાદે તેમનું આ ઉપવસ્ત્ર તથા વીંટી મને આપેલાં છે.

સરલહૃદયા, સ્વામી સ્નેહમુગ્ધા પ્રભાવતી એ બન્ને ચીજો જોઈ અવિશ્વાસ આણી શકી નહિ. તે બોલી:—પાછળના બગીચામાં ચાલો. એ એકાંત સ્થાન છે. હું ત્યાં તમારી સર્વ વાત સાંભળીશ. "

તે બન્ને એક નિર્જન ઉદ્યાનના એકાંત સ્થાનમાં આવી પહોંચ્યાં. દુષ્ટાએ ચારે તરફ નજર ફેરવી અસ્ફુટ સ્વરે કહ્યું:— બ્હેન ! બધી વાત સાંભળો. હરપ્રસાદ, રત્નમયીને લઇ ઘેર આવવાનું કરતા હતા, ત્યાં તેમણે સાંભળ્યું કે નવાબની ફોજ તમારૂં ઘર લુંટી લેવા સારૂ મોકલવામાં આવી છે. નવાબને રત્નમયીની ઇચ્છા છે; કિન્તુ તે તેને અદ્યાપિ મળી શકી નથી. રત્નમયી તમારે ઘેરજ છે એમ નવાબ ધારે છે. તમને બચાવવા હરપ્રસાદ આ ઉદ્યાનની પાસે પાલખી લઈ તમારી વાટ જુએ છે. તમારી સાસુ માટે જે ગોઠવણ કરવાની છે, તે તમને તેઓ પોતેજ કહેશે. "

હરપ્રસાદના ઉપવસ્ત્ર તથા વીંટીથી, તેમજ એ દુષ્ટાના વદન મંડળ ઉપરના વ્યાકુળ ભાવે સરલ હૃદયા પ્રભાના મન ઉપર સાચી છાપ પડી. તેણે કહ્યું—" મારી સાસુને ઘણો સખત તાવ આવ્યો છે, તેમને ઘેર મૂકીને હું શી રીતે આવી શકું ? "

તે બાઇ ઘણો વિલક્ષણ ભાવ બતાવી બોલી—" વધારે વિલંબ કરવાની મને આજ્ઞા નથી. તેઓ ઘણી ચિંતા કરે છે.

વિલંબ કરવાથી પરિણામ એ આવશે કે તમારા સ્વામી તથા તમે નવાબની ફોજના હાથમાં પકડાઇ જશો."

આ વાત સાંભળી પ્રભાવતી કંપી ઉઠી. બધી બાબતનો વિચાર કરી. ભાવી વિપદનું શોચનીય પરિણામ કલ્પનામાં લાવી એ બોલી—"ચાલો !" બન્ને ઉદ્યાનમાંથી બહાર નીકળી ચાલવા લાગ્યાં. પ્રભાવતીએ દૂરથી જોયું તો એક પાલખી બરાબર એક વૃક્ષની નીચે ઉતારેલી તેણે દેખી.

એ વખતે તે ઉદ્યાનની એક તરફ સહસા બે માણસો બહાર નીકળી આવ્યા અને બૂમ પાડી ઉઠે તે પહેલાં પ્રભાનું મુખ તેમણે બાંધી લીધું. ઘણી ત્વરાથી તેમણે એને પાલખીમાં બેસાડી દીધી. જણાવવાની જરૂર નથી કે એ સ્થળની સઘળી માહિતી તે દુષ્ટાને એ ગૃહશત્રુ કૃપારામેજ આપી હતી. હરપ્રસાદને ઘેર તે ઘણી વાર આવ્યો—ગયો હતો એટલે ત્યાંના રસ્તાઓ તેને અપરિચિત નહોતા. કૃપારામ આ દુનિયામાં કોઇનો પણ વિશ્વાસ કરતો નહિ. એટલે એ રંડાને મોકલવા છતાં પોતે નિશ્ચિત થયો નહોતો. તે એક વૃક્ષ તળે છુપાઇને ઉભો રહી સતૃષ્ણ નયને ઉદ્યાન તરફ જોઇ રહ્યો હતો.

શિકાર જ્યારે પાલખીમાં સપડાયો ત્યારે તે પ્રસન્ન થઇ બોલી ઉઠયોઃ—"સ્વારો ! તમે પાલખીને વીંટાઇને ચાલો. જો અત્યારે તે છટકી જશે તો કોઇના પણ પ્રાણ બચી શકશે નહિ." આ બનાવ બન્યા પછી બે કલાકે પ્રભાવતીનો મૂર્છામોહમય દેહ મીરઅલીખાંના ઉદ્યાનભવનમાં જઇ પહોંચ્યો.

## (૨૫) અજબ ઉદારતા.

સુવર્ણપત્રથી રસેલું, ઈલાયચી, ગુલાબજળ વગેરે નાંખી બનાવેલું સ્વાદિષ્ટ તાંબુલ ચાવી વિધાતાએ દીધેલા સુંદર પ્રવાલસમ લાલ ઓષ્ઠને અધિક લાલ કરી, નવાબકન્યા મતિયા એક સુંદર શય્યામાં અત્યારે દેહ લંબાવી સુતેલી છે. એકાએક રત્નમયી ત્યાં એ વખતે આવી ઉભી રહી.

નવાબકન્યાના બંદોબસ્તથી રત્નમયી નદીને કાંઠે એક જુદા તંબુમાં પોતાનું ભોજન કરી લેતી હતી. હિન્દુ નોકરો પાસે તે ફળ, મુળ, દુધ વગેરે મંગાવી તેનાથી પોતાની ઉપજીવિકા ચલાવતી હતી. રત્નમયીને જોઈ શય્યામાં જરા દૂર ખસી મતિયા બોલી:—"બ્હેન ! અહીં બેસો. ખુદાની દુનિયામાં આપણાં જીવનોમાં ઘણા વિલક્ષણ પ્રસંગો ઘડાય છે. હું ધારૂં છું કે તમારા દિવસો આ પ્રકારે મિથ્યા જતા નથી!"

રત્નમયી સહાસ્યમુખે બોલી–" મતિયા બેગમનાં આટલા સ્નેહમાં અને આટલી લાગણીમાં પણ જો મારા દિવસો સુખમાં ન જાય તો મારે જાણવું કે મારી આકાંક્ષાઓ હદ વિનાના સમુદ્ર જેવી છે. એક બાબત હું તમને પૂછું છું કે નવાબ સાહેબ એ સઘળી વાત સાંભળી શું બોલ્યા ?"

રત્નમયીના લાલ કપોલને, ચંપકકલિકાને લજવાવે તેવી કોમળ અંગુલીથી ચુંટી ખણીને મતિયા બોલી–"તમારા સંબંધી સઘળી વાત મેં પિતાજીને કહી સંભળાવી છે. તેઓ તમારાં દુઃખોથી બહુ ઉદાસ બન્યા છે. હું તમારી બુદ્ધિની પ્રશંસા કરતી નથી.

કિન્તુ આવો સ્વરૂપવાન, ઐશ્વર્યવાન્, મહેરબાન, કદરદાન ફોજદાર મીરઅલી કે જેને આટલી સત્તા તથા ઐશ્વર્ય છે, તેને ખસમ બનાવવાને તમે આટલાં નારાજ કેમ છો રત્નમયી ?"

રત્નમયી બોલી-"એક ખસમ તો કરેલ છે, તે ઉપર બીજો કરી શકાય કે ? ન હોય તો તમે કાંઇ સૂચના આપો."

"એ સૂચના પાછળથી આપીશ. હવે ઉપહાસ્ય રહેવા દો. પિતાજીએ એક ગુપ્તચરને ગુપ્ત રીતે કાલે સપ્તગ્રામ મોકલ્યો હતો; તે સમાચાર લાવ્યો છે કે તમારા સ્વામી ફોજદારના કેદખાનામાં છે. તમને નિષ્કંટક મેળવવા સારૂ મીરઅલી તમારા સ્વામીનો ગુપ્ત રીતે વધ કરશે; એવો વિચાર તેણે નિશ્ચિત કર્યો છે."

આ વાત સાંભળતાં રત્નમયી રોમરોમ કંપી ઉઠી. તેની સમસ્ત દેહવલ્લરી પ્રચંડ વાયુના આઘાતથી કંપતી વેતસલતા પેઠે ધ્રૂજી રહી. સર્વત્ર વિદ્યુત-પ્રવાહ વહી રહ્યો. રત્નમયીએ મતિયા બિબિના લાલ કોમળ ઉભય હસ્ત બળપૂર્વક દબાવી કહ્યું-" શું તમે તમારી આ હતભાગિની બહેનનું વૈધવ્ય જોવા ચાહો છો બેગમ ? જે મહાપ્રાણ નવાબને હું પિતૃ તરીકે સંબોધન કરૂં છું-તેઓ શું તેમની કન્યાને વિધવા જોવા ધારે છે ?" રત્નમયી તેથી વધારે કાંઇ બોલી શકી નહિ. તે માત્ર રડી પડી.

મતિબિબિ સસ્નેહ એ અશ્રુધારા લુછી નાંખી બોલી;—"તમારા જેવી પતિવ્રતાના સીમંતના સિન્દુરનો રંગ કદી પણ મલિન થશે નહિ. વૃથા ભય ન પામશો બ્હેન ! પિતાના મનનો એવો સંકલ્પ છે કે મીરઅલીને પ્રથમથી કાંઇપણ ખબર આપ્યા શિવાય એકદમ પકડવો. આથી તેના સ્થાનમાં આપણા બાતમીદારો છુપા

વેશમાં અત્યારે પણ હાજર છે. મેં જ્યારે બ્હેન કહી તમને છાતી સરસી ચાંપ્યાં છે અને ઉપલક્ષ્ય સ્વરૂપ થઇ તમને આસન્ન મૃત્યુના મુખમાંથી બચાવ્યાં છે; ત્યારે જાણજો કે જીવન અર્પણ કરીને પણ નવાબ શાયસ્તખાંની આલુષિક ક્-યા આ મતિબિંબ તે સર્વ મંગળમય વિધાતાની કૃપાથી તમને ફરીને સુખ તથા શાંતિની સીમામાં લાવશે. સતીના સીમંતનો સમુજ્વળ સિન્દુરરંગ કદીપણ મલિન થશે નહિ. પ્રભાતમાંજ અમે રવાના થઇશું. સમગ્રામની બહાર એક સ્વતંત્ર રાજપ્રાસાદ છે, તેજ બંગેશ્વરનું પ્રવાસ-ભવન છે. પિતાજીએ કહ્યું છે કે પ્રાતઃકાળમાં ત્યાં અતિ ગુપ્તપણે પહોંચ્યા પછી તેઓ તમારા સ્વામીનો ઉદ્ધાર કરશે."

રત્નમયી તેના જવાબમાં કાંઇપણ બોલી શકી નહિ. તેનાં સુન્દર નીલેન્દીવર નેત્રમાંથી બીજીવાર અશ્રધારા વહેવા લાગી. મતિબિંબિએ તેને પોતાના કિંમતી લુગડાથી લુછી નાંખી.

## (૨૬) પાપીને પોટલે ધુળ.

શયતાન કૃપારામ સઘળી દિશા તરફની વિવેચના કરીનેજ પ્રભાવતીને ફસાવી લાવ્યો હતો તેણે જ્યારે જોયું કે આટલી મહેનત પછી રત્નમયી તેના હાથથી બહાર રહી ગઇ છે, ત્યારે તેને મહાપ્રમાદ ગણ્યો. ત્યાર પછી તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે રત્નમયીને બરાબર જોવાનો અવસર નવાબને મળ્યો નથી, એટલે તે ઠેકાણે હરપ્રસાદની દ્વિતીયા પત્નીને રત્નમયી કહી નવાબને શાંત પાડી દેવો. જો પકડાઇ જવાશે તો, ભ્રમમાં પડવાથી એમ બન્યું છે; એવું કહી દઇશું. આ પ્રમાણે સર્વ મતલબ નક્કી કરીને તે શયતાન એ ભયાનક કાર્યમાં ગુંથાયો હતો.

પ્રભાને મીરઅલીના સરસ્વતી તીર ઉપરના એક ઉદ્યાન મહેલમાં લાવી મુકી હતી ત્યારે શયતાને ફોજદારને સંદેશો કહાવ્યો કે—"રત્નરાગિણીને પકડવામાં આવી છે અને તેને ઉદ્યાનમહેલમાં રાખવામાં આવી છે." મતલબ કે એ સમાચાર મેળવી નવાબ મીરઅલીખાં કૃપારામની ઉપર ઘણો સંતુષ્ટ થયો. પોતાના હાથમાંથી એક હીરાની વીંટી કાઢીને એ ખબર લાવનારની મારફત કૃપારામને મોકલી દીધી.

બહુ દિવસની સંચિત ઇચ્છા આજ પૂર્ણ થઈ છે. તે રત્નમયીનું રૂપ જોઈ જીવનનું સકળ સુખ હારી ગયો હતો. જેને માટે આટલા કાંડ—બનાવ બન્યા હતા, તે રત્નમયી આજ તેના ઉદ્યાનમહેલમાં આવી છે. મીરઅલી અતિ ઉત્કંઠિત ચિત્તે સંધ્યાસમયની રાહ જુએ છે; કિન્તુ આજ સંધ્યા આગળ વૃદ્ધિ પામતા ચહાતી નથી.

છેવટે તે ઇચ્છિત સંધ્યા આવી. આકાશમાં તારાઓ ચમેલીના પુષ્પની પેઠે ક્રમેક્રમે ઉદય પામવા લાગ્યા; મીરઅલી બની ઠની તેટલો સુન્દર શણગાર સજીને ઉદ્યાનમહેલમાં સંધ્યા સમય [illegible] આવી પહોંચ્યો.

પાલખીમાં અભાગિની પ્રભાને ચેતના આવી હતી. જ્યારે કૃપારામ તેને ઉદ્યાનમહેલમાં મુકી ગયો હતો, ત્યારે તેણે કહ્યું હતું કે—"કાંઈ ભય જેવું નથી. તમારા સારૂ દાસ દાસીઓનો બંદોબસ્ત મેં કર્યો છે, તે તમારી પ્રત્યેક આજ્ઞા સાંભળશે." તેનું કથન અક્ષરે ખરૂં હતું. સઘળી દાસીઓ હિન્દુ રમણીઓ હતી; તેમાં સાથે તે શયતાની કાલિની પણ હતી. એ દુષ્ટાઓ પ્રભાને ઘણી ઘણી

સમજાવતાં કહ્યું—"તમારા જેવું સદ્ભાગ્ય કોને હોય ? દેશના કર્તાહર્તા કે જેની આજ્ઞાથી પૃથ્વી રસાતળમાં ચાલી જાય, તેના તમે બેગમ બનશો. તમારૂં સુખ તથા ઐશ્વર્ય જોઈને, રત્નમયી પૃથ્વીથી ખુળી જશે. કાંઈક પાણી વગેરેનું પાન કરી, શાંત થાઓ. સંધ્યા થતાંજ નવાબ આ ઉદ્યાનમહેલમાં આવશે."

"સંધ્યા થતાંજ નવાબ આવશે." એ શબ્દો તીક્ષ્ણ શર પ્રમાણે પ્રભાવતીના હૃદયમાં વાગ્યા. સંધ્યા તો આવી પહોંચી છે અને હવે શું થશે ? વ્યાઘ્રના મોઢામાંથી કોણ તેનું રક્ષણ કરશે ? એના મનમાં આ સમયે સુખશાંતિભરિત પુણ્યમય ગૃહકેન્દ્રની વાત યાદ આવી. સ્નેહમયી સાસુ, દેવસમાન સ્વામી, કંટાળા વિનાનો સુખી સંસાર, સ્વામીનો અપાર પ્રેમ, તેને શું નહોતું ? હાય ! તો પછી આ બધું કયા પાપે બન્યું ? સ્વામીને સાક્ષાત દેવ ગણી આજ પર્યંત તે તેની પૂજા કરતી આવી હતી.

પ્રભાવતી રડી પડી. તેની આંખોમાંથી નીકળતી અશ્રુધારા, એ ખંડમાં જમીન ઉપર હેમંતના ઝાકળ જેવાં પડવા લાગી. સ્વામી તેને ઘણીવાર કહેતા કે:—"મહાવિપત્તિમાં પરમેશ્વરને બોલાવવાથી મનુષ્યની બધી વિપત્તિનો નાશ થઈ જાય છે." તે મનમાં ને મનમાં ભગવાનને સંભારવા લાગી. તેણે શાંત ચિત્તે બોલવા માંડ્યું—"હે દયાળુ દેવ ! દ્રૌપદીની લજ્જાનિવારક પ્રભુ ! ભક્તવત્સલ ભગવાન ! સહાયહીના અબળાનું રક્ષણ કરો નાથ !"

એ સમયે અકસ્માત તે ખંડમાં મીરઅલીએ પ્રવેશ કર્યો. તેણે જોયું કે ચુમકસમંડિત સફેદ સ્વચ્છ શય્યાનો ત્યાગ કરી પ્રભાવતી જમીન ઉપર મૌનમુખે બેઠી છે. મીરઅલીએ તેને કહ્યું—"સાન્ત્વિણિ!

તમે આટલાં બધાં હઠીલાં કેમ છો ? તમને મારી આ છાતી ઉપર રાખવા મેં શું શું નથી કર્યું ? ખેર, જવા દો એ વાત ! આ આસન વિનાની ભૂમિ તમારે માટે ઉપયુક્ત સ્થાન નથી. સમગ્ર પશ્ચિમ બંગાળાનો ફોજદાર નવાબ મીરઅલીખાં તમારા બંદાનોપણ એક બંદો છે !”

વિપદવારણ નારાયણે પ્રભાના મગજમાં બુદ્ધિ જાગ્રત કરી. તેણે જાણ્યું કે નવાબ પોતાને રત્નમયી સમજીને આટલું માન આપે છે. તેથી મોઢા ઉપરનું અવગુંઠન દૂર કરી બોલી—“ જનાબ ! હું રત્નમયી નથી—હું તો તેની શોક્ય પ્રભાવતી છું.”

મીરઅલી તે ખંડમાંના અસંખ્ય દીવાઓના પ્રકાશમાં વિકસિતાધરા ત્રાસથી ધ્રૂજી રહેલી દીપ્તનેત્રની ઉજ્વળ જ્યોતિપૂર્ણ પ્રભાના મોઢા તરફ જોતાંજ જાણી શક્યો કે આ રત્નબિબિ નથી ! તે રોષથી ગર્જના કરી બોલ્યો—“આવી શયતાની મારી સાથે કોણે કરી ? હું એનો જીવ લઇશ !”

ઘટના પ્રવાહ બીજી દિશા તરફ વળેલો જોઇ પ્રભા હિમ્મત કરી બોલી—“ મારી શોક્ય રત્નમયી ને નહિ પકડી શકવાથી આપના કર્મચારી કૃપારામે મને પકડી આણી આપને છેતર્યા છે!”

“ અરે! શું મારી સાથે શયતાની? દગાબાજી! હું કૃપારામનો જીવ લઇ તેને જહન્નમમાં મોકલીશ.” ક્રૂદ્ધ નવાબે એ વખતે પ્રધાન પ્રહરીઓને બોલાવી આજ્ઞા કરી—“ ખાસ મુન્શી કૃપારામરાયને અત્યારેજ બેડી નાંખી કેદમાં નાખો,” કહેવાની આવશ્યકતા નથી કે તત્કાળ તે આજ્ઞાનું પાલન થયું.

મીરઅલી બોલ્યો–" મેં ઘણી નિરાશા સહન કરી છે. આટલી મહેનત કરવા છતાં જ્યારે બીજીવાર વિફળ થયો છું; ત્યારે દુષની ઇચ્છા આજે છાશથી પૂરી કરીશ, તારો સ્વામી હરપ્રસાદ મોટો શયતાન છે ! તને બેઈજ્જત કરવાથી તે ઠેકાણે આવશે. તે પછી તને હું શૂળી પર ચડાવીશ." આટલું બોલી મીરઅલી પ્રભાવતી તરફ આગળ વધ્યો. પ્રભાવતી મહાભયથી દૂર હઠી ઉભી રહી અને બરાબર એજ સમયે બહારથી એક પાકા કેશવાળા, દીર્ઘબાહુ બલિષ્ઠ યોદ્ધાએ આવી મીરઅલીને ગ્રીવામાંથી પકડી પૃથ્વી ઉપર પટકી દીધો.

આવા અતર્કિત આક્રમણથી મીરઅલી બેભાન બની ગયો. તે ધૂળ ખંખેરી ઉઠયો ત્યારે ઉભાં થતાંજ તેણે જોયું કે તેની સામે બંગ-બિહાર–ઉડિસાનો મહા પ્રતાપશાલી સુબેદાર મુલ્કમાલિક નવાબ શાયસ્તખાં ઉભો છે અને તેની પડખે પોતાનો કટ્ટો દુશ્મન જિંદાઅલી ઉભો છે.

મીરઅલીએ તત્કાળ સમજી લીધું કે તેના સુખના દીવસો હવે પૂરા થઇ રહ્યા છે. તે ગુલામની પેઠે નતજાનુ બની નવાબના ચરણ તળમાં બેસી બોલ્યો–" જહાંપનાહ! મને ક્ષમા કરો. હું હવે જાણી શકયો છું કે સતીનો સહાયકર્ત્તા એજ વિધાતા છે. જો એમ ન હોય તો આજ આ પ્રમાણે શી રીતે બને ?"

શાયસ્તખાં ભીષણ ભ્રકુટીભંગ સહિત બોલ્યો–" આ તારો અપરાધ માર્જનીય નથી. બીજો કોઇ હોત તો તેનું માથું કાપી આ ખંડની પૃથ્વીને તેના લોહીથી રંગી દેત. તારી સાથે વાત કરતાં પણ મને આ વખતે ઘણા સિંપન્ના થાય છે. જે નારી માતૃરૂપે, કન્યા

રૂપે, આપણા આ સંસારમાં સ્વર્ગની સૃષ્ટિ કરે છે, તેના ઉપર તારો આવા પ્રકારનો અત્યાચારો હવે તારા દિવસો પૂરા થઈ રહ્યા છે મીરઅલી !"

તત્કાળ બંગેશ્વરના આદેશથી દુર્દાન્ત મીરઅલીને ત્યાંજ શૃંખલાબદ્ધ કરી કારાગારમાં મોકલી દેવામાં આવ્યો.

નવાબ શાયસ્તખાં પાર્શ્વવર્તી જિંદાઅલિ પ્રત્યે બોલ્યો–"સદ્દભાગ્યે આપણે બરાબર વખતે આવી પહોંચ્યા છીએ; જો એ પ્રમાણે ન આવ્યા હોત તો આજે એક સતીનો સર્વનાશ થઇ જાત ! ચાલો, જિંદાઅલી ! અહીં આ નરકસ્થાનમાં વધારે વાર ઉભા રહેવાનું પ્રયોજન નથી. કાલે આ શયતાન મીરઅલીના અપરાધનો વિચાર કરવામાં આવશે."

જિંદાઅલી આ વખતે ઘણો પ્રફુલ્લિત હતો. તત્કાળ તે બંગેશ્વરની પાછળ ચાલવા લાગ્યો.

## ઉપસંહાર.

અમીર–ઉલ–ઉમરા શાયસ્તખાંએ પછી શું કર્યું, એ કહેવાની કાંઇ આવશ્યકતા નથી.

ઘણી ગુપ્ત રીતે નવાબ શાયસ્તખાં સપ્તગ્રામમાં તેના મહેલમાં આવી પહોંચ્યો હતો. સંધ્યાસમય પછી તેના ગુપ્તચરે આવી સમાચાર આપ્યા હતા કે—મીરઅલી આજે એક સતી સ્ત્રીના સતીત્વધર્મનો નાશ કરવાના પ્રયત્નમાં છે." શાયસ્તખાં એજ વખતે જિંદાખાં તથા કેટલાક સિપાઇઓને સાથે લઈ તત્કાળ ત્વરિત ગતિએ ઉદ્યાન મહેલમાં જઇ પહોંચ્યો હતો. પછી તેણે શું કર્યું તે વાચકોના જાણવામાં જ

બીજે દિવસે દરબાર ભરી શાયસ્તખાંએ હુકમ જાહેર કર્યો કે " સપ્તગ્રામના ફોજદાર મીરઅલીખાંને શૃંખલાબદ્ધ અવસ્થામાં રાજમહાલ મોકલવામાં આવશે. તેનો ન્યાય હું ત્યાં જઈશ તે પછી કરવામાં આવશે. તેની જગ્યા ઉપર સપ્તગ્રામના ફોજદાર તરીકે જિંદાખાંને નિયુક્ત કરવામાં આવે છે અને કમલલોચનરાય જે પ્રમાણે આમિલદાર હતા, તે પ્રમાણે તેમને એજ પદ ઉપર ફરી નિયુક્ત કરવામાં આવે છે. તેમના જમાઈ હરપ્રસાદને આમિલદાર કમલલોચન રાયના સહકારીની પદવી આપવામાં આવે છે, "

કમલલોચનરાયનું અદૃષ્ટ આ યોજનાથી પુનઃ પરિવર્તન પામ્યું. તે સાથે હરપ્રસાદને પણ આ મોટો લાભ આકસ્મિક પ્રકારે મળ્યો. મીરઅલીનો ઉદ્યાનમહેલ હરપ્રસાદને વાસ કરવા સારૂં આપવામાં આવ્યો. પ્રભાવતી તથા રત્નમયીને લક્ષ્મી તથા સરસ્વતી રૂપે મેળવી હરપ્રસાદ ઘણા સુખમાં દિવસો વ્યતિત કરવા લાગ્યો.

શાયસ્તખાંના સપ્તગ્રામ ત્યાગ કરવાના પૂર્વ દિવસે મહાપ્રાણ મોતિબિબિ સ્વયં ચાલીને રત્નમયીને મળવા આવી. રત્નમયી કૃતજ્ઞતા દેખાડતી રડી પડી. પછી નવાબ કન્યાના બે હાથ બળથી પકડી સ્નેહમયી રત્ન બોલી—" આ અભાગિનીને ભગિની ગણી યાદ કરજો. નારીના રૂપમાં તમે સાક્ષાત્ દેવી છો. નવાબ શાયસ્તખાંની કન્યાને ઘટે એવું કામ તમે કર્યું છે. મોતિબિબિ આત્મપ્રશંસા સાંભળવા નાખુશ હતી. રત્નમયીને સસ્નેહ છાતી સાથે ચાંપી તે બોલી—" રત્ન ! હું તમને ભૂલી શકવાની નથી. આપણું મિલન પુનઃ કયારે થશે એ હું જાણતી નથી, તમે સ્વામીસોહાગિની

જાઓ. પુત્રવતી બનો એજ હું આશિર્વાદ દઉં છું. તમે મને કદી ન ભૂલી જાઓ એ હેતુ માટે તમારા પુત્રનું નામ ' મોતીકુમાર ' પાડજો." પછી રત્નમયીના હૃદયની કૃતજ્ઞતા સંગે લઇ નવાબ કન્યા સપ્તગ્રામ ત્યાગ કરી ગઇ.

સુખસૌભાગ્યની સંપત્તિવાળી રત્નમયી મોતીબિબિના સ્મરણને આજીવન ભૂલી શકી નહિ. એ બનાવ બન્યા પછી બે વર્ષ વ્યતિત થયાં છે. હરપ્રસાદ હવે નબાબ–દરબારમાં એક ઉંચા હોદ્દાનો અધિકારી બન્યો છે. કમલલોચનરાયે ' કુત્તા અને નફર ' ને એકજ શ્રેણીનાં ગણી નવાબી નોકરી છોડી દીધી છે અને હરપ્રસાદ સપ્તગ્રામનો આમિલદાર બની મહેલ, સિપાઇ, તથા લોકોમાં સંમાનનો અધિકારી થયો છે.

હરપ્રસાદનું પ્રાસાદ તુલ્ય મકાન નૂતન નામધારી બન્યુંછે. તેણે તેનું નામ રાખ્યું છે— ' મોતિમહાલ "

એક દિવસ રત્ન અને પ્રભાવતી આ પ્રાસાદ તુલ્ય સુસજ્જિત ' મોતીમહાલ ' ના વરંડામાં ઉભાં રહી સરસ્વતીની શુભ્ર તરંગ લીલા જોતાં હતાં.

પ્રભા ઘણી ચંચળ હતી. તે રત્નમયીની કોટે વળગી બોલી– " બ્હેન ! જો તું નવાબની બેગમ બની હોત તો શું આજે આવા પ્રકારના આનંદમાં આ 'મોતિમહાલ'માં વાસ કરવા પામી હોત ?"

રત્નમયી પ્રભાના આ અદ્દ્ભુત પ્રશ્ન ઉપર કૃત્રિમ કોપ પ્રકટ કરી બોલી—" તું મારી શોક્ય ખરી કે ! તેથીજ આવી વાત કરે છે ! ભુંડા મોઢાવાળી ! શું તું બોલી ગઇ છે કે—સપ્તગ્રામના નૂતન આમિલદારની આદરણીયા પત્ની છું ! તું તો પ્રાયઃ બેગમ બનીજ હતી, પણ એ વાત ઉડી ગઇ બ્હેન ! "

પ્રભા બોલી—"એ...મ કે? તારે સોળ આના સ્વામીનો ભાગ દેવો પડે, તેથી હું બેગમ થવાની ઇચ્છાનો ત્યાગ કરી આ મોતીમહાલમાં આવી છું." આવા કૃત્રિમ પ્રણય કલહ સમયે સહસા હરપ્રસાદને સમીપ આવેલો જોઈ તે બન્ને જણાં અન્યત્ર ચાલ્યાં ગયાં.

પ્રભા અને રત્નમયી હરપ્રસાદને લઈ અતિ સુખ સ્વચ્છંદમાં ઘર સંસાર ચલાવવા લાગ્યાં. અમે પણ દુઃખની પાછળ સુખની કહાણી કહી સહૃદય પાઠક–પાઠિકાઓ પાસેથી વિદાય થઈએ છીએ.



# राजा हरदोल.



બુંદેલખંડના ઇતિહાસમાં ચંપકરાયની રાણી સારંધા એ નામ જેમ અમર અને પ્રિય થઇ પડયું છે; તેમજ કિંબહુના તેથી પણ અધિક હરદોલનું નામ લોકોને પ્રિય થયું છે. આજે બુંદેલખંડમાં એક પણ ગામ એવું નથી કે જ્યાં હરદોલના સ્મરણાર્થે ચબુતરો ન હોય! લગ્ન જેવા મંગળ પ્રસંગે સ્ત્રીઓ સારાં આભૂષણો પહેરી તે ચબુતરાનાં દર્શન કરે છે અને અત્યંત ભકિત તથા શ્રદ્ધાથી પુષ્પો વડે તેની પૂજા કરે છે. વળી લગ્ન પ્રસંગે હલદી કંકુ આપ્યા પહેલાં સ્ત્રીઓ હરદોલના નામનો ઉચ્ચાર કરે છે. પ્રત્યેક માણસ જુદા જુદા દેવને માને છે. કોઇ મહાદેવજીને ભાંગ ચઢાવે છે, કોઇ ફકિરને મલિદા અર્પણ કરે છે, કોઇ દેવીને બકરા અર્પણ કરી તેની તૃષા શાંત કરે છે (!) પરંતુ હરદોલ એવો છે કે જેને, ગરીબ હોય કે શ્રીમંત હોય પણ પ્રત્યેક જણે પોતાની આવક પ્રમાણે અમુક રકમ આપવીજ જોઇએ. કોઇ પણ ગામમાં જઇ એક નાનામાં નાના બાળકને પૂછીએ, તો તે તરતજ હરદોલનો ચબુતરો બતાવશે. હરદોલે એવું કેવું અલૌકિક કૃત્ય કર્યું છે કે જેથી લોકોના મનમાં તેને માટે આટલો આદર અને ભકિત છે? તેણે કોઈ પણ દેશ કબજે કર્યો નથી, કોઇ નવું રાજ્ય સ્થાપન કર્યું નથી, અથવા કાંઇ મહત્કૃત્ય કર્યું નથી. તેણે એકાદ મોટો

ગ્રંથ લખ્યો એમ પણ નથી. તે દેવ નહોતો કે પ્રતાપી રાજા નહોતો, પણ તે એક એવો મનુષ્ય હતો કે જે પોતાના સંશયી અંધતા વહેમનો બલિ–ભોગ થઇ પડ્યો હતો! એક સ્ત્રી ઉપરના અવિશ્વાસનો ડાઘ કાઢવા તેણે વિષનો પ્યાલો પીધો હતો! તેણે પોતાના રક્તથી એક પતિવ્રતા સ્ત્રી ઉપર આવેલો દૂષણનો ડાઘ ધોઇ નાંખ્યો હતો! બસ એજ તેની મરદાઇનું કામ કે, જેને આજ ત્રણસો વર્ષ થઈ ગયાં તો પણ તેના પવિત્ર નામની ઉજ્વલ કીર્તિ આજ સુધી કાયમ રહેલી છે. દુનીયામાં કોઈ યશસ્વીનાં યશને માટે ઉભાં કરેલાં કામો, સ્મારકો કે ઇતિહાસમાં લખાએલી વિજય એ લોકોનાં લખાણને પાત્ર થાય છે; પરંતુ મરદાઇનાં કૃત્યો તો માણસોનાં અંતઃકરણમાં ધાર્મિક વૃત્તિ જાગૃત કરે છે. એ ખરી વાત છે કે મનુષ્યને હાથે એકાદ કૃત્ય–કે જે સાધારણ મનુષ્યની શકિત બહાર છે–ન થયા શિવાય તેને લોકોના હૃદયમાં દેવતાની પદવી પ્રાપ્ત થતી નથી! દેશ જીતનારા, કવિ, ઉદાર માણસો અને પ્રામાણિક ન્યાયાધીશો એમને લોકોના મસ્તક રૂપી મંદિરમાં સ્થળ મળે છે; પરંતુ સ્વાભિમાનથી બલિ થઇ પડનારા વીર પુરૂષો તો લોકોના અંતઃકરણમાં ઉચ્ચાસને બીરાજે છે. આજ દેવતાઓને જે માન છે. તેજ હરદોલને પણ છે. એ નામ ઉપર કવીશ્વરોનાં કાવ્યોની મોતીની માળાઓ ચમકે છે. તેની કથા આજ આબરૂદાર મનુષ્યોના મનમાં હિમ્મત ઉત્પન્ન કરે છે અને નીતિમાન સ્ત્રીઓ તેમાંથી પ્રતિષ્ઠાનો ધડો લે છે!

(૨)

હરદોલ એ જોઝારસિંહનો નાનો ભાઇ હતો. જોઝારસિંહ ઓર્ચાનો રાજા હતો. ઓર્ચા એ બુંદેલોની માતૃભૂમિ છે. મુલક

બધી પહાડી છે. જોઝારસિંહ મોટો ધૈર્યવાન અને સાચો રાજા હતો. એ વેળા શાહજહાં દિલ્હીનો બાદશાહ હતો. જે વખતે ખાન-જહાન લોદી મોટું બંડ કરી બાદશાહના મુલકને પાયમાલ કરતો ઓરછાં પાસે આવ્યો, તે વેળા જોઝારસિંહ અતિ શૌર્યથી તેની સામે થયો, તેની એ બહાદુરીથી શાહજહાં તેના ઉપર અત્યંત પ્રસન્ન થયો; કારણ કે બાદશાહ મનુષ્ય પરીક્ષામાં એક કુશળ રત્ન પારખુ હતો. તેણે તાબડતોબ રાજાની દક્ષિણના સુબા તરીકે ઘણા મહત્ત્વના કામ ઉપર નીમણુંક કરી. તે દિવસે ઓરછાંમાં આનંદ આનંદ દ્રષ્ટિએ પડતો હતો. બાદશાહનો વકીલ બહુ મૂલ્ય-વાન પોશાક અને સનદ લઇને રાજાની પાસે આવી પહોંચ્યો. જોઝારસિંહને હાથે મોટાં મોટાં કામ કરવાનો પ્રસંગ આવ્યો. પ્રવાસની તૈયારી થવા લાગી, રાજાએ હરદોલને બોલાવી કહ્યું—"ભાઇ! હું જાઉં છું. આ રાજ્ય તારા હાથમાં સોંપું છું. મારી પ્રજા મારી ઉપર અત્યંત પ્રીતિ રાખે છે, તેમ તું પણ તેમને પ્રીતિથી વશ કરજે. ન્યાય એ રાજાઓનો મોટો બળવાન સહાયક છે. કોઇ પણ શત્રુ ન્યાયનો કોટ તોડી શકતો નથી, પણ ખરો ન્યાય તે કહેવાય કે જેને પ્રજા ન્યાય કહી શકે! કેવળ ન્યાય કરવો એ તારૂં કામ નથી; પણ એ ન્યાયની લોકોને ખાતરી કરી આપવી જોઇએ. આથી અધિક હું તને શું કહું? તું પોતે બુદ્ધિ-માન છે." આટલું કહી રાજાએ પોતાના માથા ઉપરથી મુકુટ કાઢી હરદોલના માથા ઉપર મૂક્યો. હરદોલ બન્ધુ વિરહથી રડતો રડતો ભાઇના ચરણમાં નમ્યો.

પછી રાજા પોતાની રાણી કુલીનાની પરવાનગી લેવા તેના

મહેલમાં ગયો. રાણી દરવાજામાં ઉભી ઉભી રડતી હતી. રાજાને જોતાંજ તે તેના પગમાં પડી. જોઝારસિંહે તેને ઉઠાડી પોતાની બાથમાં લીધી અને કહ્યું–' પ્રિયે! આ રડવાનો સમય નથી. બુદેલા ઓની સ્ત્રીઓ આવે પ્રસંગે રડતી નથી. ઇશ્વરની મરજી હશે, તો આપણે સત્વરજ પાછાં મળીશું. મારી ઉપર તારો પ્રેમ છે, એવોજ રહેવા દેજે મેં રાજ્ય હરદોલને સોંપ્યું છે. તે હજુ બાળક છે. તેણે સંસારના સારા માઠા પ્રસંગો હજી જોયા નથી. તું તેને સલાહ આપી મદદ કરજે. " અશ્રુના પ્રવાહથી રાણીની વાચા બંધ થઇ. એમ કહેવાય છે કે સ્ત્રીઓ આવે પ્રસગે રડવું રોકી શકે છે! હૃદયની વેદનાને અંતરમાંજ સમાવી શકે છે ! અને તે ખરૂંજ છે. રાણીએ બે હાથ જોડી અંતરનો દુઃખ અંતરમાંજ સમાવી રાજા તરફ હસતું મોઢું કરીને જોયું; પણ તે હસવું કેવું હતું ! નિબિડ અંધકારમાં દીવાના પ્રકાશથી જેમ તિમિર વધારે વ્યક્ત થાય છે; તેમ તે રાણીએ હાસ્યથી તેના હૃદયમાંનું અપાર દુઃખ અધિક વ્યક્ત કરી દેખાડયું.

(૩)

જોઝારસિંહના ગયા પછી હરદોલ રાજ્ય કરવા લાગ્યો. થોડાજ વખતમાં પોતાના ન્યાયી વર્ત્તનથી તે પ્રજાને પ્રિય થયો અને તે એટલો બધો કે સૌને જોઝારસિંહનું થોડા વખતમાં વિસ્મરણ થયું. જોઝારસિંહને મિત્ર હતા અને શત્રુ પણ હતા; પરંતુ હરદોલે તો બધાને પોતાના મિત્રજ બનાવ્યા ! તે એટલો હસમુખો અને એટલો મધુરભાષી હતો કે જેની જેની સાથે તે એક વાર ભાષણ કરતો, તે તેના જન્મભર અડગ ભકત બની રહેતા.

તે રાજ્યમાં એવો એક પણ મનુષ્ય નહોતો કે જેનો હજુર સ્વારી પર્યંત પ્રવેશ થવો મુશ્કેલ હોય! રાત્રિ–દિવસ તેના દરબારના દરવાજા ખુલ્લા રહેતા. ઓર્છામાં આવો સર્વતોપરી લોકપ્રિય રાજા કદી પણ થયો નહોતો. તે ઉદાર, ન્યાયી અને વિદ્યા–કળા–કૌશલ્યનો ભોક્તા હતો. આ બધા તેના સદ્‌ગુણ ઉપરાંત તેનામાં એક વિશેષ ગુણ એ હતો કે તે મોટો શૂર હતો. તેના અંગમાં આ ગુણ સંપૂર્ણ ખીલેલો હતો. જે લોકોના જીવનનો સર્વભાર પોતાની તરવાર ઉપર હતો, તે લોકો પોતાના રાજાના શૌર્ય ઉપર જેટલા લુબ્ધ હતા, તેટલા બીજા કોઇપણ ગુણ ઉપર નહોતા. હરદોલ શૌર્યનીજ પ્રત્યક્ષ પ્રતિમા જેવો હતો. બુંદેલાના લોક તરવારને સ્વામી માનતા ! હરદોલ તેમના હૃદય ઉપર રાજ્ય કરવા લાગ્યો અને તે મુલક ઉપર રાજ્ય કરવા કરતાં કઠીન હતું. આ પ્રમાણે એક વર્ષ વીતી ગયું. દક્ષિણમાં જોઝારસિંહે બાદશાહ ખુશી થાય એવો વહિવટ ચલાવ્યો અને ઓર્છામાં હરદોલે પ્રજામાં મોહિનીમંત્ર ફૂંક્યો !

ફાલ્ગુન મહિનો હતો. અબીલ અને ગુલાલથી સર્વત્ર જમીન રંગાઇ ગઇ હતી. સઘળે કામોદ્દીપક ઉપકરણોથી શોકાતુર માણસોના અંતઃકરણમાં પણ મદનજ્વાળા પ્રજ્વલિત થતી હતી. રવીના પાકથી ખેતરો ભરેલાં હતાં અને જ્યાં ત્યાં આનંદ આનંદ છવાયો હતો. આ વખતે તરવારથી સારા પટા ખેલનારો એક દિલ્હીનો નામાંકિત પહેલવાન ઓર્છામાં આવી પહોંચ્યો. મોટામોટા પહેલવાનોએ તેની તરવારનું બળ માન્ય કર્યું હતું. દિલ્લીથી ઓર્છા સુધીમાં સેંકડો માણસો તેની સામા થયા હતા; પણ કોઇ તેની સામે ટકી શક્યું નહોતું તેની સાથે લડવું એ પોતાના હૈયા સાથે

લડવાનું નહિ; પણ કેવળ મૃત્યુ સાથે લડવાનું હવું; એમ સૌને લાગતું! તેને ઇનામની લાલસા નહોતી. તે જેવો છાતીનો દઢ હતો, તેવોજ સ્વભાવથી પૈસા માટે બેદરકાર હતો. હોળીના દિવસોમાં તેણે એવો ઢંઢેરો પીટાવ્યો કે-"દેવનો વાઘ-દિલ્લીનો કાદરખાન ઓચ્છામાં આવી પહોંચ્યો છે, જેને પોતાનો જીવ ભારી થયો હોય, તેણે તેની પાસે આવીને પોતાના દૈવની પરીક્ષા કરવી."

ઓચ્છાના શૂર લોકો અને બુંદેલના પહેલવાનો આ અભિમાની ઢંઢેરો સાંભળીને અત્યંત ગરમ થયા. મૃદંગની થાપ અને મનોહર ગાયનને બદલે ઢોલના અવાજ અને શૌર્યોત્પાદક ધ્વનિ સંભળાવા લાગ્યા. હરદોલનો અખાડો એટલે ઓચ્છાના તીરંદાજ અને પહેલવાનોનું એક પ્રિય સ્થાનજ હતું. એ ઠેકાણે શહેરના નામાંકિત પહેલવાનો એકઠા થતા; તેમાં કાલદેવ અને ભાલદેવ એ બુંદેલના ભુષણરૂપ હતા. તેમણે અનેક કુસ્તીઓ કરી સેંકડો કુસ્તીકારોને માર્યા હતા આ બન્ને કાદરખાનનો ગર્વ ઉતારવાના નિશ્ચય ઉપર આવ્યા.

બીજે દિવસે કિલ્લાની પાસેના વિસ્તીર્ણ મેદાનમાં ઓચ્છાના નવજવાન અને વૃદ્ધ માણસો એકઠા થવા લાગ્યા. સર્વેએ સારાં સારાં વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. તરૂણ માણસો માથા ઉપર રંગ-બેરંગી પાઘડી, કપાળમાં તિલક, નેત્રોમાં મરદાઇની ચમક, કમ્મરમાં તીક્ષ્ણ ખંજર વગેરેથી સજ્જ થઇ જ્યાં ત્યાં સ્થાન લઇ બેસવા હતા. વૃદ્ધો માથા ઉપર સાદી પણ વાંકી પાઘડી પહેરી, સફેદ દાઢી વસ્ત્રથી બાંધી, શરીરે વૃદ્ધ છતાં મનથી યુવાન હોય તેમ ઉત્સાહમાં બેસવાનો સાદ કરી બેઠા હતા. પ્રત્યેક મુખથી શૌર્યની

ચર્ચા ચાલતી હતી. તરૂણો કહેતા હતા કે—'જોઇએ, આજ ઓ-રછાંની લાજ જાય છે કે રહે છે ?' પણ વૃદ્ધો તેમને જણાવતા હતા કે–'ઓરછાંએ કદી હાર ખાધી નથી અને કદી ખાશે પણ નહિ !' મહીનો આવો ઉત્સાહ જોઇને હરદૌલસિંહ ગર્જના કરી બોલ્યો–'ખબરદાર ! બુંદેલાની લાજ રહે કે ન રહે; પરંતુ બુંદેલાના નિયમોનું આક્રમણ થવું જોઇએ નહિ ! ઓરછાંવાળા તરવારથી ડરીને પાછા હઠયા, એમ બોલનારની બહારના લોકોને તક મળી કે તરતજ હું તમારો શત્રુ છું એમ સમજવું !'

સૂર્યોદય થયો. એકદમ નગારાં ધમધમ વાગવા માંડયાં. લોકોના મનમાં ઉમેદ અને ભીતિ એ બેનું તુમુલયુદ્ધ સરૂ થયું અને એ વિકાર તેમના ઓષ્ઠ પર્યંત આવી પહોંચ્યો ! કાલદેવ અને કાદરખાન બન્ને લંગોટ વાળી ! સજ્જ થયા ને સામસામા ઉતર્યા. એક બીજાએ પોતપોતાની તરવારો ખેંચી–પ્રથમ તે બન્ને હૃદાલિંગન કરી ભેટયા; પછી તરતજ જુદા પડી વિજળીની માફક તરવારોને ચળકાવતા–ચમકાવતા ઘુમવા લાગ્યા. બરાબર ત્રણ કલાક સુધી એમ જણાતું હતું કે બન્ને સર્પોના મોઢાંઓમાંથી ભયંકર જ્વાળાઓ બહાર નીકળીને તેની પરસ્પર ઝપાઝપી ચાલેલી છે. હજારો લોકો ઉભા રહીને એ તમાસો જોતા હતા. તે વિસ્તીર્ણ મેદાનમાં મધ્ય રાત્રિ પ્રમાણે ચારે તરફ નિઃશબ્દતા જામી હતી. અલબત્ત, જ્યારે જ્યારે કાલદેવ એકાદ ચોટ મારે અથવા એકાદ જણ પોતાનો બહુજ ચાલાકીથી બચાવ કરે, ત્યારે ત્યારે લોકોનાં હૃદય આપોઆપ ધન્યવાદ દેવા ઉછળતાં; કિન્તુ કોની સત્તા છે કે મોઢામાંથી કોઇ એક શબ્દ પણ બહાર કાઢી શકે ? ખૂલી તરવારની રમત ચાલતી

હતી; ત્યારે ધાર્મિક પ્રેક્ષકોમાં જુદોજ દેખાવ દેખાતો હતો. રાષ્ટ્રીય અભિમાનથી વારંવાર ઉત્પન્ન થતા વિકારો રોકી રાખવા અને ઉત્સાહ તથા નિરૂત્સાહ દર્શાવનાર શબ્દ મોઢા બહાર ન કાઢવા દેવા; એ તરવારી પાસેથી પોતાનો બચાવ કરવો તેના કરતાં પણ કઠીન કામ હતું ! એકાએક કાદરખાને 'અલ્લાહો અકબર !' એવો ભયંકર ધ્વનિ કર્યો ! કેમ જાણે મેઘનાદ ન થયો હોય ! અને તે થતાંજ કાલદેવના માથા ઉપર તેજ તરવાર પડી ! !

(૪)

કાલદેવ પડતાંજ બુંદેલના લોકોનું ધૈર્ય છૂટી ગયું. પ્રત્યેકના ચહેરા ઉપરથી ગર્વ જતો રહ્યો અને ત્યાં શરમ તથા ક્રોધ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. હજારો લોકો પોતાની બેઠક ઉપરથી છૂટયા; પણ હરદોલ સિંહે ગર્જના કરીને કહ્યું–" ખબરદાર ! આગળ એક પણ ડગલું કોઇ મૂકશો નહિ !" આ સિંહનાદથી સહુના પગ અટકી ગયા. તમાસો જોવા આવેલા પ્રેક્ષકોને અટકાવી જ્યારે હરદોલ પોતાની બેઠકની નીચે ઉતર્યો અને કાલદેવે તેને જોયો કે તરતજ તેનાં નેત્રોમાં અશ્રુ ચમકવા લાગ્યાં ! ઘાયલ થએલો વાઘ જમીન ઉપર તરફડતો પડયો હતો. તેની તરવારની જેમ તેના જીવનના પણ બે કકડા થયા હતા; દિવસ સમાપ્ત થયો.–રાત્રિ થઇ; પણ બુંદેલના લોકોનાં નેત્રોમાં ઉંઘ ક્યાંથી ? ક્યારે સવાર થાય તેનીજ સર્વ રાહ જોતા હતા. એક રોગી માણસ પણ દુઃખને લીધે પ્રાતઃકાળ થવાની રાહ ન જુએ; એટલી ત્વરાથી લોકો અરૂણોદયની રાહ જોતા હતા. વારંવાર આકાશ તરફ જોઇને અને રાત્રીની મંદ ગતિ નિહાળીને તેઓ અત્યંત સંતાપ કરતા હતા. તેમના અભિમાન ઉપર કારી ઝખમ થયો હતો !

બીજે દિવસે સૂર્યોદય થયો કે તરતજ ત્રણ લાખ બુંદેલના લોકોએ જઇને ભાલદેવનું સ્વાગત કર્યું. જે વેળા ભાલદેવ કાદરખાનની સામે જવા લાગ્યો, તે વેળા લોકોનાં હૃદય ધડકવા લાગ્યાં. કાલે જ્યારે કાલદેવ કુસ્તીમાં ઉતર્યો; ત્યારે બુંદેલના લોકોનાં મન ઉત્સાહથી ભરેલાં હતાં; પણ આજની સ્થિતિ જુદાજ પ્રકારની હતી. તેમના મનમાં ઉત્સાહને બદલે ભીતિનો નિવાસ થએલો હતો. જ્યારે કાદરખાન એકાદ ઘાતક વાર કરતો; ત્યારે લોકોનાં મન અસ્વસ્થ બની જતાં. એ તો નિઃસંદેહ હતું કે ભાલદેવ પોતાના ભાઇથી અધિક કુશળ હતો અને તેણે કાદરખાનને ઘણીવાર હેરાન કર્યો હતો; પણ દિલ્લીનો આનુભવિક પહેલવાન પ્રત્યેક વેળા પોતાનો બચાવ કરી લેતો, બરાબર ત્રણ કલાક સુધી આ બન્ને બળવાન મલ્લનું દ્વંદ્વ–યુદ્ધ ચાલ્યું. એટલામાં એકાએક 'કટ' એવો અવાજ થયો અને ભાલદેવની તરવારના બે કકડા થયા !

રાજા હરદોલે તરતજ ભાલદેવ તરફ પોતાની તરવાર ફેંકી; કિન્તુ તે નીચે વળી લેવા જાય છે; એટલામાં કાદરખાને ઘા કર્યો. અગર જો કે તેથી ઉંડો ઝખ્મ થયો નહિ, પણ તેથી લડાઇનો તો નિકાલ કરવામાં આવ્યો ! અગનાથ થએલા લોકો પોતપોતાને ઘેર ગયા. ભાલદેવ હજુ પણ સામે ઉતરવા તૈયાર હતો–બુંદેલના લોકો હજુ પણ પોતાની હાર કબુલ કરવા માગતા નહોતા, પરંતુ હરદોલે તેમને સમજાવીને કહ્યું–"ભાઇઓ ! આપણા તરવારી પહેલવાનને ઝખ્મ થયો ત્યારથીજ આપણી હાર થઇ ! જો હું કાદરખાનની જગાએ હોત તો હથિયાર વિનાના મનુષ્ય ઉપર ઘા કરત નહિ." જ્યાંસુધી મારો પ્રતિસ્પર્ધી હરીફ હાથમાં તરવાર ન લેત ત્યાં સુધી હું મારો હાથ તેના ઉપર ઉગામત નહિ ! પરંતુ કાદરખાન

ઉદારતાનો અંશ શાલેલો નથી ! બાહુબળ સંપાદન કરવા સાથે તેણે ઉદારપણું છોડેલું છે; માટે હવે હુંજ તમને સિદ્ધ કરી બતાવીશ કે કુસ્તી કેમ થાય છે !"

આ પ્રમાણે લોકોને ધીરજ આપી રાજા હરદોલ જનાનખાનામાં ગયો. રાણી કલીનાએ તેને જોતાંજ પૂછયું—"દીયરજી ! આજની કુસ્તી કેવી થઇ?"

હરદોલે મોઢું ફેરવી ઉત્તર આપ્યો—"આજે પણ કાલના જેવીજ હકીકત છે."

"શું ભાલદેવ માર્યો ગયો ?"

"જીવથી નહિ ગયો; પણ તેણે હાર ખાધી !"

"તો હવે શું કરશો ?"

"હું પોતે પણ તેજ વિચારમાં છું. આજસુધી ઓરછાને કદી નીચું જોવાનો સમય આવ્યો નથી. અમારે દોલત નહોતી, મોટું રાજ્ય નહોતું; પરંતુ અમારા શૌર્ય આગળ અમે રાજ્ય તથા દોલતને કાંઇ હિસાબમાં ગણતા નહિ ! ઓરછાની આગળ બુંદેલની લાજ આજ જાય છે !"

"શું હવે કાંઇ આશા રહી નથી ?" કલીનાએ ઉદાસ થઇ પ્રશ્ન પૂછયો.

"મારા પહેલવાનોમાં હવે એવો કોઇ નથી કે જેને હું તેની સામે ઉતારું ! ભાલદેવે હાર ખાધી તેથી બુંદેલના લોકોનો ઉત્સાહ અત્યંત મન્દ પડી ગયો છે ! આજ આખું શહેર શોકમાં ડૂબી ગયું છે ! સેંકડો ઘરોમાં નથી ચૂલા સળગ્યા કે નથી દીવા પ્રકટયા ! જેની ઉપર મારા દેશની સર્વ આબરૂ અવલંબી હતી; તે

વસ્તુ આજ નષ્ટ થાય છે ! બાલદેવ મારા ઉસ્તાદ છે, તેના હાર ખાધા પછી હું મેદાનમાં જાઉં એ તેનું અપમાન કરવા જેવું છે; પણ બુંદેલાની આબરૂ જાય, એ મારૂં માથું જવા બરાબર છે. કાદરખાન નિઃસંશય પોતાના હુન્નરમાં અદ્વિતીય છે; પરંતુ અમારા બાલદેવ પણ તેનાથી કોઇ પ્રકારે ઉતરે તેવા નથી ! કાદરખાનનો જય કેવળ તેની પાણીદાર ને મજબુત તરવારને લીધે થયો છે. કાદરખાનની તરવાર જો બાલદેવના હાથમાં હોત તો ખાત્રીથી તેણે મેદાનમાં વિજય મેળવ્યો હોત ! ઓરછામાં ફક્ત એકજ એવી તરવાર છે કે જે કાદરખાનની તરવારને જવાબ આપી શકે. તે તરવાર મારા ભાઇની 'હામન તરવાર' છે. જો તમે ઓરછાની લાજ રાખવા ઇચ્છતા હો તો તે તરવાર મને આપો. આ મારો છેવટનો પ્રયત્ન છે. એટલું કરવા છતાં પણ જો યશ નહિ મળે તો પછી ઓરછાનું નામ કાયમનું ડૂબ્યું છે એમ સમજવું !"

કલીના મનમાં વિચાર કરવા લાગી કે "હું આ તરવાર આપું કે ન આપું ? મહારાજે મને ના કહેલી છે. તેમનો એવો હુકમ છે કે તે તરવાર ઉપર બીજાની છાંયા પડે તો તે નિરૂપયોગી છે. એવી તેમની આજ્ઞા છતાં જો હું તેનું ઉલ્લંઘન કરૂં તો તેઓ નારાજ થાય; પ...ણ આપું તો તેમાં વધારે વાંધા જેવું પણ નથી. કારણ કે તેમણે કહ્યું છે કે કોઇ ખરા પ્રસંગે તે બહાર કાઢવી. બુંદેલાનું નામ રાખવું એ તેમના કરતાં કોને વધારે પ્રિય છે ? તેમના શિવાય પોતાના દેશ ઉપર અધિક પ્રીતિ કરનાર બીજો કોણ છે ! આ વખતે તેમની આજ્ઞાનો વ્યાવહારિક બુદ્ધિએ વિચાર કરવો જોઇએ." આવો મનમાં વિચાર કરીને કલિનાએ તે તરવાર હરદોલને સ્વાધીન કરી.

(૫)

પ્રાતઃકાળે થતાંજ રાજા હરદોલ કાદરખાનની સામે ઉતરવાનો છે, એવી ખબર જ્યાં ત્યાં ફેલાઇ ગઇ એ સાંભળતાંજ પ્રત્યેક મનુષ્યને જાણે કેમ લડાઇનું આમંત્રણ થયું હોય, તેમ એકદમ ઉઠીને સૌ અંગીરાઇથી કુસ્તીના સ્થાન તરફ જવા લાગ્યા. પ્રત્યેકના મુખમાંથી 'અમારા દેહમાં જીવ છે, ત્યાંસુધી મહારાજને અમે કુસ્તીમાં ઉતરવા દઇશું નહિ !' એવા શબ્દો નીકળતા હતા, પરંતુ લોકો કુસ્તીના સ્થાન પાસે જઇને જુએ છે તો હરદોલ સજ્જ થઇને ઉભેલો છે. આ વખતે તેમના મનમાં શું થયું હશે તે કોણ જાણી શકે ? ચારે તરફ અત્યંત શાંતતા હતી પ્રત્યેકની દષ્ટિ અખાડા તરફ લાગી રહી હતી અને તે સૌ હરદોલનું અભિષ્ટ ચિંતન કરતા હતા. કાદરખાનનો એક એક ઘા-વાર હજારો લોકોના હૃદયના ટુકડા કરી નાંખતો અને હરદોલનો એક એક ઘા લોકોના હૃદયમાં આનંદની લહરી ઉત્પન્ન કરતો હતો. અખાડામાં બે સરખા પહેલવાનની કુસ્તી ચાલતી હતી. છેવટે ' દામન તરવાર ' વીજળીરૂપે કાદરખાનના માથા ઉપર આવીને પડી ! એ જોતાં બુંદેલના લોકો આનંદાતિશયને લીધે ઉન્મત્ત થઇ ગયા. હર્ષમાં સૌ નાચવા લાગ્યા. હજારો લોકોમાં હરદોલની મરદાઇની તારીફ થવા માંડી. સર્વત્ર બુંદેલનો તે હરદોલનો જય ઉચ્ચારાવા લાગ્યો ! આમ લોકો જ્યારે આનંદનો ઉભરો બહાર વ્યક્ત કરી રહ્યા ત્યારે શુદ્ધિમાં આવીને વિચારવા લાગ્યા-' આટલો આનંદ શા માટે ! આમાં હરદોલે નવું શું કર્યું છે ! બુંદેલમાં કાંઇ આવા બનાવ આશ્ચર્યજનક ગણાય નહિ !' આ પ્રમાણે હરદોલના પૂર્વજોની તેજ-

સ્વિતાનો વિચાર કરી લોકોએ પ્રસ્તુત બનાવ બારેના આનંદને પણ શાંત કર્યો ! હરદોલના આવા કૃત્યથી તે બુંદેલના લોકોમાં ઘણો પ્રિય થઈ પડયો ! તેમણે તેને પોતાના અન્તઃકરણમાં એટલા ઉચ્ચ સ્થાન ઉપર બેસાર્યો કે જે સ્થાન ન્યાય તથા ઔદાર્યથી પણ તેને પ્રાપ્ત થયું નહોતું ! બુંદેલના શૂર પુરુષોના રાષ્ટ્રીય અભિમાનનું તે સ્થાન થઇ પડયો !

(૧)

રાજા જોઝારસિંહે દક્ષિણમાં બહુ કુશળતા બતાવી. તે શૂરવીર હતો એટલુંજ નહિ પણ મોટા રાજકારસ્થાનનો મુત્સદ્દી પણ હતો. દક્ષિણમાં એક વર્ષ થયા પછી તે બાદશાહની પરવાનગી લઇને ઓરછા તરફ આવવા નીકળ્યો. ઓરછાનું સ્મરણ થતાંજ તેનું અંતઃકરણ અત્યંત બેચેન બન્યું. તે મનમાંજ બોલવા લાગ્યો– 'અહા ! ઓરછા ! પુનઃ તારાં દર્શન કરવાનો સુદિન ક્યારે આવશે ?' રાજા મજલો ઉપર મજલો કરતો હતો. ભૂખ—તરસ ગણ્યા શિવાય તે વેગથી આવતો હતો. ઓરછા અને ઓરછાની પ્રજાનું વાત્સલ્ય તેને ઉતાવળથી ખેંચતું હતું. થોડા સમયમાંજ તે માતૃભૂમિના જંગલમાં આવી પહોંચ્યો.

મધ્યાહ્નનો સમય. તાપ સખ્ત પડતો હતો. જોઝારસિંહ ઘોડા ઉપરથી ઉતર્યો અને એક ઝાડની શીળી છાયા તળે આવીને બેઠો. કર્મ–ધર્મ સંયોગથી આજ હરદોલ પણ વિજયના આનંદમાં શિકાર ખેલવા નીકળ્યો હતો. બુંદેલના સેંકડો સરદારો તેની સાથે હતા. ગર્વના કેફમાં તે અત્યંત ઉન્મત્ત થયા હતા. તેમણે જોઝારસિંહને એકલો બેઠેલો જોયો પણ તે અભિમાનથી એટલા ફુલાઈ

ગયા હતા કે તમે તેની પાસે ગયા નહિ ! તેમને લાગ્યું કે તે કોઇ મુસાફર બેઠેલો હશે ! હરદોલનાં નેત્રોને પણ એજ ભ્રાંતિ આવી ! તે ઘોડા ઉપર બેસી જોઝારસિંહની સમીપ આવ્યો અને તમે કોણ છો, એમ પૂછવાનો વિચાર કરે છે; એટલામાં બન્નેની દૃષ્ટિ એક થઇ. તરતજ તે ઘોડા ઉપરથી ઉતરી પોતાના વડિલ બન્ધુના પગમાં પડ્યો ! રાજાએ પણ ઉઠીને હરદોલને આલિંગન આપ્યું; પણ તે હૃદયમાં હવે બન્ધુપ્રેમ નહોતો ! પ્રેમની જગ્યા મત્સરે લીધી હતી ! અને તે ફક્ત એટલાજ કારણ માટે કે હરદોલ દૂરથી પાદચારી થયો નહિ તથા તેના સૈનિકોએ દૂરથી પોતાને નમન કર્યું નહિ !

સંધ્યાકાળે બન્ને ભાઇ ઓર્છામાં આવી પહોંચ્યા. રાજાના આવ્યાની બાતમી સાંભળતાંજ ચારે તરફ આનંદ આનંદ થઇ ગયો. ઠેકાણે ઠેકાણે ઉત્સાહદર્શક ચિહ્નો જણાવા લાગ્યાં અને એક ક્ષણમાંજ આખા શહેરમાં કોઇ માંગલિક પ્રસંગ હોય તેમ અનેરો આનંદ ફેલાયો. રાણી કલીનાએ પોતાના હાથે આજે રસોઇ બનાવી! નવ વાગ્યા ત્યારે દાસીએ આવીને કહ્યું—" મહારાજ ! રસોઇ તૈયાર છે. "

બન્ને ભાઇઓ ભોજન કરવા ગયા. સોનાના થાળમાં રાજાને માટે અને રૂપાના થાળમાં હરદોલને માટે જાત જાતની વાનીઓ પીરસેલી હતી. રાણી કલીનાએ પોતેજ ભોજનના પદાર્થો તૈયાર કર્યા હતા, અને પોતે થાળ લાવી ભોજ્ય વસ્તુઓ તેમાં ગોઠવતી હતી; પણ આનંદાતિશયથી કે પછી ભવિતવ્યતાના ચમત્કારથી તેણે એક મોટી ભૂલ કરી ! સોનાનો થાળ હરદોલની સામાજ આગે

રૂપાનો થાળ રાજાની આગળ મૂક્યો ! હરદોલને આથી કાંઈ લાગ્યું નહિ, કારણ કે તે હમણાં થોડા વખતથી સોનાનાજ થાળમાં જમતો હતો; પરંતુ જાંઝારસિંહને ક્રોધ ચડયો ! મોઢેથી તે કાંઇ બોલ્યો નહિ, પણ તેની સાધારણ વાતચિતમાં ફરક પડયો ! ચહેરો લાલ થયો ! તે જમતો હતો ખરો; પણ એક એક ગ્રાસ તેને વિષ પ્રમાણે લાગતો હતો. બે ચાર કોળીઆ જમીને તે ઉઠી ગયો ! રાણીને તેના ચહેરામાંનું પરિવર્ત્તન જોઈ આશ્ચર્ય થયું. આજ તેણે કેટલા પ્રેમથી જમણ તૈયાર કર્યું હતું ! કેટલા દિવસ રાહ જોયા પછી આજ આ શુભ દિવસ પ્રાપ્ત થયો હતો ! તેના આનંદનો આજ પાર નહોતો ! રાજા ઉઠી ગયા પછી જ્યાં તેણે થાળ તરફ જોયું કે તરતજ તેને પોતાની ભૂલ સમજાઇ. હૃદયમાં જબરો આઘાત થયો ! તે દીનમુદ્રા કરી મનમાં બોલી—" આજની રાત્રી સુખમાં જશે નહિ; કારણ કે મને ચિહ્ન સારાં જણાતાં નથી. "

( ૭ )

રાજા જાંઝારસિંહ શયનમંદિર તરફ ગયા. કુશળ દાસીએ રાણીને શણગાર સજાવ્યો અને તે હસીને બોલી—" સવારમાં મહારાજા પાસેથી આનું ઇનામ લઇશ. " એટલું કહી તે ચાલી ગઇ; પરંતુ કલીના ત્યાંથી ઉઠી નહિ. તે મહાન્ ગૂઢ વિચારમાં નિમગ્ન થઇ ગઇ હતી ! તેમની પાસે હું શું મોઢું લઇને જાઉં ? દાસીએ આ શૃંગાર નકામો કર્યો. મારો આ ઠાઠ જોઈ શું તેમને આનંદ થશે ? મારી ઉપર આ વખતે અપરાધ મૂકાયો છે. હું અપરાધી છું અત્યારે આવાં ઉત્તમ આભૂષણોથી જવું એ ઠીક નથી ! બસ, આજ મારે તેમની પાસે ભીખારણના વેશથી જવું જોઇએ. હું

તેમની પાસે ક્ષમાદાન માગીશ, મારા માટે અત્યારે એજ મોગ્ય છે !" એમ વિચાર કરીને રાણી એક મોટા અરિસા સામે જઇને ઉભી રહી. તે સાક્ષાત્ અપ્સરાજ હોય તેવી દેખાતી હતી. સૌન્દર્ય-વાળી સ્ત્રીઓની કેટલીક તસ્વીરો તેણે જોઇ હતી, પરંતુ આ વખતે તેને અરિસામાં પોતાનું પ્રતિબિંબ સૌથી અધિક સુંદર લાગ્યું ! સૌન્દર્ય અને આત્મશ્લાઘા એ બેની જોડ છે. થોડા વખતમાંજ કલીના સૌન્દર્યના કેફથી ફુલાઈ ગઇ. તે સ્થિર ઉભી રહી. લોકો કહે છે કે સૌન્દર્યમાં અજબ જાદુ ભરેલું છે, અને તેના ઉપર સર્વ કોઇ ફીદા થાય છે. " હું સુન્દર નથી એ કબુલ; પરંતુ ખરાબ પણ નથી. શું મારા સૌન્દર્યમાં એટલી શક્તિ નથી કે મહારાજની પાસે મારા અપરાધની ક્ષમા અપાવે ? જે વેળા હું તેમના ગળાનો હાર બની જઇશ, જે વેળા મારાં આ નેત્રો પ્રેમથી આરક્ત થઈ તેમની તરફ જોશે, તે વેળા મારા સૌન્દર્યનું મનોહર ઉદક શું તેમના ક્રોધને શાંત નહિ કરી શકે ? " એવો વિચાર તેના મનમાં ચાલતો હતો; પણ થોડીવારમાંજ તે શુદ્ધિમાં આવી. " અહા ! હું આ શું સ્વપ્ન જોઉં છું ? મારા મનમાં આવો વિચારજ કેમ આવ્યો ? હું રૂપાળી હોઉં કે કદરૂપી હોઉં; પણ તેમની તો દાસી છું. મેં અપરાધ કર્યો છે અને મારે તેમની ક્ષમાજ માગવી જોઇએ. આ શણગાર અને ઠાઠ આવે વખતે ઉપયોગી નથી. " આવો વિચાર કરીને રાણીએ સર્વ આભૂષણો કાઢી નાખ્યાં. પહેરેલાં વસ્ત્રો પણ ઉતારી નાખ્યાં અને ઝીણું ઝીણું રડવા લાગી ! રડતાં રડતાં તે બોલી " હાય ! આજે મેળાપની રાત્રી છે. પરંતુ તે વિયોગની રાત્રી કરતાં પણ મને અધિક વેદના આપે છે ! "

આમ બાબારણુંના પગ લઇ રાણી શયનમંદિર તરફ ચાલી. તેના પગ તેને આગળ ઉપાડતા હતા; પણ મન પાછું પડતું હતું. તે દરવાજા સુધી આવી, પણ તેનો પગ અંદર જઇ શક્યો નહિ! તેની છાતી ધડકવા લાગી અને શરીર કંપવા લાગ્યું!

"કોણ છે, કલીના? અંદર કેમ નથી આવતી?" રાજા જોઆરસિંહે પૂછ્યું.

કલીનાએ મન દૃઢ કરી જવાબ આપ્યો—"મહારાજ! શી રીતે આવું? હું આપની જગ્યાએ સંશયને બેઠેલ જાઉં છું."

"એમ કેમ નથી બોલતી કે 'મારું મન ગુન્હેગાર છે અને તે નજરે નજર મેળવવા દેતું નથી!'"

"નિઃસંશય, હું દોષવાળી છું; પણ મહારાજ! એક અબળા આપની પાસે ક્ષમાદાન માગે છે."

"તે માટે પ્રાયશ્ચિત્ત કરવું પડશે!" રાજાએ કહ્યું.

"શી રીતે?"

"હરદોલના રક્તથી!"

કલીના પગથી માથા સુધી ધ્રૂજવા લાગી. તે બોલી—"શું આજે મેં ભુલથી ભોજન વખતે થાળની ફેરફારી કરી તેટલાજ માટે?"

"ના, તે હરદોલે તારા પ્રેમની ફેરફારી કરી તેટલા માટે!"

અગ્નિની આંચથી લોખંડ જેમ લાલ થાય છે તેમ, રાણીનો ચહેરો લાલ થયો. ક્રોધાગ્નિ મનના નાજુક વિચારોને ભસ્મ કરી નાખે છે માત્ર તે પ્રેમ, દયા ને ઉન્માદ એ સર્વ બળીને તેમાં રાખ-ખાખ થાય છે! કેટલીક વાર રાણી પોતામાં હતું તેટલું પ્રેમ

એટલું કહીને બોલ્યા—" હરદોલને હું મારો પુત્ર અને ભાઈ સમજું છું !"

રાજા ઉઠીને બેઠા અને થોડીવારે બોલ્યો—" નહિ, હરદોલ બાળક નથી. પણ હું બાળક છું કે મેં તારા ઉપર વિશ્વાસ મૂક્યો ! હું આમ થશે એમ નહોતો ધારતો ! મારી ખાત્રી હતી કે હિમાચળ પોતાની જગ્યાથી ચળે, પણ તારું મન કદાપિ સ્થાનભ્રષ્ટ થનાર નથી ! કિન્તુ આજ મને સમજાય છે કે સ્ત્રીઓનો મન પાણીની ધારા સરખો છે. જ્યાં નીચાણ હોય ત્યાં તે વહન કરે છે ! સોનાને વધારે તપાવતાં તે પીગળીજ જાય છે !" કુલીના રડવા લાગી અને ઘણીવારે જ્યારે તેનો જીવ કાંઇક શાંત થયો, ત્યારે તે બોલી—"હું આપનો વહેમ શી રીતે દૂર કરી શકું ?"

"હરદોલના રક્તથી !" રાજાએ પ્રત્યુત્તર આપ્યો.

"શું મારા રૂધિરથી તમારો વહેમ દૂર નહિજ થાય ?" રાણીએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"તારા રૂધિરનો છેવટે ઉપયોગ થશે."

"શું આ શિવાય બીજો કાંઇજ ઉપાય નથી ?"

"ના."

"આ આપનો આખરનો નિકાલ છે ?" રાણીએ વળી પ્રશ્ન પૂછ્યો.

"હા, હા, આ મારો છેવટનો ફેંસલો છે. જો આ રકાબીમાં પાનનું બીડું કરીને મૂકેલું છે. તારા પવિત્રપણાનો એકજ પુરાવો છે કે તું તારા હાથથી હરદોલને તે ખવરાવ. જ્યાં સુધી હરદોલનું પ્રેત આ ઘરમાંથી નીકળશે નહિ, ત્યાં સુધી મારા મનમાંનો સંશય

જનાર નથી !" રાણીએ તિરસ્કાર ભરી દૃષ્ટિથી તે બાજુ જોયું અને તે પાછે પગલે જરા પાછી ખસી ગઇ.

(૮)

રાણીને એવો વિચાર આવ્યો કે:—"હવે હું શું કરૂં ? હરદોલનો જીવ લઉં ! નિરપરાધી, નીતિમાન અને સજ્જન એવા હરદોલના રૂધિરથી મારૂં પ્રાતિવ્રત્ય સિદ્ધ કરૂં ? જે મને બ્હેન ગણે છે, તેના લોહીથી હું મારા હાથ રંગું ? આ પાપ કોને માથે પડશે ? શું એક નિરપરાધી મનુષ્યનું રૂધિર ઢોળાવાથી કુળનું નીકંદન નહિ થાય ? દુર્દૈવી કલીના ! આજ તારે તારા પાતિવ્રત્યને સિદ્ધ કરવાની આવશ્યકતા પડી છે ! અને તે પણ આટલા અધમપણાથી ! નહિ, એ વાત મારાથી બનશે નહિ ! તેઓ મને અપ્રમાણિક સમજતા હોય તો ભલે તેમ સમજે ! તેમને મારી ઉપર વહેમ હોય તો ભલે રહ્યો ! પણ આ કામ તો મારાથી નહિજ થાય ! રાજાને આવો વહેમ કેમ આવ્યો ? શું ફક્ત થાળની અદલાબદલી થઇ તે માટે ? ના. આનું અવશ્ય કાંઇ બીજું પણ કારણ હોવું જોઇએ ! આજ હરદોલનો અને મહારાજાનો શિકાર કરવાના સ્થાનમાં મેળાપ થયો હતો; જેથી હરદોલની કમરે લટકતી 'દામન તરવાર' તેમણે જોઇ હશે ! કદાચ હરદોલથી કાંઇ બે અદબી ભર્યું વર્તન પણ થયું હશે ! પણ એમાં મારો શું અપરાધ ? મારી ઉપર આટલો દોષ રોપ કરવામાં આવેલ છે તે ફક્ત થાળની અદલાબદલી માટેજને ? ઈશ્વર ! હું મારૂં દુઃખ કોને કહું ? પ્રભુ ! તુંજ મારો સાક્ષી છે. ગમે તેમ થાઓ પણ મારાથી આ કામ બનવું શક્ય નથી !"

રાણીએ પુનઃ વિચાર કર્યો—"રાજા શું તમારૂં મન એટ આટલું ન્હાનું ને ક્ષુદ્ર છે ! કે જેથી તમે મને હરદોલને જીવ લેવાનું કહો છો ? જ્યારે તમે તેનો અધિકાર અને શ્રેષ્ઠતા જોઇ શકતા નથી ત્યારે તે સ્પષ્ટ કેમ બોલતા નથી ? તમે શૌર્યથી સામે લડાઇ કેમ નથી કરતા ? વળી તમે પોતેજ તેની કત્લ કેમ કરતા નથી ? જે કામ હું કરી શકવાની નથી, તે તમે પૂર્ણ પણે જાણો છો; છતાં તે કામ કરવાનું મને કેમ કહો છો ? જ્યારે તમારૂં મન મારાથી કંટાળી ગયું છે; ત્યારે મને કાશી કે મથુરાં કેમ મોકલી દેતા નથી ? હું મોટા આનંદથી ત્યાં જઇશ. નાથ ! પરમેશ્વરને સ્મરો અને મારી ઉપર એવો ખોટો ભયંકર આક્ષેપ ન મૂકો ! તમે મારા ધણી છો. તમે મને અવિશ્વસનીય ગણી તો પછી હું જીવતી કેમ રહું ? જીવવામાં મને હવે કાંઇ પણ સુખ નથી. હું મરૂં એજ ઠીક. હું મારો જીવ આપીશ પણ એ પાપ તો નહિંજ કરૂં ! !"

તેના વિચારો પુનઃ પલટાયા. "કલીના ! તારે એ પાપ કરવુંજ પડશે ! આથી બીજું ઘોર પાપ આજ સુધી દુનિયામાં કોઇ પણ ઘડાયું નથી; છતાં આ પાપ તારે કર્યા વિના ચાલશે નહિ ! તારા પાતિવ્રત્ય ઉપર સંશય લાવવામાં આવે છે, તે તારે દૂર કરવોજ જોઇએ. તારો પ્રાણ એકાદ સંકટમાં આવી પડે તેમાં તો હરકત નથી. તું પોતાનો પ્રાણ ગુમાવીને પણ કદાચ હરદોલને બચાવી શકે ખરી ! કિન્તુ તારા પાતિવ્રત્યને આંચ લાગેલી છે, તેનું નિવારણ કરવા તારે આ પાપ કરવુંજ જોઇએ. પાપ તો કરવું પણ તે કરીને હસવું અને આનંદ કરવો ! જ્યારે સમય વ્યતીત થ

જશે, ત્યારે આવડું મોટું ભયંકર પાપ કરેવા છતાં પણ વહેમના નિવૃત્તિ કરવાનો યશ તને મળી શકશે નહિ! ગમે તેમ પણ આ પાપ તારેજ કરવું જોઇએ!!...પ......ણ......એ થાય કેવી રીતે? શું હું હરદોસનું ખૂન કરૂં?" આ વિચાર તેના મનમાં આવતાં શરીરમાં કંપારી છૂટી! "નહિ; મારો હાથ તેની ઉપર ઉપડવાનોજ નથી. હે પુત્ર હરદોસ! હું તને વિષ ખવરાવી શકીશ નહિ! તું મારા માટે વિષનું બીડું ખુશીથી ખાઇશ; હું જાણું છું કે તું ના કહેનાર નથી; પણ મારાથી એ પાપ થઇ શકનાર નથી. હું હજાર વાર કહું છું કે મારાથી એ નહિજ થઇ શકે!"

(૧૯)

હરદોસને આ બનાવના બિલકુલ ખબર નહોતા. મધ્ય રાતે દાસી રડતી રડતી તેની પાસે ગઇ અને તેને બનેલો સર્વ બનાવ અક્ષરશઃ કહી સંભળાવ્યો. તે દાસી જાગ્યા પછી રાણીની પાછળ પાછળ ઓરડાના દ્વાર સુધી ગઇ હતી અને સઘળું ભાષણ સાંભળીને પાછી આવી હતી. રાજાની મુદ્રા જોઇને હરદોસે પ્રથમજ કલ્પના કરી હતી કે તેમના મનમાં એકાદ કાંટો ખુંચી ગયો છે. દાસીના ભાષણથી એ સંશય દૃઢ થયો. તેણે દાસીને ધમકાવીને કહ્યું કે—'ખબરદાર! કોઇ બીજાના કાન ઉપર આ વાત જાય નહિ!' પછી તે પોતે મરવાને માટે તૈયાર થયો.

હરદોસ બુંદેલના વીર પુરૂષોનો સૂર્ય હતો. અરે, એ બુંદેલનું ભૂષણ હતો! તેના કેવળ ઇસારા માત્રમાં બુંદેલના ઘણા લાખ યોદ્ધાઓ મરવા કે મારવા તૈયાર હતા. ઓચ્છા તેને માટે સર્વસ્વ જાણે તેમ હતું. ઝૌરાગસિંહ તેની ખાતર [illegible]

ખાત્રીથી પાછો પડે, કારણ કે મરવું કે મારવું એજ હરદોસના આયુષ્યક્રમમાંનું એક આવશ્યક કામ હતું. તે હંમેશ ઇચ્છતો હતો કે કોઇને સામે લડવા આમંત્રણ કરવું–કોઇને છંછેડીને ઉભો કરવો. તેને રૂધિર પાનની અવિરત તૃષા હતી અને તે કદી પણ શાંત પડે તેવી નહોતી; છતાં આ વખતે તો એક અબળાને તેના રૂધિરની આવશ્યકતા હતી અને એક સાચા મર્દ તરીકે તેને સ્વાત્માભિમાનનો જુસ્સો આવ્યો હતો કે તે રક્ત તેને આપવું! “ મારા મારા ભાઇને એવી શંકા ઉઠેલી હોત કે મને તેમના રક્તની ઇચ્છા થઇ છે અને તેમને મારીને હું તેમના રાજ્યનો અભિલાષ કરૂં છું!’ તો તેમાં કોઇ ચિંતા નહોતી. રાજ્યને માટે કત્લ કરવી, લોહીની નદીઓ વહેવરાવવી, દગો કરવો એ બધું ન્યાય્ય છે એમ સમજત; પણ તેમના મનમાં જે સંશય આવ્યો છે તેના નિવારણને માટે મારા મૃત્યુ શિવાય અન્ય ઉપાયજ નથી! આ વખતે મારો જીવ આપી હું તેમનો સંશય દૂર કરૂં એ મારૂં કર્તવ્ય છે. તેમના મનમાં આવો ઘાતક–પ્રાણહારક સંશય ઉત્પન્ન કરી જો હું જીવતો રહું અને મૂર્તિમંત પવિત્રતાથી પણ અત્યંત પવિત્ર કલીનાને તીરસ્કાર અને અપમાનથી વિંધાવા દઉં તો એ મારી બેઇમાની ગણાય. નહિ, આ સત્કૃત્ય માટે લાંબો વિચાર કરવો યોગ્ય નથી. હું ખુશીથી ઝેરનું બીડું ખાઇશ. મર્દને આથી વધારે શ્રેષ્ઠ કયું મરણ છે? ક્રોધ અને મત્સરના આવેશમાં, શૌર્ય અને કીર્તિના ઘમંડમાં. ઉત્સાહવર્ધક દુંદુભી નાદમાં અને રણમાં પ્રોત્સાહન આપનારા અગ્નિ તુલ્ય પ્રખર તોપમાં મૃત્યુની સામે જવું એ કાંઇ આટલું કઠિન કામ નથી! આત્માભિમાનની તરવાર છાતી ઉપર રોકીને રાખવી એજ ખરી બહાદુરી છે!”

બીજે દિવસે મોટા પરોઢીઆમાં ઉઠીને હરદોલે સ્નાન કર્યું. શરીર ઉપર હથિયાર ધારણ કરી સજ્જ થયો અને હસતો હસતો રાજા પાસે ગયો, રાજા હમણાંજ ઉઠી બધાને એકઠા કરી બેઠો હતો. તેનાં દુરાગ્રહ ભરેલાં નેત્રો સામે લટકાવેલી હરદોલની તસ્બીર તરફ લાગેલાં હતાં. તેની આગળજ સોનાની રકાબીમાં ઝેરનું બીડું રાખેલું હતું. રાજા ક્ષણમાં એ બીડા તરફ અને ક્ષણમાં હરદોલ તરફ જોતો હતો, જાણે બીડાને અને તસ્બીરને પ્રેમ કરાવતો હોય! આ વખતે હરદોલ એકાએક દીવાનખાનામાં આવ્યો અને તેને જોતાંજ રાજા એકદમ સાવચ થઇ બોલ્યો—"આ વખતે ક્યાં જાય છે?" હરદોલનો ચહેરો આનંદમાં હતો, કારણ કે મનુષ્ય એ બહુ રૂપી પ્રાણી છે. તે હસતો હસતો બોલ્યો:—"કાલે આપણે બન્ને જે ઠેકાણેથી આવ્યા, તે ઠેકાણે હું આનંદથી શિકારે જાઉં છું. મને ઇશ્વરે વિજેતા કર્યો છે. આપ આપને હાથે વિજયનું બીડું આપો," એમ કહીને હરદોલે રકાબી લીધી અને તે રાજાની સામે મૂકી બીડું લેવા માટે હાથ લંબાવ્યો.

હરદોલનો આનંદી ચહેરો જોઇને રાજાના મનની આગ વધારે સળગી. તે બોલ્યો—"અરે, મૂર્ખ! શું તું મારા ઝખમ ઉપર મીઠાનું પાણી છાંટવા આવ્યો છે? મારી આબરૂ અને મારા વિશ્વાસનો નાશ કરીને પણ તું હજુ કેમ તૃપ્ત થયો નહિ? મારી પાસે શું તું વિજયનું બીડું માગે છે? ઠીક. બીડું વિજયનું છે. પણ તે તારા વિજયનું નહિ—મારા વિજયનું છે!"

આ પ્રમાણે કહી રાજા જીઝારસિંહે બીડું હાથમાં લીધું. ક્ષણવાર કાંઇક વિચાર કર્યો અને પછી તે હરદોલને આપ્યું! હરદોલે

મસ્તક નમાવી તે લીધું અને માથે ચડાવ્યું. તેણે એકવાર શાન્ત દૃષ્ટિથી રાણા તરફ જોયું ને બીડું મોઢામાં મૂક્યું. આ વખતે સઘળા રાજપૂતોએ તે મર્દનાં આત્માભિમાનનાં વખાણ કર્યાં! વીર પુરુષો આ જગતમાં આથી અધિક ઉત્તમ પ્રકારની દાદ કદી પણ લેતા નથી!

વિષ અત્યંત ભયંકર હતું! તે ગળા નીચે ઉતરતાંજ હરેકોલના ચહેરામાં પરિવર્તન થયું અને નેત્રો સ્થિર થયાં. તેણે એક ઉંડો શ્વાસ લીધો. બન્ને હાથ જોડી પ્રણામ કર્યા અને પછી તે જમીન ઉપર બેઠો! તેના કપાળ ઉપર સ્વેદનાં બિન્દુઓ બાઝી ગયાં અને શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. આટલું થવા છતાં તેના ચહેરા ઉપર શાંતિ તથા નિશ્ચયનું ચિન્હ દોરાએલું દેખાતું હતું!

જોઝારસિંગ આ જોઇને પોતાના જગ્યાએથી જરાપણ ખસ્યો નહિ! તેના ચહેરા ઉપર નિર્દયતા વ્યક્ત કરનાર હાસ્ય દેખાતું હતું; પણ નેત્રો પાણીથી ભરાઈ ગયાં હતાં!! તેમાં અંધકાર અને પ્રકાશનો મેળાપ થયો હતો!!!



# वीर विमळ.

गत्वा तत्र त्वया वीर किंकृतं तद्वदस्व नः ॥

---

"માતા ! કાલે આહેરિયાને ?"

ને [illegible] "હા, હમ બાઈ !'

"મને કાલે સર્વેની સમક્ષ સમરદીક્ષા આપવાની છે, એમ મારા પિતાજી નહોતા કહેતા ?"

માતાનાં વિસ્તૃત નેત્રોમાં આનંદાશ્રુ ચમકવા લાગ્યાં. પુત્રને છાતી સરસો ચાંપીને તે બોલી-"પુત્ર ! સમરદીક્ષા લીધા પછી તારાથી વિમળાની સાથે વીર તલાવ ઉપર રમી શકાશે નહિ."

"હાય, એમ ન બોલ મા ! તે બિચારીને વિજય બહુ ત્રાસ આપે છે. મારા શિવાય તેનો પ્રતિકાર કરનાર કોણ વારૂ ?" વીર કુમાર દીનમુદ્રાથી બોલ્યો.

"પણ સમરદીક્ષા લેનારાઓને તેમનીજ વયની કુમારિકાએ પાસે વીરકંકણ બંધાવવામાં આવે છે. લડાઈમાં જનારને વીરકંકણ બાંધવુંજ જોઈએ. શું તે તને ખબર નથી ?"

"ના."

"તો કાલ પ્રાતઃકાળમાંજ તું તે સમજશ. અત્યારે ઉદ્યાન માંથી ચાલ. સંધ્યાકાળનો સમય થયો છે. આ જો, સૂર્યનાં કિરણો તરૂશિખર ઉપર કેવા આનંદથી ક્રીડા કરે છે ?"

"મા, તું જા. હું અહીંજ બેસીશ. મને અહીં બહુજ આનંદ મળે છે."

"ભલે બેસ; પણ અંધારું થતાંજ પાછો આવજે. હાલને સમય બહુ ખરાબ છે." એમ કહીને તે વીરકુમારની માતા ચાલી ગઇ. કુમાર વિચાર કરતો ત્યાંજ બેઠો.

ઉપરનું ભાષણ એક રમણીય રાજોદ્યાનમાં ચાલતું હતું. જયપુરાધિપતિ અમરસિંહની હૃદયનિવાસિની પત્ની લલિતાદેવીને માટે ખાસ તે ઉદ્યાન તૈયાર કરાવેલો હતો. તે રાજપ્રાસાદની પાસે આવેલા 'વીર તળાવ' નામક એક ન્હાના જળાશયને કિનારે આવેલો હતો. ઉપર જણાવેલ કુમારનું નામ વીરસિંહ હતું અને અમરસિંહનો તે એકનો એક વ્હાલો પુત્ર હતો. તે બારવર્ષનો હોઇ બીજી કેટલીક હોંશિયારી સાથે યુદ્ધકળામાં પણ થોડો ઘણો પ્રવીણ થયો હતો. તેની પુત્રવત્સલ માતા લલિતાદેવી પુત્ર ઉપર અત્યંત પ્રેમ રાખતી અને તેને ક્યાંઇ બહાર જવા દેતી નહોતી; કારણકે તે પુત્રની બાલ્યાવસ્થામાં એક ચારણે તેનું એવું ભવિષ્ય ભાખ્યું હતું કે "આ પુત્ર શૂરો અને તેજસ્વી થશે, પણ પૂર્વવયમાં તે કોઇક મોટા સંકટમાં પડશે અને તેને લીધે કાંઇપણ અનર્થ થશે." થનાર વસ્તુ કદીપણ મિથ્યા થતું નથી. ભાવીને ભુલાવવા કોઇ સમર્થ નથી. મનુષ્ય ધારે છે કાંઇ અને બને છે કાંઇ ! પરિણામે આમ ઇશ્વરની કળા અકળિત છે !

વિમળા પ્રધાન શ્રેષ્ઠ વિનયાદિત્યની પુત્રી હતી. તેની અને કુમારની વચ્ચે વિલક્ષણ પ્રીતિ બંધાઈ હતી. એક ક્ષણ પણ તે બન્ને નિર્દોષ પ્રેમીઓ એક બીજાનો વિયોગ સહી શકતાં નહિ. અનુપમ ઉત્સાહથી તે પ્રીતિ તેમના સર્વ શરીરમાં તાંડવનૃત્ય કરી

રહેતી; પણ હાય ! પ્રીતિના દિસિ જ્યારે એ નિર્દોષ બાળયુગ્મને સ્વર્ગીય અનુપમ આનંદ અર્પતી હતી, ત્યારે તેમનો એ આનંદ દુષ્ટ વિજયસિંહથી જોઇ રહેવાતો નહિ ! કુમારનો તે સમવયસ્ક હોવાથી ઇર્ષાને લીધે એ સ્નેહ યુગલને જુદાં પાડવા ઇચ્છતો હતો. બહુ દિવસ સુધી એ સરલ હૃદયનાં કુમાર-કુમારી વિજયનું કપટ સમજી શકયાં નહિ અને જ્યારે ઘણે દિવસે વીરસિંહના સમજવામાં તે આવ્યું ત્યારે તેણે આંતરિક ઉદારતાથી તે તરફ દુર્લક્ષ્ય કર્યું. માણસ ભૂલ કરે છે, ત્યારે નાદાનીજ કરે છે; પણ તેનું પરિણામ ઘણું ભયંકર આવે છે !

અરેરે ! આ અમારા ભારતવાસીઓનો એક સામાન્ય દુર્ગુણ છે કે તેમનાથી એક બીજાનો ઉત્કર્ષ સહી શકાતો નથી ! કેટલાક સ્વાર્થત્યાગની મોટીમોટી વાતો કરે છે; પણ તેને કૃતિમાં મૂકી શકતા નથી. પોતાના થોડા સ્વાર્થને માટે અન્યનું અપાર નુકસાન કરે છે. નીતિ-ધર્મનાં માત્ર બણગાં ફુંકી સર્વ કરતાં પોતાના સ્વાર્થને વધારે વહાલો ગણે છે અને લાયકાત વિનાની મોટાઈની ખોટી વાસનાથી દેશબન્ધુઓને હરકત પહોંચાડે છે. ગયાં એક હજાર વર્ષોમાં અમારા રાષ્ટ્રીય ઇતિહાસમાં મોટું પરિવર્તન થએલું છે, તેનું કારણ પણ લોકોની સ્વાર્થપરાયણતાજ છે !

(૨)

અરૂણોદયનો સમય હતો. પ્રભાત કાલીન મંદ શીતળ પવનથી પૃથ્વીનો આસમંતાત સર્વ ભાગ ઉલ્લસિત થયો હતો. વિહંગો પોતાના મધુર કૂજનથી આલ્હાદ આપતાં હતાં અને માણસો

પોતપોતાના કાર્યોમાં નિમગ્ન થઇ ગયાં હતાં. રાજદરબારના એક પ્રશસ્ત મેદાનમાં આ વખતે શસ્ત્રાસ્ત્રથી સજ્જિત થઇ પુષ્કળ સૈનિકો એકઠા થયા હતા. પાસે એવાજ વેશમાં બાળકુમાર સંગ પણ આનંદિત મુદ્રાથી ઉભો હતો. થોડીવારમાં અમરસિંહ મહારાજ પોતાના મંત્રીઓ સહિત ત્યાં આવી પહોંચ્યા. સર્વત્ર શાંતિ પ્રસરી એટલે મહારાજ પોતાના મિષ્ટ સ્વરથી બોલવા લાગ્યા—"આજ આહેરિયા હોવાથી દરેક જણાએ સીમોલ્લંઘન કરીને વન પ્રાંતમાં જઇ પોતાના ભાવી વિજયની પ્રતિતિ કરવી જોઇએ. માટે તમે સર્વ સરદારો મારી આ આજ્ઞાને માન આપશો. વળી આજ સાયંકાળે કેટલાક કુમારોને સમરદીક્ષા આપવાની હોવાથી તેમના હાથે વીર કંકણ બંધાવવાનાં છે; પણ તેમાં એક શરત એ છે કે આજ જે કેવળ પોતાના પરાક્રમથી ઝાઝો શિકાર કરીને લાવશે તેનેજ તે માન મળશે. અધિકારનું અહીં કાંઇ કામ નથી."

મહારાજનું આ ભાષણ સાંભળતાં પ્રત્યેક રાજપૂત કુમારને અપરિમિત આનંદ થયો. તે સર્વ પોતપોતાના ઘોડાઓ ઉપર ચડયા. સઘળી મંડળી વનપ્રદેશ તરફ ચાલવા લાગી. વિજયસિંહ એક બે હલકા દરજ્જાના સૈનિકો સાથે વાતો કરતો પાછળ રહ્યો. જ્યારે તેમની વાતો બીજા સાંભળી શકે તેમ નથી; એવી તેને ખાત્રી થઇ એટલે તે બોલ્યો—"આજ તમારે મારૂં એક કામ કરવું પડશે. રાજકુમાર જેટલા શિકાર કરે તેટલા એક ગુપ્ત ગુફામાં જઇને સંતાડી દેવા અને સંધ્યાકાળે તે મારી સાથે લઇ લેવા; અર્થાત્ તે શિકાર મેંજ કર્યા છે એમ ઠરાવવું. મારા બહાદુર વફાદાર સરદારો ! રાજકુમારને કિંવા બીજા કોઇને આ વાતની ખબર

પડવી જોઇએ નહિ. તમારા આ ઉપકારના બદલામાં હું તમને ભારે ઇનામ આપીશ." તે સૈનિકોએ આ કબુલ કર્યું; એટલે વિજય આનંદિત મુદ્રાથી આગળ ચાલતા સરદારોને જઇ મળ્યો.

× × × × ×

સૂર્યાસ્તનો સમય થયો. શિકાર કરીને શ્રાંત થએલો વીરસિંહ એક વૃક્ષ નીચે બેસીને દુઃખિત સ્વરથી બોલતો હતો—" હવે હું શું કરૂં ? આજ મેં જેટલા શિકાર કર્યા તે બધા ભૂત–પ્રેતની પેઠે કોણ જાણે ક્યાં અદશ્ય થઇ ગયા ? હવે સર્વના સમક્ષ આ નિર્બળપણું–આ અપમાન હું કેમ સહન કરી શકીશ ? વિમળા મને શું કહેશે ? મારો જય ન થયા બદલ તેનું દીન વદન જોઇ મને શું થશે ? કેટલું દુઃખ ઉપજશે ? સર્વ લોકો મને શૂર શૂર કહીને ગૌરવાન્વિત કરતા તે આજ પાસે આવીને જોશે પણ નહિ ! માતા અને પિતા મારો તિરસ્કાર કરશે ! સમરદીક્ષા મળશે નહિ ! વીરકંકણ કરે બંધાશે નહિ. બાળરમણીની પાસેથી થનારૂં સ્વાગત તો છેટું જ ! હાય હાય ! હવે શું કરૂં ? રાજધાનીમાં જવું મને શું હવે લેશ પણ ઉચિત છે ? અત્યારે મારે રાજ્યને શું કરવું છે ? ત્યાં જાઉં અને કોઇપણ માણસ પૂછે કે ' તેં આજ શું પરાક્રમ કર્યું ?' તો મારે તેને શું જવાબ આપવો ? બસ, ત્યાં તો નજ જવું. એકાદ ભિલના ઝુંપડામા જઇને આયુષ્યને પરમ આનંદથી વ્યતિત કરવું એજ ઠીક છે. એમાંજ શ્રેય છે."

અંધકારનું સામ્રાજ્ય તે વનપ્રદેશપર સ્થપાતાંજ વીરસિંહ ત્યાંથી ગુપ્તપણે—[illegible] ગીત્તથી નિબિડ અરણ્યમાં અદશ્ય થઇ ગયો.

× × × × ×

આ તરફ રાજપુત્ર ન આવવાથી સર્વ લોકો હોલેદિલ થયા. રાજાને કંઈજ સુઝે નહિ. પુષ્કળ શોધ કરવા છતાં પતો લાગ્યો નહિ. ખિન્નહ્રદયથી સર્વ સૈનિકો નગર તરફ પાછા ફર્યા. માત્ર વિજયસિંહને આનંદ થયો. કારણ કે તેજ આજે સમર ક્રીડા લેવાને તથા વીર કંકણ બંધાવવાને યોગ્ય હતો. થોડી વારમાંજ સર્વ સરદારો રાજદરબારમાં આવી પહોંચ્યા અને જોતજોતામાં કુંવર ગુમ થયાની વાત જ્યાં ત્યાં પ્રસરી ગઇ. રાણી લલિતાદેવી પુત્ર વિયોગથી અત્યંત વિહ્વળ બની. બાળરમણીઓ આનંદથી વિજયી કુમારનો જયજયકાર કરનાર હતી. પણ આ અનિષ્ટ વર્તમાન સાંભળતાંજ તેઓ શોકમાં લીન થઈ અને વિમળા તો શોકાતિશયથી એકાએક અદ્રશ્ય થઇ ગઇ ! કોઇ દુર્દૈવના યોગે આજનો હતભાગી દિવસ એવો ઉગ્યો કે રાજ દરબારમાંની બે વ્યક્તિઓ એકાએક અદ્રશ્ય થઇ ગઇ.

(૪)

કાળના અનંત ઉરમાં ઉપરની ઘટનાને આઠ વર્ષ વ્યતિત થતાં કાંઇ વાર લાગી નહિ; પણ એટલા સમયમાં કેટલોક ફેરફાર થઇ ગયો. રાણો અમરસિંહ અને તેની પત્ની પુત્ર શોકથી વિહ્વળ બનીને રાજકારભારમાં બરાબર લક્ષ્ય આપતાં બંધ થયાં. દુષ્ટ વિજયસિંહ નીચ મસલતીયાઓ જોડે કારસ્થાન રચી રાજા રાણીને એક અંધારી કોટડીમાં કેદ કરી ગાદી ઉપર બેઠો. કેટલાક સ્વામીભક્ત સેવકોએ બંડ કર્યું; પણ નવીન તારૂણ્યથી અંધ બનેલ વિજયે તે સર્વનો અમાનુષપણે વધ કર્યો અને નિષ્કંટકપણે પોતે રાજ્ય ભોગવવા લાગ્યો. ગાદી ઉપર બેઠા પછી તેણે વિમળ

કુમારીનો અત્યંત શોધ કરાવ્યો, પણ તેમાં તે નિષ્ફળ નિવડયો. રાજા રાણી દૈવના વિષમ કોપથી એ બંદીખાનામાં શોક કરીને આયુ:શેષ વિતાડવા લાગ્યા. કદી કદી રાજા અમરસિંહ પોતાની રાણીને કહેતો—"પ્રિયે ! શું આપણો વીર આવીને અહીંથી આપણને નહિ છોડાવે ? આપણને સુખના દિવસો નહિ દેખાડે ?" આ પછી રાણી કહેતી કે—"મહારાજ ! એ એક ઉત્ક્રાંતિનો નિયમ છે. કોઇની સર્વદા એકજ સ્થિતિ રહેતી નથી. કૃષ્ણપક્ષમાં ક્ષય પામેલો ચંદ્ર ફરી પણ વધે છે. મને વિશ્વાસ છે કે આપણુ સુખના દિવસો પાછાં એક વખત જોઇ શકીશું."

આશા ! તું આખર સુધી માણસને કેટલું બાંધી લે છે ? બિચારું માનવી હ્રદય દુ:ખના સાગરમાં પણ તારા આધારે પડી રહી જીવન વ્યતિત કરે છે. અહા ! જગત્ સંચારી પવનથી પણ તારી ગતિ પ્રબળ છે. તારા તરંગો ઉપર જનહ્રદય કેવું અનેરું નૃત્ય કરે છે ! પૃથ્વી ઉપરના ઉચ્ચ પર્વતોનાં ગગન ચુંબિત શિખરો કરતાં પણ તારી ટોચ ઉંચી છે. જેટલી તું મોટી છે, તેટલોજ જબરો તારો વેગ છે. સબળ—નિર્બળ સર્વને તું વશ કરે છે. તારામાં કોઇ એવી મોહશક્તિ છે કે યોગીઓ પણ તને તજી શકતા નથી. તું અત્યંત ચપળ છે. સર્વને તારા બનાવી તું કોઇની રહેતી નથી !

આજનો દિવસ હિન્દુઓના સ્મૃતિપટ ઉપરથી શું કોઇ પણ દિવસ ભુંસાશે ? સાયંકાળનો સમય હતો. દિવસના ઉત્તરાર્દ્ધમાં ચોથા પ્રહરનો હમણાંજ આરંભ થયો હતો. સીકરીનું રણ મેદાન મુસલમાનો અને રજપૂતોનાં રક્તથી આરક્ત થએલું હતું. વચ્ચે

વચ્ચે માનવીઓનાં માથાંઓ રખડતાં હતાં, બાણોનાં તીક્ષ્ણ રવ, હથિયારોના ચમકારા, તીરોના સું સું અવાજ, મૃત વીરોના પલાશ વૃક્ષની શાખાઓ જેવા દેહ, અશ્વોના હણહણાટ, સૈનિકોના પ્રોત્સાહક શબ્દો, મૃત્યુપંથે જતા યોદ્ધાઓના આર્તરવ એ સર્વ પ્રકાર એક સમયાવચ્છેદે બનતો હોવાથી માનવીઓના હૃદયની મહત્વાકાંક્ષાનું પ્રતિબિંબ જાણે વિજયી થતું હોય અને તેને આ આ ગીત નૃત્ય થતાં હોય એવો ભાસ થતો હતો.

એ મહત્વકાંક્ષાઓ અને એ જાત્યાભિમાનો પરસ્પર મૂર્ત સ્વરૂપે લડતાં હતાં. જયશ્રી પોતાના હાથમાં નંદનવનનાં ફુલોની માળા લઇને ઘડીમાં સંગ્રામસિંહ પાસે તો ઘડીમાં બાબર પાસે અસ્થિર ચિત્તથી જતી હતી અને પાછી ફરતી હતી. થોડી વારમાં રજપૂતોનું શૌર્ય તેમનો વિજય કરશે એમ દેખાવા લાગ્યું, મોગલો પાછા હઠવા લાગ્યા. ખુદ બાબરની સામે એક વીશ વર્ષનો તરૂણ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં આવીને ઉભો રહ્યો. સંગ્રામસિંહ અનિમિષ લોચનોથી તે પ્રસંગ જોતો હતો તે તરૂણ યુદ્ધકૌશલ્ય જોઇને બાબર ગભરાઇ ગયો. તેના સર્વ દાવ પેચ વ્યર્થ જવા લાગ્યા અને અંતે તે મોગલ બાદશાહ રાજસ્થાનના વીરોની સામેથી પલાયન કરવા તત્પર થયો. પણ હાય ! શિરોહીનો વરરાય સંગરાણાને જયશ્રી વિજયમાળા પહેરાવતી હતી તે જોઇને પોતાના સૈનિકો સાથે યુદ્ધ બંધ કરી પાછો ચાલ્યો. ધિક્કાર હો ! તે નીચ, દ્વેષી કલહપ્રિય તુંવરરાયને ! ગૃહવિચ્છેદ એ સર્વ અનર્થોનું બીજ છે !

અંધારૂં થયું. રજપૂતોનું તેજ ફીકકું પડયું. પોતાના તેજ

પ્રમાણે પોતાના વંશનું પણ તેજ જાણે ભગવાન્ સૂર્ય નારાયણે સમુદ્રમાં વિલીન કર્યું ! ખુદ સંગ્રામસિંહ અનેક ઝખમોથી વિંધાઇને રણક્ષેત્રની એક બાજુ વિચાર કરતા પડ્યા. "કયાં તે રાજ્યપદ ! કયાં કુસુમ શય્યા ! હાય હાય ! અંતકાળે કોઇ ઉપયોગી થતું નથી. રૂધિરથી ખરડાગેલા અને શૌર્યથી લડતાં વીર તરૂણની દ્રષ્ટિ આ શબ્દો સાંભળી એકાએક ભૂમિ ઉપર તરફડતાં રાણા તરફ ગઇ. રાજસ્થાનના રાજાને એક સામાન્ય મનુષ્ય પ્રમાણે થતી મરણ વેદના જોઇને તેનાં નેત્રોમાં પાણી આવ્યાં. તરતજ તેણે રજપૂત સૈન્ય તરફ જોયું તો શું જણાયું ! પોતાના પક્ષની સંપૂર્ણ હાર થઇ હતી. સર્વ રણભૂમિ આર્ત્તસ્વરથી શબ્દાયમાન થઇ હતી અને મુસલમાન સરદારો આનંદિત થઇ જય જયકારનો ધ્વનિ કરતા હતા. તે યુવક આવો વિલક્ષણ પ્રકાર જોઇને સંગ્રામસિંહની પાસે ગયો અને એકદમ તેમના શરીરને ઉપાડી ચાલવા માંડ્યું. માર્ગમાં યોદ્ધાઓના શબની ઠેસ વાગવાથી પડતો—આખડતો તે પોતાનો માર્ગ સત્વર કાપતો હતો. તેના મનમાં ભયનો સંચાર મુદ્દલ નહોતો. પણ કોઇ નિવાસ સ્થાન મળે તો ત્યાં જઇ રાણાને ઔષધોપચાર કરવો; એમ તેની ઇચ્છા હતી. તેથીજ તે ઉતાવળો ચાલવા પ્રયત્ન કરતો હતો. તેને તે બીહામણું અંધકારની કે ભયાનક પહોળાં મોઢાં કરીને પડેલાં પ્રેતોની જરા પણ બીક લાગતી ન્હોતી.

થોડો પ્રવાસ આ રીતે કર્યા પછી તેણે પાસેજ એક દીવો બળતો જોયો. પવનના આઘાતથી તે દીવો કંપતો હતો. તરૂણ સૈનિક જ્યારે એ દીવા પાસે ગયો, ત્યારે ત્યાં એક ન્હાનીશી પર્ણકુટી હોઇ જગ્યા અત્યંત સ્વચ્છ જોઇ. દિવાની પાસે એક તરૂણ

યોગિની ઇશ્વર સ્મરણ કરતી બેઠી હતી. યુવક કાંઇ પણ વિચાર ન કરતાં તે એકદમ તે ઝુંપડીમાં ગયો અને સંગ્રામસિંહના અચેતન શરીરને નીચે મૂકી બહાર આવીને બોલ્યો—"બાઇ ! ક્ષમા કરો. આપના જેવાં સાધ્વીને મારાથી લેશ પણ ઉપદ્રવ થશે નહિ. કાલનો સમય બારીક હોવાથી પરવાનગી શિવાય અંદર આવવાનું મેં સાહસ કર્યું છે; તો કૃપા કરીને આપ મને ક્ષમા આપો."

"વીર યુવક !" યોગિની બોલી—"હું કદી કોઇની ઉપર ક્રોધ કરતી નથી. તમે અહીં શા માટે આવ્યા છો, તે તો મને સમજાયું છે; પણ આ મુર્ચ્છિત વીરનું નામ શું ?"

"તેમનું નામ રાણા સંગ્રામસિંહ ! આજે મુસલમાનોની સાથે થએલા યુદ્ધમાં રજપૂતોનો પરાભવ થયો છે અને તેમાં મહારાજ અસહ્ય ઝખમોથી મૂર્ચ્છિત થયા છે. થોડું પાણી છાંટી હું તેમને સાવધ કરવાનો પ્રયત્ન કરૂં છું."

યોગિનીને કોણ જાણે શું થયું. તેના ચહેરા ઉપર આશ્ચર્ય, આનંદ અને દુઃખની સ્પષ્ટ છાયા દેખાવા લાગી. તેણે અંદર જઇને એક માટીના વાસણમાં પાણી આણ્યું. અત્યાર સુધી તે યુવકનું લક્ષ રાણાના ચહેરા તરફ મુદ્દલ ગયું નહોતું. તે પાણી લઇને તેની પાસે ગયો અને મોઢામાં થોડું પાણી રેડ્યું; પણ તે બહાર નીકળી જવા લાગ્યું, ત્યારે યોગિની ત્યાં દીવો લેઇ જોવા માટે આવી, તે તરૂણ એકાએક દીર્ઘ શ્વાસ મૂકીને બોલ્યો—"બસ, રાજપૂત કુલાવતંસ પોતાની કીર્તિ અજરામર કરી દિવ્યલોકમાં ગયા ! અરેરે, મહારાજ ! આ પિતૃવિહીન બાળકને આપ કેમ મૂકી ગયા ? અરે, રજપૂતોનું નામ મેં કલંકિત કર્યું ને ? અભાગી વીરસિંહ ! તું પાપી ગણાયો; કારણ કે તેં રણશય્યામાં નાગ

અંત ન આવ્યો ! મને હવે જગતમાં કંઇ આશા નથી ! યોગિની દેવી ! મને આ પ્રેત દહન કરવામાં મદદ કરશો કે ?" દીવાના પ્રકાશમાં યોગિનીનો સંપુર્ણ ચહેરો યુવકે જોયો. તે કેટલીક વાર સ્તબ્ધ રહ્યો. યોગિની પણ આ વેળા તેના મોઢા સામે જોઈ રહી હતી. બરાબર નિશ્ચય કરી તે બોલી—" કુમાર વીરસિંહ ! હજુ આપને સંશય છે ? "

વાચક ! આ યુવક અને યોગિનીને તમે ઓળખી શકયા હશો ! આહાહા, કેવો તે પ્રસંગ ! યુવક કેટલીક વાર સુધી ગંભીરતા ધારણ કરી બોલ્યો—" વિમળા ! તું અહીં કયાંથી ? જયપુર કયાં ? કેમ મને સંશય ન થાય વારૂ ? "

" કુમાર ! આ બાબતમાં આપણે પછી ઘણી વાતો કરીશું. હમણાં તો આ વીરકુળ તિલક મહારાણાના દેહને અગ્નિ સંસ્કાર કરીએ." યોગિની-વિમળા બોલી.

(૪)

પ્રાતઃકાળનો સમય હતો. નિસર્ગદેવી પ્રફુલતાથી જડચેતન પદાર્થોને આનંદ આપતી હતી. અરણ્યમાં વૃક્ષરાજ ઉપર બેઠેલાં વિહંગોનું મધુર ગાયન ચાલતું હતું. વીરસિંહ અને યોગિની આ વખતે પ્રકૃતિ દેવીની શોભા જોતાં ઝુંપડીની આસપાસ ફરતાં હતાં અને વીરસિંહ પોતાનું પૂર્વવૃત્ત કહેતો હતોઃ—

" વનના અંતર્ભાગમાં ગયા પછી તરતજ ગાઢ અંધકાર થયો. હિંસક શ્વાપદોનો કર્ણ કઠોર રવ આવવા-સંભળાવા લાગ્યો અને પાસેજ રહી કોઇ ન્હાનું બાળક રડતું હોય, એમ મને ભાસ થયો. હું તે રૂદનને આધારે ત્યાં ગયો તો એક આવી અત્યંત ન્હાની ઝુંપડીમાં દીવાના પ્રકાશે એક વિકરાળ વાઘની પાસે ન્હાનું આઠ દશ મહિનાનું બાળક રડતું હતું. વાઘના પંજા એક બે ઠેકાણે

લાગેલા હોવાથી તે બાળકના શરીરમાંથી રક્તસ્ત્રાવ થતો હતો. મેં જો તેને છોડાવ્યું ન હોત તો જરૂર તે થોડી વારમાં એ ભયંકર પશુનો ભોગ થઇ પડત. મેં તે પ્રકાર જોયો ત્યારે મારે શું કરવું, તે સહસા મને સૂઝયું નહિ અને ભય લાગવા માંડયો; પણ તુરતજ સાવધ થઇને તે બાળકને બચાવવા માટે બરાબર તાકીને મેં તે વાઘ તરફ એક બાણ છોડયું. ક્રોધથી છોડાએલું બાણ તેને વાગ્યું ખરૂં; પણ તેથી તે બાળકને પડતું મૂકી મારા સામે ધસ્યો. મેં ધૈર્ય રાખીને બીજું બાણ માર્યું, એટલે તો તે ભયંકર ગર્જના કરતો મારા સામે કુદ્યો. હું ગભરાઇ ગયો. ઈશ્વરનું સ્મરણ કરીને મેં મારી ન્હાની તરવાર તેના સામે ધરી ને તેની ઉછળતી તલપનો અવરોધ કર્યો; પણ પછી શું થયું, તેની મને કાંઇ માહિતી નથી. હું મૂર્છાવશ થયો. જે વેળા મેં નેત્રો ઉઘાડયાં, તે વેળા હું એક ઝુંપડીમાં ખાટલા ઉપર પડેલો હતો અને રાણા સંગ્રામસિંહજી મારી પાસે ઉભેલા હતા એમ મને જણાયું. મને થએલો ઝખ્મ કાંઇ જબરો નહોતો. હું ઉઠીને બેઠો અને મેં મારી સઘળી હકીકત તેમને કહી. તેઓએ તે વેળા મારી પીઠ ઉપર હાથ ફેરવીને કહ્યું—'બાળવીર ! મેં તારૂં પરાક્રમ જોયું છે. તેં જે ભિલ્લની બાળ કન્યાનો જીવ બચાવ્યો છે, તે ભિલ્લ જો આ તારી સામે ઉભેલો છે !'' મેં તેની સામે જોયું તો તેણે મને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. તેને મારી ઉપર વિલક્ષણ પ્રેમ–પૂજ્ય બુદ્ધિ થઇ. પછી તે દિવસથી આજ પર્યંત હું રાણાજીની પાસે તેમના આમજન પ્રમાણે રહ્યો છું. પણ હાય ! તેઓ તો ગયા. વિમળ ! ઇશ્વરી યોજના કેટલી વિચિત્ર છે ?'' એમ કહી તેણે થોડીવાર મૌન ધર્યું. પુનઃ કાંઇક વિચાર કરી તે બોલ્યો—'' પણ તું અહીં ક્યાંથી ?''

" કુમાર ! આપે જે દિવસ વનવાસ લીધો તે દિવસે મોડી રાત સુધી આપનો કાંઇ પણ પત્તો ન મળવાથી અન્વેષણ કરવા માટે મેં વનનો માર્ગ પકડયો. જંગલે જંગલ આપનો શોધ કરતી હું ભટકી; પણ વ્યર્થ ! ઘણી વાર હું હિંસક પશુઓનો ભક્ષ્ય પદાર્થ બની આયુષ્યનો અંત લાવવા ઇચ્છતી, કિન્તુ હૃદયની કોઇક અલૌકિક શક્તિ મને તેમ કરતાં અટકાવતી. આ અરણ્યમાં આવ્યાને તો મને એકજ વર્ષ થયું છે. પડોશમાં એક ભિલ્લ રહે છે. તે બહુ ભલો અને માયાળુ છે. મારી ઉપર દયા આવવાથી તેણે મને આ ઝુંપડી બાંધી આપી છે. તે દરરોજ સંધ્યાકાળે અહીં આવીને દીવો આપી જાય છે. મેં તેની પાસેથી જયપુરની સર્વ બાતમી મેળવી છે. નીચ વિજયસિંહ અને તેના નીચ મંત્રિમંડળના હાથમાં સર્વ રાજ્યકારભાર ગએલો છે અને રાજા તથા રાણી કેદમાં છે !"

" મારે તે દુષ્ટની ખોડ અવશ્ય ભુલાવવી જોઇએ. પાસેના જંગલમાં મારો પણ એક ભીલ્લ મીત્ર છે કે જે જેટલું જોઇશે, તેટલું ભિલ્લ સૈન્ય આપશે. ચાલ, આજ સંધ્યાકાળેજ આપણે તે ભિલની પાસે જઇએ."

" અહીં આવનારો ભિલ્લ પણ બહુ ભલો છે. આપણા કામમાં તે પણ બનતી મદદ આપશે."

પછી બન્ને ફળાહાર કરીને લડાઇની વ્યવસ્થા કેમ કરવી, તે સંબંધી વિચારમાં ગુંથાયાં અને સંધ્યાકાળે તેઓ પોતાના ઇષ્ટકાર્યની સિદ્ધિ માટે બહાર નીકળ્યાં. વાંચક ! ચાલો. આપણે પણ કર્તવ્યદક્ષ મનુષ્યની પાછળ જઇએ.

(૫)

આ વેળા જયપુરની સ્થીતિ અત્યંત શોચનીય હતી. પ્રજા વિજયસિંહનાં છળ-પ્રપંચથી અત્યંત કંટાળી ગઇ હતી. ચોરી, મારા

મારી, ખૂન વગેરે નિંદ્ય પ્રકારનું સામ્રાજ્ય ત્યાં થઈ ગયું હતું. દુષ્ટ વિજયસિંહે રાજસૂત્ર પોતાના હાથમાં ધારણ કર્યું હતું; પણ તે તરફ મૂદલ લક્ષ્ય ન આપતાં હંમેશાં વિષય સુખમાં મગ્ન રહેતો. પ્રધાનને માંટે તો કહેવુંજ શું ? 'યથા રાજા તથા પ્રજા !' એ ન્યાયે સૈન્યનો કિંવા શહેરનો પણ જરાએ બંદોબસ્ત નહતો.

× × × × ×

શરદઋતુની રાત્રિ હતી. નીલાકાશ તદ્દન નિરભ્ર હતું. ચંદ્રના અમૃત વર્ષણથી સમગ્ર વસુધાએ વિશદતા ધારણ કરી હતી. અંશુમાલીના અસહ્ય તાપથી ત્રસ્ત થએલી નિસર્ગ દેવી તે સુધાસ્રોતથી આનંદિત થઈ રહી હતી. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસર્યું હતું અને જયપુર શહેરનો ઘણો ભાગ નિદ્રાવસ્થામાં નિમગ્ન થયો હતો.

આ વેળા શહેરમાં આવવાના મોટા રસ્તા ઉપરથી બે તરૂણ સવાર સિંહદ્વાર તરફ આવતા હતા. તેઓની પછવાડે પાદાચારી પુષ્કળ ભિલ્લ સૈન્ય સ્તબ્ધપણાથી ચાલ્યું આવતું હતું. થોડીવારમાંજ તે તરૂણ સવારો દરવાજા પાસે આવી પહોંચ્યા તો ત્યાં હાથમાં નગ્ન તરવાર લઈને ઉભેલા બે પહેરેગીર દેખાયા.

"કોણ છે?" પહેરેગીર પોતાના રાક્ષસી અવાજ થી બોલ્યો.

એટલામાં તે બન્ને તરૂણ ઘોડા ઉપરથી નીચે ઉતરી પિસ્તોલ કાઢીને પહેરેગીરની છાતી સામે ધરી અધિકારદર્શક સ્વરથી બોલ્યા—" મૃત્યુ ન ઇચ્છતું હોય તો મને ઓળખી લઈ મારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવા તૈયાર થા."

"કોણ કુમાર વીરસિંહ ? અપરાધ માફ કરો !" આ વેળા તે પહેરેગીરના ચહેરા જોવા જેવા હતા. તેમની આશ્ચર્યચકિત મુદ્રા, તલ્લીનતા અને ભીરૂતા વગેરે ભાવોથી યુક્ત બનેલા તેમના

ભાવ અત્યંત નેત્રાકર્ષક હતા. વાંચક ! આ સવારને તમે ઓળખ્યા જ હશે તે સવાર પૈકી એક કુમાર વીરસિંહ અને બીજો પુરુષ વેષધારી—વિમળાકુમારી—રામસિંહ.

" સરદાર ! તમે બન્ને અમારા પક્ષમાં આવવાને કબુલ છો કે ? " વીરસિંહ બોલ્યો.

" હા. આપનો પક્ષ સત્પથ છે. " પહેરેગીરોએ દીનમુદ્રાથી કહ્યું.

" ઠીક, ત્યારે તું મને મહારાજાને કેદ ક્યાં છે તે સ્થળ બતાવ. રામસિંહ ! લડાઇનો પ્રસંગ ન ઉપસ્થિત થાય તે રીતે આપણે કામ કરવું છે. અગર જોકે ભિલ્લ સૈન્ય તરવારનો જવાબ તરવારથી આપવા તૈયાર છે; પણ જનસંહાર થોડો થાય તે તરફ પણ આપણે લક્ષ આપવું જોઇએ. " વીરસિંહ એ પ્રમાણે કહીને એક પહેરેગીરની સાથે શહેરમાં ચાલ્યો અને રામસિંહ ભિલ્લોનો સેનાનાયક બની ત્યાં સિંહદ્વાર પાસે ઉભો રહ્યો. વીરસિંહ પોતાનાં પૂજ્ય માતાપિતાને કેદખાનામાંથી છોડાવી આવ્યો.

× × × × × ×

સાયંકાળનો સમય હતો. રાજોદ્યાનની પાસે આવેલા વીર તલાવ નામના એક ન્હાના જળાશયને કાંઠે સુગંધમય કુસુમકુંજમાં રાજા અમરસિંહ, રાણી લલિતાદેવી અને કુમાર વીરસિંહ એ ત્રણે જણાં કાંઇક વાતચિત કરતાં બેઠાં હતાં. અમરસિંહ કુમારને વાંસે હાથ ફેરવી બોલ્યો-"બાળવીર ! આહેરિયાને દિવસે તું કેમ શહેરમાં આવ્યો નહિ ?"

"સર્વ સૈનિકો, તમે તથા રાજદરબારની સર્વ મંડળી 'તું શું પરાક્રમ કરી આવ્યો !' એ પ્રશ્ન પૂછી મારું અપમાન કરે તેમજ

મોટા આનંદથી મારી રાહ જોતી બેઠેલી વિમળા પણ આશાભંગ થઈ દિલગીર થાય, એ વિચારે મારૂં મન વ્યગ્ર બનવાથી હું શહેરમાં આવ્યો નહિ. પછી શું હકીકત બની તે સઘળી મેં તમને કહી છે."

"ત્યારે વિમળા અહીં કેમ ક્યાંએ દેખાતી નથી?" મહારાજાએ પૂછ્યું.

"પિતાજી! આપે તેને ન ઓળખી? રામસિંહ તેજ વિમળા? હમણાં તે પોતાના પિતાને ઘેર ગઇ છે. જલદી પાછી આવી પહોંચશે. પિતાજી! આ અભાગી જીવને લીધે તમને સર્વને અત્યંત દુઃખ થયું. તમારે કેદખાનું સેવવું પડયું અને વિમળાને રાનમાં રખડવું પડ્યું. ખરેખર એ વિચાર આવતાં મને અપાર ખેદ થાય છે." વીરસિંહ ગદ્દગદ્ સ્વરે બોલ્યો.

આ ભાષણ ચાલતું હતું એટલામાં વિમળકુમારી પણ આવી પહોંચી અને એ હર્ષમાં અચાનક અમાત્યનું પણ આગમન થયું. વિજયસિંહ બોલ્યો—" માતા! આ તમારી વિમળા આવી!"

"બ્હેન વિમળા! તું અત્યંત પરાક્રમી છે. આવ, મને એક વખત ભેટ." લલિતા સ્નેહથી બોલી. વિમળા તેને આનંદથી ભેટી અત્યંત નમ્રતાથી બોલી—" વિજય! હું સર્વની ક્ષમા માગવા આવી છું. યુવરાજ પરવાનગી આ........"

"હું તને પરવાનગી આપનાર કોણ? આવ વિજય, આવ મારા મનમાં તારા માટે લેશ પણ ખોટો ભાવ નથી. માતાપિતા! આની ઉપર તમે મુદ્દલ કોપ કરશો નહિ. વિજય, ભાઇ, તારૂં અંતઃકરણ પશ્ચાત્તાપથી શુદ્ધ થયું છે પિતાજી આદિ સર્વને નમસ્કાર કર તે તને ક્ષમા આપશે." વીરસિંહે કહ્યું.

" વિજય ! મેં તને ક્ષમા બક્ષેલી છેજ. અહીં આવ. આવું અધમ કાર્ય કર્યા બદલ ખેદ કર. તમે બન્ને સ્નેહથી વર્તશો તો તમારા રાજ્યમાં કોઇપણ શત્રુ પ્રવેશ કરી શકશે નહિ. ગૃહવિચ્છેદથી કોઇનું પણ સારૂં થયું નથી, " રાજાએ વિજયના વાંસા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું. પછી અમાત્ય બોલ્યો–" મહારાજ ! વિમળા અને વિરસિંહની પરસ્પર પ્રીતિ હોઇ તેમણે પોતાના પ્રેમની અચળતા આજ વર્ષ પર્યંત્ અત્યંત દુઃખ વેઠીને પણ દેખાડી આપી છે, માટે મારી ઇચ્છા છે કે આપણે તેઓને વિવાહિત કરીએ. આપની તેમાં શી ઇચ્છા છે ? "

" બન્નેના વિવાહ થતાં અમને આનંદજ થશે. " રાજા અને લલિતાદેવી એકદમ બોલ્યાં.

" વિરસિંહનેજ વિમળા યોગ્ય છે " વિજય સમાધાનકારક રીતે બોલ્યો.

પછી થોડા સમયમાંજ સુમુહુર્ત જોઇને બન્નેનો વિવાહ કર્યો. લગ્ન સમારંભમાં વિજયને અગ્રણી કરી આનંદથી મંગળ કાર્ય કરવામાં આવ્યું હતું; એ અમારે ખાસ અહીં જણાવવું જોઇએ. વિરસિંહ અને વિજયસિંહ પરસ્પર જીવજાન મિત્ર બન્યા અને હમેશાં સાયંકાળે વીર, વિમળ અને વિજયની ત્રિપુટી વીરતલાવ ઉપર મિષ્ટ મિષ્ટ ગોષ્ટી કરી સુખેથી સમય વ્યતિત કરવા લાગ્યાં.

